# સૌન્દર્ય વિજય.

અથવા

## સત્તરમી સદીનું ઇંગ્લંડ.

## ભાગ બીજો.

લેખકઃ—

**સાકરલાલ મગનલાલ કાપડિયા (મધુકર)**

૩૧, અનંતવાડી, મુંબઇ.

પ્રકાશકઃ—

**ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટે**

અમદાવાદ.

સોલ એજંટ.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,**

ત્રણદરવાજા—અમદાવાદ.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૨-૦-૦

આવૃત્તિ ૧ લી. સંવત ૧૯૯૫. સને ૧૯૧૯. પ્રત ૧૦૦૦.

# રા. મધુકર વિરચીત નવલકથાઓ.

**કમનસિબ લીલા** ( બે ભાગ )—આ કથામાં રા. મધુકરે ગુજરાતી સમાજનું એક કરૂણ ચિત્ર દોરી ગુજરાતને કેવાં દમ્પતિઓની આવશ્યકતા છે તે મનોહર ભાષામાં વર્ણવ્યું છે......કિમત......પ્રથમ ભાગ રૂ. ૧—૧૨—બીજો ભાગ—રૂ. ૨—૦—૦

**મધુર મિલન** ( એક પ્રેમ કથા ) પ્રેમની-વિશુદ્ધ સ્નેહજીવનની મીઠીમીઠી લ્હાણુ કોને નથી ગમતી ? એક હૃદય સ્પર્શી પ્રેમચિત્ર—અવશ્ય વાંચો—રૂ. ૧—૧૨—૦

**કલંકિત કાઉન્ટેસ** ( ડિટેકટિવ નવલકથા ) લેકોકના જગતવિખ્યાત લેખક મોંશ્યોર એમીલ ગેબોરીઓની એક ઉત્તમોત્તમ કૃતિનું ગુજરાતી ભાષાંતર. રૂ. ૨—૮—૦

**પ્રાપ્તિસ્થાન:**

**મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા.

અમદાવાદ.

# બે બોલ.

Rye House Plot નો દ્વિતિય ભાગ ગુર્જર સાહિત્ય પ્રેમીઓનાં કરકમલોમાં મૂકતાં મ્હારે વિશેષ કહેવાનું નથી. "સૌન્દર્ય વિજય અથવા સત્તરમી સદીનું ઈંગ્લંડ," એ નામે સુપ્રસિદ્ધ નવલકથાકાર રેનોલ્ડસની એક ઉત્તમ નવલકથાનું રૂપાન્તર ગુજરાતીમાં બહાર પડ્યું છે એ વાત જાણતાં જ અનેક રસિક વાંચકોને આનન્દ થયો હશે એ વિષે મ્હને લેશ માત્ર શંકા નથી; અને જેમણે પ્રથમ ભાગ વાંચ્યો હશે તેમની ખાત્રી થઈ ગઇ હશે કે મી૦ રેનોલ્ડસની એક નવલકથાકાર તરિકેની શક્તિ અદ્દ્ભૂત જ છે.

આ બીજો ભાગ પ્રથમ ભાગ જેવો જ રસિક અને આકર્ષક બનાવવાનો મ્હેં શક્ય પ્રયાસ કર્યો છે અને મ્હારા એ કાર્યમાં મ્હને કેટલો તથા કેવો વિજય મળ્યો છે તેનો નિર્ણય કરવાનું કામ મ્હારા સહૃદય વાંચનારાઓનું છે. મ્હારી આ તથા અન્ય કૃતિઓમાં કંઇ ખામી કે ભૂલ મ્હારા કોઇ પણ વાંચનારને જણાય તો તે મ્હને લખી જણાવવાથી હું તેનો આભારી થઇશ.

અમદાવાદના સુપ્રસિદ્ધ પ્રકાશક સ્વર્ગસ્થ શ્રીયુત્ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પોતાની પાછળ એક અમૂલ્ય પુસ્તકાલય મૂકી ગુજરાતને પોતાનું ઋણી બનાવી ગયા છે. તેમના ચિરંજીવી શ્રીયુત્ ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટે પોતાના સ્વર્ગસ્થ પિતાની સત્કીર્તિ વધારવા માટે જે ગ્રન્થો પ્રકટ કર્યા જાય છે તેથી તેઓશ્રી ગુર્જર સાહિત્યની એક રીતે સેવા બજાવે છે. એમની મ્હારા પ્રત્યેની સહૃદય લાગણી માટે હું તેમનો ઘણો જ આભારી છું.

૩૧, અનંતવાડી,
મુંબઈ, તા. ૧૧-૮-૧૯

સાહિત્ય સેવક,
મધુકર.

# અનુક્રમણિકા.





# સૌન્દર્ય વિજય.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

#### શેઠ ને નોકર.

સર હેક્ટર ગ્રેહામ ઑલિફન્ટે મારેલું મ્હેણું સાંભળી લાલ પીળો થઇ ગયો. એની નીચતા પ્રકાશમાં આવી ગઇ અને ઑલિફન્ટ જેવા પ્રબલ શક્તિ વાળા મનુષ્ય સાથે વેર બંધાયું. એનું હૃદય આથી અશાન્ત થયું અને રાજેશ્રી સીધા હોટલમાં ગયા. ત્યાં એના ઓરડામાં એનો નોકર હમ્ફ્રી ક્લીન્ટન એની માર્ગ પ્રતિક્ષા કરતો બેઠો હતો.

"શું છે, હમ્ફ્રી ?–" હમ્ફ્રીને જોતાંજ સર હેક્ટરે પૂછ્યું.

"જે બન્યું હોય તે મને કહે–મને ખબર છે કે કંઇ ગંભીર બનાવ બન્યો છે–જનરલ ઑલિફન્ટે તને કંઇ કહ્યું છે ?–"

"હા. સાહેબ......" નોકરે જવાબ આપ્યો. પછી તરત જ એ રડી પડયો અને વિનીત સ્વરે બોલ્યો.

"મને માફ કરો, સાહેબ! મને માફ કરો. હું લાચાર–નિરાધાર હતો–મને મારી નાખવાનો ભય બતાવવામાં આવ્યો હતો–"

"હું તને માફ કરૂં છું, હમ્ફ્રી !–" કર્નલે જવાબ આપ્યો. હમ્ફ્રીને શાન્તિ મળે એવો જવાબ આપવાથીજ તે માગે છે એવો ખુલાસો તેને મળશે એવો તેને વિચાર આવ્યો.

"હમ્ફ્રી ! હું તને માફ કરૂં છું. બોલ, મુક્ત હૃદયે જે બન્યું હોય તે મને કહી દે. તેં બધું કબૂલી દીધું ખરૂં ? એમજ ને? બોલ ગભરા ના–આનાકાની નહિ કર–જે બન્યું હોય તે બધું મને કહી દે કે જેથી હું હવે સાવચેતીથી કામ લઉં."

"સાહેબ!–હું સાચું બોલીશ. કંઇ પણ છૂપાવીશ નહિ. જ્યારે તમને બધી વાત કહીશ ત્યારે તમે મને ક્ષમા આપશોજ એવી મારી ખાત્રી છે." હમ્ફ્રીએ જવાબ આપ્યો.

"મેં અત્યાર પહેલાં તને વચન આપ્યું છે કે હું તને માફ

કરું છું." ગ્રેહામ પોતાની અધીરતા છૂપાવવાનો શક્ય પ્રયાસ કરતો બોલ્યો.

"પણ જલદી બોલ. લગભગ ચાર વાગવા આવ્યા છે અને હું થાકી ગયો છું."

આટલું કહી તે એક ખુરશીપર પડ્યો અને નોકરને બેસી જવાની આજ્ઞા કરી. હમ્ફ્રી બોલ્યો:

"આજે સાંજે તમે રાજમહેલમાં જવા માટે હોટલમાંથી બહાર નીકળ્યા પછી હું દાદર ઉતરતો હતો એટલામાં મારી ભારી અજાયબી વચ્ચે જનરલ ઑલિફન્ટ મારી દૃષ્ટિએ પડ્યો. પ્રથમ તો મેં ધાર્યું કે તે તો ક્યારનો યમ શરણ થઈ ગયો છે અને મારી સામે તેનું પ્રેત આવી ઉભું છે. બીજો વિચાર મને એ આવ્યો કે તે કદાચ કેદખાનામાંથી ન્હાસી આવ્યો હોય કારણ કે તેને ક્ષમા મળી હશે એ વિચાર મારા મગજમાં ભાગ્યેજ આવી શકે એમ હતું. તેણે મારા પર પોતાની આંખો સ્થિર કરી અને મેં કોના કપડા પહેર્યા હતા તે તથા તેણે આપેલા કપડા મેં શા માટે કાઢી નાખ્યા તે તેને કહેવાની મને તેની હંમેશની બેદરકાર પણ સત્તાદર્શક રીતે આજ્ઞા કરી. હું એટલો બધો ગભરાઈ ગયો હતો કે હું તેને એકદમ જવાબ આપી શક્યો નહિ. તેણે ઠંડે પેટે આમતેમ જોયું અને એક વેટરને બોલાવી મેં કોના કપડા પહેર્યા હતા તે પૂછ્યું. વેટરે તરત જવાબ આપ્યો કે "સર હેક્ટર ગ્રેહામના." આ સાંભળી જનરલ ઑલિફન્ટ લેશમાત્ર પણ ચમક્યો નહિ. તેનું રૂંવું પણ હાલ્યું નહિ. તે થોડીક મિનિટ સહેજ વિચારગ્રસ્ત થયેલો જણાયો અને પછી મને તેની પાછળ આવવાની આજ્ઞા કરી. હું એટલો ભય પામ્યો હતો કે તેની આજ્ઞાનો અનાદર કરવાની હિમ્મત કરી શક્યો નહિ. જો તેણે તે સમયે દાદર પરથી ભૂસકો મારવાની મને આજ્ઞા કરી હોત તો તે પણ મારે માનવી પડત. હું તેની સાથે ગયો. તે પોતાના ઓરડા પાસે ગયો અને બે દિવસ અને બે રાત્રિ કેદખાનામાં ગાળ્યા પછી પણ જાણે તે એકાદ કલાક ફરવા ગયો હોયની એવી શાંત મુદ્રાએ તેણે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે મને બેસી જવાની આજ્ઞા કરી, પછી તેણે પોર્ટમેન્ટો ઉઘાડી એક પીસ્તોલ બહાર કાઢી. તે ભરેલી રિવૉલ્વર જોઇ મારાં રોમાંચ ખડાં થયાં–મારા શરીરમાંથી ભયનું ઠંડું લખલખું પસાર થઇ ગયું–મારી ખાત્રી થઇ ગઈ કે મારૂં આવી બન્યું

હતું અને છતાં હું બૂમ પાડી શક્યો નહિ કે મારૂં જીવન બચાવવા માટે એક કરૂણ શબ્દ પણ બોલી શક્યો નહિ. જાણે તે કોઇ સાધારણ કામ કરતો હોય એવીજ રીતે તે મારી સામે ખુરશી પર બેઠો અને તેના હાથમાંનું જીવલેણ હથિયાર જાણે એક રમકડું હોયની તેમ તેની સાથે રમવા લાગ્યો. તે બોલ્યો:

'છોકરા! તેં જે કપટ બાજી ખેલી છે તેને લગતી બધી વાત મને કહી દે; નહિ તો મરવાને તૈયાર થઇ જા–' આ શબ્દો કહી તેણે મારા માથા તરફ પીસ્તોલ તાકી. તે સમયે ભયને લીધે એક તિક્ષ્ણ ચીસ મારાથી નખાઇ જાત–ખરેખર, હું અત્યંત ભયભીત થઇ ગયો હતો–"

"આગળ બોલ–આગળ બોલ–" ગ્રેહામ જેનું મગજ વેર, અશાંતિ અને દુઃખથી ભમી જતું હતું તે બોલ્યો.

"હા, મારાથી એક તિક્ષ્ણ ચીસ નખાઇ જાત–પણ જનરલ ઑલિફન્ટ મનુષ્યના હૃદય ઓળખવાની કલાનો ઉસ્તાદ છે. તેણે પીસ્તોલ બાજુએ મૂકી મને પૂછ્યું કે 'બધું કબૂલ કર. નહિ તો હું તને લાતે લાતે છૂંદી નાખીશ' આહ! આ તેના શબ્દો, સાહેબ! બહુ ભયંકર હતા. હું શું કરૂં? હું શું કરી શકું? સાહેબ! મારા વ્હાલા શેઠ સાહેબ! તમે મને કદિ પણ માફ કરશો નહિ–હા કદિ પણ નહિ—"

"નહિ–હું તને માફ કરૂં છું. મેં તને માફી આપી છે. બનનાર બની ગયું–તેં બધું કબૂલ કીધું ખરૂં?–"

"હા–હા–મેં બધું કબૂલ્યું–" તે નોકર અસહ્ય દુઃખ પામી બોલ્યો.

"તેણે મારી પાસેથી સઘળી વાત કઢાવી લીધી. આહ! અત્યંત નાખુશીથી મેં તે એકરાર કર્યો–પણ–પણ એકેએક વાત–એક પછી એક તેણે મારી પાસે કઢાવી લીધી—"

"ત્યારે તે જાણે છે કે તું પ્રથમ મારી નોકરીમાં હતો? અલબત, તે એ જાણે છે કારણ કે તેણે થોડા કલાક પહેલાં એ વાત મારા કાનમાં કહી હતી. તેં તેણે બ્લીડીંગ હાર્ટ યાર્ડની મુલાકાત લીધી હતી એ વાત મને જણાવી હતી એ પણ તેને કહ્યું હતું કે? હમ્ફ્રી! મને લાગે છે કે બધી વાત તે જાણી ગયો છે. કંઇ પણ તું ગુપ્ત રાખી શક્યો નથી. તેં મને તેની નજરે હલકો પાડ્યો છે. તેં મારા નામપર કલંક લગાડ્યું છે; છતાં હું તને ક્ષમા આપું છું;

કારણ કે તેં ભયને લીધે–મૃત્યુના ડરને લીધે એ બધો એકરાર કર્યો હતો. ઠીક છે, તમારી વાતચીતનો અંત શી રીતે આવ્યો ?–"

"તે એક પણ ઠપકા ભરેલો શબ્દ બોલ્યો નહિ, સાહેબ! તે કોઇ અજબ માણસ જણાય છે. મારા જેવાને ઠપકો આપી તે માફ કરે એવો નથી. તે મને ધિક્કારે છે અને ભવિષ્યમાં પણ ધિક્કારશે. જ્યારે મેં બધી વાત તેને કહી દીધી ત્યારે તેણે મને તેના ઓરડામાંથી ચાલી જવાનું કહ્યું અને તેના વર્તન પરથીજ મારી ખાત્રી થઈ ગઇ કે તે મને પુનઃ નોકરીમાં રાખવા માગતો નથી."

પોતાના નોકરનો ખુલાસો સાંભળી સર હેક્ટર ગ્રેહામ બીજું કંઈ બોલ્યો નહિ. તેણે તેને તેના ઓરડામાં જવાની રજા આપી અને પોતે બિછાનામાં પડ્યો. થોડીકવાર તેને ઉંઘ આવી નહિ પણ પછીતે ઘોર નિદ્રાને વશ થયો અને જ્યારે જાગ્યો ત્યારે સ્હવારે દસ વાગ્યા હતા. એ જાગ્યા પછી અલ્પ સમયમાં હમ્ફ્રી એની તહેનાતમાં આવી ઊભો. આઠ વાગ્યાથી હમ્ફ્રી તેનો શેઠ જાગ્યો છે કે નહિ તે જાણવા માટે આંટા મારી જતો હતો; પણ તેને નિદ્રસ્થ જોઇ તેણે તેની ઊંઘમાં ખલલ કરી ન્હોતી.

"નામદાર મહારાજા તરફથી એક કાસદ કંઈ સંદેશો લાવ્યો છે, સાહેબ!" કર્નલને જાગેલો જોઇ હમ્ફ્રીએ તેને કહ્યું.

"અને તે તમારી સાથે સત્વર વાત કરવા માગે છે,"

"નામદાર મહારાજા તરફથી સંદેશો?" ઑલિફન્ટે પોતાની સત્તાનો કર્નલને સજા કરાવવા માટે ઉપયોગ કર્યો હશે અને ચાર્લ્સે એ સત્તાને શરણ થઇ કર્નલને કંઇ કઠોર આજ્ઞા કરી હશે એવો વિચાર નોકરના શબ્દો સાંભળતાંજ તેને થયો.

"ઠીક છે. તેને દિવાનખાનામાં બેસાડ–હું ત્યાં આવું છું."

તરત જ કર્નલ ગ્રેહામે બિછાનાનો ત્યાગ કર્યો અને કપડા પહેરી તે બનતી ઉતાવળે દિવાનખાનામાં ગયો કે જ્યાં બાદશાહી હુઝુરિયો તેની રાહ જોતો હતો.

"નામદાર મહારાજાએ આજે પ્રભાતમાં તમને મળવાની મને આજ્ઞા કરી છે, સર હેક્ટર ગ્રેહામ! અને તેથી હું અત્રે આવ્યો છું. નામદાર મહારાજા ગઇ રાત્રેજ તમને એ વાત કહેવાના હતા પણ તેમની સ્મૃતિમાંથી એ વાત મેળાવડાની ધાંધલને લીધે નીકળી ગઇ. તેઓ નામદારે તમને કહેવાની મને આજ્ઞા કરી છે કે તમારે કૅપટન

લી તરફ મિત્રભાવથી વર્તવું અને તેની સાથે બનતાં સૂધી સખત થવું નહિ. તમારે કૅપ્ટન તરફ ખાસ ધ્યાન આપવું એવો નામદાર મહારાજાનો હૂકમ છે."

"આહ!–" ગ્રેહામ અજાયબી અને છૂટકારાની લાગણી અનુભવતો બોલ્યો. રાજા કૅપ્ટન લી પર આટલી કૃપા રાખે છે એ વાતથી એને અજાયબી ઉપજી અને ઑલિફન્ટની સત્તાને લીધે એને કોઇ જાતની સજા થઇ નથી એવી ખાત્રી થવાથી એણે શાંતિ અનુભવી.

"હા. એવી બાદશાહી આજ્ઞા છે અને મને વધુ સૂચના થઇ છે કે તમારે એ આજ્ઞા બરાબર પાળવી. જે બહાદૂર યુવાને ડચેસ ઑફ પોર્ટસ્મથની થોડાક દિવસ પહેલાં સેવા બજાવી હતી તેના તરફ કૃપાદષ્ટિ રાખવાની નામદાર મહારાજાની ઇચ્છા છે. તેથી સર હેક્ટર ગ્રેહામ! હું ધારૂં છું કે હવેથી તમે કૅપ્ટન લી તરફ મિત્ર ભાવ દર્શાવશો–તેને જરા પણ સત્તાવશો નહિ અને યુવાન લશ્કરીઓના સામાન્ય વાંકો જો કૅપ્ટન લીને હાથે થાય તો તે તરફ આંખ મિંચામણા કરશો: જો તેની મરજી લંડનમાં વધુ દિવસ રહેવાની હોય તો તમારે તેને રજા આપવાની ના પાડવી નહિ. તેને કોઇ પણ જાતની સખત આજ્ઞા કરવી નહિ. હું ધારૂં છું કે હવે મારે વધુ કહેવાની કંઇ જરૂર નથી. નામદાર મહારાજાની આજ્ઞા સંપૂર્ણ રીતે પળાવી જોઇએ."

"હું એ આજ્ઞા નામદાર મહારાજાની ઇચ્છા પ્રમાણેજ પાળીશ" કર્નલ ગ્રેહામ પોતાના હૃદયમાં બળતી આગ છૂપાવતો બોલ્યો. હુઝુરિયો કંઇ સમજ્યો નહિ. તે નમન કરી વિદાય થયો.

સર હેક્ટર ગ્રેહામ પર આ બીજી આફત આવી પડી. બાદશાહી હૂકમનો અનાદર કરવાની તેનામાં હિમ્મત ન્હોતી, તેથી તેણે લૉરેન્સ લી પર એક પત્ર લખ્યો કે તે તેને હર્ટફર્ડશાયરમાં રહેવાની કરેલી આજ્ઞામાંથી મુક્ત કરે છે. વળી તેણે પત્રમાં લખ્યું કે જે બનાવ બન્યો છે તેથી તેમની મિત્રતામાં વિઘ્ન આવશે નહિ. બધું જાણે બન્યુંજ ન હોય તેમ ભૂલી જવામાં આવશે. આ પત્ર તેણે લૉરેન્સ લી જે હોટલમાં ઉતર્યો હતો ત્યાં જઇ આપી આવવા માટે હમ્ફ્રીને આપ્યો. વીસ મિનિટમાં નોકર પાછો ફર્યો અને કૅપ્ટન લી હર્ટફર્ડ તરફ ઉપડી ગયો છે એવી ખબર આપી.

"ત્યારે તું તારા અશ્વપર બેસી તરત હર્ટફર્ડશાયર જા–" કર્નલ

બોલ્યો. તેણે જોયું કે ગઇ રાત્રે તેણે ડચેસના રંગ મહેલમાં લૉરેન્સને કરેલી આજ્ઞાનો તેણે અમલ કર્યો હતો પણ એજ પળે તેને બાદશાહી આજ્ઞા મળી અને લૉરેન્સને એકદમ મુક્ત કરવાની તેને ફરજ પડી તેથી તે મનમાં ખૂબ બળ્યો.

"તું જાય તે પહેલાં મને કહે કે જનરલ ઑલિફન્ટ હજુ આ હોટલમાં રહે છે કે?"

"હું કૅપ્ટન લીનો પત્ર લઇ બહાર જતો ત્યારે મેં જનરલને ઘોડેસ્વાર થઇ બહાર જતા જોયા હતા—" હમ્ફ્રીએ જવાબ આપ્યો.

સર હેક્ટરે થોડીક પલ વિચાર કરી કહ્યું.

"ઠીક—જલદી હર્ટફર્ડ જા અને કૅપ્ટન લીને મારો પત્ર આપી આવ—"

હમ્ફ્રી કર્નલની આજ્ઞા પ્રમાણે ત્યાંથી બહાર પડ્યો.

"જનરલ ઑલિફન્ટ! ગમે એવાં જોખમો ખેડીને પણ આ કર્નલને કઠોર વચન કહેવાની કિમ્મત શું છે તે હું તને બતાવી આપીશ અને જ્યારે દ્વંદ્વ યુદ્ધમાં મારી સમશેરનો તું સ્વાદ ચાખીશ ત્યારેજ તારા અભિમાન પર ઘા થશે—"

## પ્રકરણ ૨ જું.

### વિચિત્ર લગ્ન.

અમે જે સમયની વાત કરીએ છીએ ત્યારે આઇલીંગટન ઘણું નાનું ગામડું હતું. શહેરી ધાંધલથી તે નીરાળું હતું અને ભવ્ય બગીચાઓને બદલે કુદરતી સૌન્દર્યથી ભરપૂર ખેતરો તથા લીલાં છંમ વૃક્ષોને લીધે તે ઘણું રમણિય લાગતું. લંડન શહેર અને આ ગામડાની વચ્ચેની જગ્યા એટલી એકાંત હતી કે તે ધાડપાડુઓની માનીતી જગ્યા હતી અને તેથી ત્યાંથી એકલા માર્ગ કાપનાર મુસાફરને ઘણા ભયમાંથી પસાર થવું પડતું. ધોળે દિવસે—સૂર્યના પ્રકાશમાં પણ આ રસ્તાપર લૂંટફાટ થયાના દાખલા ઘણા બન્યા હતા; પણ એવી લૂટ અસામાન્ય હિમ્મતવાળા લૂંટારાઓજ પાડી શકતા. એ ગામડું જ્યાં અત્યારે અનેક સુન્દર મકાનો શોભી રહ્યાં છે અને જે અત્યારે ન્હાનકડી રાજધાની જેવું લાગે છે ત્યાં સ્ટુઅર્ટ રાજવંશીઓના સમયમાં થોડાક ગરિબ મુફલેસોના ઘરો અને વેરાન જગ્યા આવેલી હતી.

આઈલીંગટનમાં એક દેવળ હતું. હમણાંનું ભવ્ય દેવળ તે સમયે અસ્તિત્વમાં ન્હોતું પણ તે એજ જગ્યાએ હતું એ વાત ખરી છે.

અગિયારેક વાગ્યાનો સમય હતો. જનરલ ઑલિફન્ટ આ સમયે દેવળના દરવાજા પાસે ઘોડાપરથી ઉતરી પડ્યો અને ઘોડાને બાંધી તે દેવળના કમ્પાઉંડમાં દાખલ થયો. કબરોમાંથી પસાર થયા પછી દેવળના મકાનમાં બે સ્ત્રીઓ બેઠેલી તેને જણાઇ. તેણે તેમને વિનયથી નમન કર્યું અને પુનઃ દરવાજા પાસે આવતાં તેની નજરે બે ઘોડેસ્વાર પડ્યા. આર્ડેન અને તેનો નોકર અશ્વપરથી નીચે ઉતર્યા. જનરલ ઑલીફન્ટ તેમની પાસે ધીમી—ભવ્ય ચાલે આવ્યો અને આર્ડેન તરફ જોઇ બોલ્યો.

"આપ નામદાર આપના નોકરને અહિંજ રહેવા દો—આપણે એકાંતમાં જઇ વાત કરીશું કારણ કે મારી વાત ઘણીજ અગત્યની છે."

લૉર્ડ આર્ડેને ઑલિફન્ટની સૂચનાને માન આપી પોતાના નોકરને પોતાના અશ્વનો કબજો સોંપ્યો. ઑલિફન્ટ તેને એક જૂના ગીચ યુ ઝાડ પાસે લઇ ગયો. આજુબાજુ કોઇ નજરે પડતું ન્હોતું અને તે જૂનું ઝાડ જો કે પાંદડા વગરનું હતું તોપણ તેની ડાંખળીઓ ઘણીજ હોવાથી તે ગીચ લાગતું. એ મોટા વૃક્ષમાં કોઈ સ્થળે કોઇ છુપાઈ બેઠું હોય તો તે માલુમ પડે એમ ન્હોતું.

"હવે મારા લૉર્ડ! આપણે આપણી વાતચીત આગળ ચલાવીશું. ડચેસ ઑફ પોર્ટસ્મથના રંગમહેલમાં આપણે જ્યાંથી વાત અધુરી રાખી હતી ત્યાંથીજ હવે આગળ ચલાવીશું—"

"તમારી વિનંતીને માન આપી હું અહિં આવ્યો છું, જનરલ ઑલિફન્ટ!........." લૉર્ડ આર્ડેન પોતાનું ઉમરાવી અભિમાન બતાવવાનો મિથ્યા પ્રયાસ કરતો બોલ્યો.

"હું અહિં આવ્યો છું, કારણ કે—"

"કારણ કે તમે મારી આજ્ઞાનો અનાદર કરવાની હિમ્મત કરી શક્યા નહિ........." ઑલિફન્ટે જવાબ આપ્યો અને એ શબ્દો બોલી તેણે પોતાની શ્યામ આંખો ભયંકર નિશ્ચય દર્શાવતી હોય તેવી સ્થિર કરી લૉર્ડ આર્ડેનના મુખ તરફ તાકી અને તે અભિમાની ઉમરાવને પોતે જેટલો સરલહૃદયી છે તેટલોજ ભયંકર છે એ વાતનું સ્મરણ કરાવ્યું.

"ઠીક. જનરલ ઑલિફન્ટ! નકામો સમય ગુમાવવાની જરૂર

નથી—" ઑલિફન્ટની સ્થિર નિશ્ચયદર્શક આંખોથી ભય પામી આર્ડન બોલ્યો.

"તમે જેમ ઇચ્છોછો તેમ ગઇ રાતની અધુરી વાત પૂરી કરો..........."

"વારૂ—સાંભળો, સાહેબ! તમે શરમભરી રીતે તમારા પાપી વિકારનો ભોગ થઇ પડેલી હતભાગીની સુન્દરી પાસેના તમારા મૃત્યુને આમત્રંણુ કરનારા ભયંકર દસ્તાવેજો પ્રપંચથી પ્રાપ્ત કર્યા ત્યારે તમે સહીસલામત છો એમ ધારી મલકાયા અને તમારા વિજય માટે તમને અભિમાન આવ્યું; પણ તમે ભૂલ્યા છો. તમારી માન્યતા ખોટી છે. આકસ્મિક રીતે હજુ તમે મ્હારી સત્તા નીચે છો—અને તમે મારા પંઝામાં છો એટલે તે કમનસિબ સ્ત્રીના પંઝામાં પણ છો; કારણકે પોતાની લાગણીની દરકાર કર્યા વિના પોતાના સ્વર્ગસ્થ પતિના ગાઢ મિત્રની સલાહ પ્રમાણેજ તે વર્તશે એવી મારી ખાત્રી છે—"

લૉર્ડ આર્ડને આજુબાજુ કોઈ નથી એવી ખાત્રી કરવા માટે ચોતરફ દૃષ્ટિ ફેંકી કારણ કે જે વાત હમણાં થતી હતી તેને તેનાં કાળાં જીવનનાં કાળાં કૃત્યો સાથે ગાઢ સંબંધ હતો. તેણે વૃક્ષની પાંદડા વિનાની ડાળીઓમાં પણ નજર ફેંકી અને કોઇ ન જણાવાથી સંતોષ પામી બોલ્યો:

"જનરલ ઑલિફન્ટ! હું કબૂલ કરૂં છું કે તે દસ્તાવેજોએ મારૂં ગંભીર નુકસાન કર્યું હોત—"

"હા—" તે તામ્રવર્ણી યોદ્ધો ઉમરાવને બોલતો અટકાવી બોલ્યો.

"એ દસ્તાવેજોથી તમે એક વખત મહારાજાની નોકરીમાં રહી, મહારાજાનું લૂણ ખાઇ તેમની સ્હામે દગાબાજી રમી કેવી નીમકહરામી બતાવી હતી તે પૂરવાર થાત. તે પરથી માલુમ પડત કે તમે તમારી લક્ષ્મીનો અમને—વરજીનીઆના બંડખોરોને સહાય કરવામાં ઉપયોગ કર્યો હતો—તમે અમને ગુપ્ત રીતે મળતા હતા–તમારી યુક્તિઓ અને તમારા રાજાના લાભના ભેદોથી અમને વાકેફ કરતા હતા–તમે રાત્રીને સમયે સ્વર્ગવાસી કર્નલ મર્ટનના ઘરમાં આવતા હતા.–ત્યાંથી હું યુદ્ધ ભૂમિમાંથી સંદેશા મોકલું તે સાંભળી તમારે મને જે કંઈ સંદેશો મોકલવો હોય તે પણ તમે મને ત્યાંથી પહોંચાડતા હતા–આ બધું તે દસ્તાજોપરથી એક પલકમાં પૂરવાર થાત—"

"આપણા ભૂત જીવનનો એ સારાંશ અત્યારે તમે શામાટે કહી

બતાવો છો? એ ભૂત સ્મરણની હમણાં શી જરૂર છે?—" પુનઃ આમતેમ કોઇ સાંભળનાર નથી એવી ખાત્રી માટે નજર ફેંકતો લૉર્ડ આર્ડન બોલ્યો.

"હું એ ભૂત સ્મરણ શામાટે કરાવું છું તે તમે જાણવા માગો છો? હું તમારા ભૂતકાળના કાળાં કામોની તમને એટલા માટે સ્મૃતિ કરાવું છું કે જેથી તમારી નીમકહરામી તથા દગાબાજીનો તમને ખ્યાલ આવે. હું કોઇ માણસ પોતાની ગમે તેવી માન્યતાને દૃઢતાથી વળગી રહે તો તેને માન આપું છું—મારી માન્યતા પ્રમાણે તે બદમાસ હોય તોપણ તેને હું માન આપું છું. હા—જો તમે વરજીનીઆમાં મહારાજાના કમીશનર તરિકે, મહારાજાને નીમકહલાલ રહી, તમારૂં કર્તવ્ય બજાવ્યું હોત તો હું તમને એક માનવંત શત્રુ સમજત; પણ તેમ તમે કર્યું નહિ. તમે દગો કર્યો—તમે દગાબાજ નીવડયા, નીમકહરામ થયા અને તમારા સ્વાર્થ માટે તમે અમારી સાથે મળી ગયા. જો અમે વિજયી થાત તો નવા પ્રજાસત્તાક રાજ્યના તમે ચાલક થાત અને એકવાર પ્રેસીડંટ થયાં પછી, સર્વ સત્તા તમારા હાથમાં આવ્યા પછી તમે પુનઃ એકતંત્રી શાસન સ્થાપત-તમે રાજા થાત અને જો એમ ન થાય, બાદશાહી લશ્કર વિજયી થાય તોપણ રાજા તમને માન-ચાંદ આપવા તૈયારજ છે; આવા એ નીચ-સ્વાર્થી હેતુઓ તમારા મગજમાં રમતા હતા. તમે મહારાજાને વફાદાર રહ્યા નથી- અમારી સાથે પણ તમે વફાદારી બતાવી નથી-પણ ફક્ત સ્વાર્થ-સ્વાર્થ નીચ સ્વાર્થનેજ તમે હમ્મેશા પૂજતા રહ્યા છો—"

"હું ફરીથી પૂછું છું કે આ સ્મરણોની અત્યારે શું જરૂર છે?" લૉર્ડ આર્ડન પુનઃ આમતેમ દૃષ્ટિ ફેંકતો બોલ્યો.

"તમે જે બોલોછો તેના પૂરાવા ભસ્મિભૂત થઈ ગયા છે- એક પણ પુરાવો તમારી પાસે રહ્યો નથી-મેં મારે હાથે તે કાગળો બાળી નાખ્યા છે—જુલિયા મરટન પાસે એકાદ કાગળ રહી ગયો છે એમ તમે કહી શકશો નહિ; કારણ કે જેને મેં તે કાગળો મેળવવા માટે રોકયો હતો—"

"મારી વીંટી બતાવીને તેણે કાગળો મેળવ્યાને?—" ઑલિફન્ટ ક્રોધ અને તિરસ્કારની લાગણીથી આર્ડન તરફ જોઈ બોલ્યો.

"હા. તમારી વીંટી અમને સહાયક થઇ પડી. હું ના પાડતો નથી; કારણ કે જ્યારે માણસો લડવા બહાર પડે છે ત્યારે દરેક યુક્તિ

અમલમાં મૂકવાનો તેને હક્ક છે. એવી વખતે એવી યુક્તિઓ યોગ્ય ગણાય છે. તેમાં શરમાવા જેવું કંઇ નથી; પણ તે ઉલટું મગરૂર થવા જેવું છે—"

"એમ? દગો–કપટ–પ્રપંચ એ બધું કાયદેસર, ન્યાયી અને યોગ્ય ગણાય છે એમ? ઠીક છે. મારા લૉર્ડ! તમારા મત સાથે હમણાં હું મળતો થાઉં છું. તમે એ મતના છો એ જાણી મને હમણાં આનંદ થાય છે માણસો જ્યારે એક બીજાના દુશ્મન થાય છે ત્યારે પોતાના શત્રુને પરાજીત કરવા માટે ગમે તેવી નીચ યુક્તિ અમલમાં મૂકવી એમ તમે કહોછો ને? હશે........પણ મેં તમને જે વાતો કહી–તમારી દગાબાજીની જે વાત કહી તે ખોટી છે એમ તો તમે કહેવા માગતો નથી ને?"

"નહિ........હું તે ખોટી છે એમ કહેવા માગતો નથી. તે સત્ય છે; પણ હું તમને ફરીથી કહું છું કે બધા પુરાવાઓ નાશ પામ્યા છે—"

"એમ? તમારા નીચ હથિયારને જુલિયા મરટન તરફથી ખાત્રી મળી હશે કે એકપણ કાગળ તેણી પાસે રહ્યો નથી." ઑલિફન્ટ બોલ્યો. "મેં મીસીસ મરટનને જેટલા પત્રો આપ્યા હતા તે બધા તમારા કાવત્રામાં તમને સહાય કરનાર નીચ માણસને તે ભોળી સ્ત્રીએ આપી દીધા હતા એવી તમને ખાત્રી આપવામાં આવી હશે—"

"ફક્ત એ એકજ ખાત્રી આપવામાં આવી નથી; પણ તમારે હાથે એ પત્રોની એક અનુક્રમણિકા લખાયલી હતી. અને તે અનુક્રમણિકા પ્રમાણે બધા દસ્તાવેજો મારા હાથમાં આવ્યા હતા! આહ. જનરલ ઑલિફન્ટ! તમે મને સમજાવવા આવ્યા હતા કે જુલિયા મરટન પાસે હજુ એકાદ દસ્તાવેજ રહી ગયો છે અને તેથી હજુ મેં વરજીનીઆમાં જે કામ કીધાં હતાં તે જાહેરમાં મૂકી મારાપર વેર લઇ શકાય એમ છે; પણ તેમાં તમે ભૂલ્યા છો."

"પણ ધારો કે એ પુરાવાઓ હસ્તીમાં હોત તો તમે જુલિયા મરટનના પંઝામાં સપડાત ખરા ને?—"

"હા—તેની સત્તા નીચે મારે જીવન પર્યંત રહેવું પડત–હું કબૂલ કરૂં છું–પણ આ વાતનો હેતુ શું?"

"તે તમે હમણાંજ જાણશો." જનરલ ઑલિફન્ટે જવાબ આપ્યો.

"તમે જાણોછો?–નહિ–તમે નથી જાણતા—કર્નલ મરટને

પોતાના જીવનની છેલ્લી ઘડીએ તમારાપર જો બની શકે તો વેર લેવાની મને આજ્ઞા કરી હતી. એ વેર કઇ જાતનું લેવું તે સંયોગો પર આધાર રાખે છે.........”

“જો તમે અહિં મને તમારી તલવાર સાથે મારી સમશેર મેળવવા માટે બોલાવ્યો હોય તો મારે તમને કહેવું જોઇએ કે એક ચર્ચયાર્ડ તે માટે યોગ્ય જગ્યા નથી—”

“તમે—એક દગાબાજ પાપી પ્રેમી—એક જૂલમીને યોગ્યાયોગ્યનો વિચાર?—ઑલિફન્ટ આવેશયુક્ત સ્વરે બોલ્યો.

“દેવળ જેવી પવિત્ર જગ્યાએ તલવાર ન લડાવવા પર બોધ આપનાર તમે?......હશે......મેં તમને તે માટે અત્રે બોલાવ્યા નથી. મેં જ્યારે પ્રથમ ઇંગ્લંડના કિનારાપર પગ મુક્યો ત્યારે મે ધાર્યું હતું કે તમારાપર વેર લેવાનું ઉત્તમ સાધન મારી પાસેના દસ્તાવેજો છે. એ દસ્તાવેજો મહારાજાના હાથમાં જતાજ તમારા મોતના વૉરંટ પર સહી થઈ જાત અથવા તમે જીવન પર્યંત કેદખાનામાં સડયા કરત. આ વિચારથી મેં તે દસ્તાવેજો મિસીસ મરટનના હાથમાં મૂકયા. તમે તેણી પાસેથી એક બદમાસને તમારૂં હથિયાર બનાવી તે કાગળો તમારા કબજામાં લીધા અને તમારા નીચ સહાયકે બદલામાં નાઇટ-હુડનો ખિતાબ મેળવ્યો. હા. :તમે તે કાગળો મેળવ્યા—તમે કહોછો તેવી યોગ્ય અને વાજબી યુક્તિથી મેળવ્યા કે જે કાયદેસરની અને તમને આબરૂ આપે એવી તમે માનો છો. હું કબૂલ કરૂં છું કે તમારી પાસે બધા દસ્તાવેજો આવી ગયા છે—એક પણ મારી પાસે રહ્યો નથી. હું ખુલ્લા દીલે તે કબૂલ કરૂં છું—પણ તે છતાં હજુ તમે જુલિયા મરટનના પંઝામાં છો—”

“જનરલ ઑલિફન્ટ! તમે એમ ધારો છો કે તમારાં ભયદર્શક શબ્દોથી હું ડરી જઇશ? તમે તમારી વાચાળતાથી હું જુલિયાના પંઝામાં છું એમ મારી પાસે મનાવવા માગો છો? ગઇ રાત્રે હું માનતો હતો—આજે સ્હવારે હું ડરતો હતો—અરે! થોડીક મિનિટ પહેલાં મને ભય હતો કે, તમે મારાપર વેર લેવાની કોઈ નવીન યુક્તિ શોધી કાઢી હશે; પણ નહિ. જુલિયા મરટન સાથેનો મારો પ્રેમ તથા પેલા દસ્તાવેજોમાંની ગંભીર હકીકત તમે તેના સાક્ષી હોવા છતાં પણ મહારાજા સમક્ષ મને કોઇ પણ જાતનું નુકસાન કરશો એમ જો તમે ધારતા હો તો ભૂલો છો. પુરાવા—સાબીતીની પ્રથમ

જરૂર છે—તે તમારે મેળવવાજ પડશે—અથવા તો કોઈ તટસ્થ સાક્ષી તમારે લાવવો જોઇશે. તમારી પાસે પુરાવા પણ નથી અને સાક્ષી પણ નથી. આથી તમારૂં હવે કંઈ વળે એમ નથી. આપણી મુલાકાતનો હવે અંત આવે છે—"

"નહિ, મારા લૉર્ડ! એમ નથી......" જનરલ ઑલિફન્ટ લૉર્ડ આર્ડેને જે દલીલો રજુ કરી તે પર ધ્યાન આપ્યા વગર બોલ્યો.

"મારા વ્હાલા મિત્ર કર્નલ મરટનની મૃત્યુ સમયની ઇચ્છા તમારા પર વેર લેવાની હતી અને એ વેર લેવાની પલ આજ છે હું રાજી છું કે તમે દસ્તાવેજોનો નાશ કર્યો છે. હા—હું તેથી રાજી છું કારણ કે તેમ થવાથી મને બીજી જાતનું વેર લેવાની યુક્તિ મળી છે અને એ યુક્તિ પહેલાં કરતાં વધુ સારી છે. આ કલાક પૂરો થાય તે પહેલાં હું મારૂં વેર લઇશ. હું ખાત્રીથી કહું છું કે હું મારા મિત્રનું વેર હમણાંજ લઇશ. તમે દુનિયામાં હલકા પડશો, અપમાનિત થશો અને તમારો ભોગ થઇ પડેલી ભોળી સ્ત્રીને દિલાસો મળશે. મારૂં વેર વિચિત્ર જાતનું અને તમારી કલ્પનામાં પણ ન આવે એવું છે. એ વેર જ્યારે હું વાળીશ ત્યારે તમારૂં અભિમાન ચાલ્યું જશે, તમે હલકા પડશો, તમારૂં મ્હોં કાળું થશે અને તે જોઇ મારા વ્હાલા મિત્રનો આત્મા સ્વર્ગમાં શાન્તિ મેળવશે."

"હું તમે શું કહેવા માગો છો તે સમજી શકતો નથી." ઑલિફન્ટના શબ્દોથી સહેજ ડરી-દબાઇ લૉર્ડ આર્ડેન બોલ્યો ઑલિફન્ટ છેલ્લા શબ્દો ગંભીર સ્વરે બોલ્યો હતો અને એના સ્વરમાં એના વજ્ર સમા હૃદયની દૃઢતા વ્યક્ત થતી હતી. લૉર્ડ આર્ડેન જનરલ ઑલિફન્ટને સારી પેઠે ઓળખતો હતો. તેની નીડરતા, તેની શૂરવીરતા, અસામાન્ય ચાલાકી લૉર્ડ આર્ડેનને યાદ આવી તે કદિપણ પૂરતી શક્તિ સિવાય કોઇ કામ હાથમાં લેતો નથી એ તે જાણતો હતો. વળી તે ખોટા લવારો કરી કદિ પણ થુંક ઉરાડતો નથી એવી પણ ઉમરાવની ખાત્રી હતી.

"લૉર્ડ આર્ડેન! મને આનંદ થાય છે કે તમે તમારા જીવનને કલંકિત કરનારા દસ્તાવેજો નીચ યુક્તિથી મેળવી બાળી નાખ્યા છે. અને તેથી જૉન મરટને મને તમારાપર વેર લેવા માટે મને જે આજ્ઞા કરી હતી તેને લાયકનું ઉમદામાં ઉમદા વેર લેવાનું હવે મને સુઝ્યું છે. મારા લૉર્ડ! જો આ સ્થલ તલવારબાજી માટે તમને યોગ્ય

ન જણાતું હોય તો કંઈ ફિકર નહિ. અહિં હમણાં લગ્ન ક્રિયા થશે—" એમ કહી ઑલિફન્ટે દેવળ તરફ હાથ લાંબો કર્યો.

"લગ્નક્રિયા?" ભય અને બીકની લાગણીથી લૉર્ડ આર્ડેન બોલ્યો.

"હા. લગ્ન ક્રિયા. જુઓ. દેવળના બારણા ખુલ્લા છે. અંદર જુલિયા મરટન એક દાસી સાથે બેઠી છે. પાદરીને ઘટતી સૂચના મળી ગઈ છે અને થોડીક મિનિટમાં તે આવી પહોંચશે. બીજી બધી તૈયારી કરવામાં આવી છે. લૉર્ડ આર્ડેન! આજે બપોર પહેલાં જુલિયા મરટન તમારી પત્નિ થશે—"

"નહિ—શું મારી વિલાસદાસીને હું મારી પત્નિ બનાવીશ? નહિ—"

"મારા લૉર્ડ! જો તમે આવા શરમભર્યા ઉદ્ગારો કહાડશો તો હું પ્રભુના કસમથી કહું છું કે આપણે આપણી મ્યાનમાંથી તલવારો બહાર કાઢવી પડશે; અને આપણા બેમાંથી એકના જીવનનો અંત આવશે—" ઑલિફન્ટ ઝનુનથી બોલ્યો.

"પણ નહિ, હું તેમ કરીશ નહિ. ઓ ઘરડા ઘુવડ! તું શું એમ ધારે છે કે તલવાર બતાવ્યા સિવાય હું તને જુલિયા મરટનને ન્યાય આપવાની ફરજ પાડી શકું એમ નથી? વિચાર કર—મારી સાથે દેવળમાં ચાલ અને તારા વિકારનો—તારા દગાનો ભોગ થઈ પડેલી ભોળી સ્ત્રીને તારી પત્નિ બનાવ; નહિ તો આજે તું લંડન ટાવરની હવા ખાવા જશે—"

"શું? આવી ધમકી? લંડન ટાવર! કેદખાનું! મૃત્યુગૃહ! મને હજુ પણ કેદખાનામાં મોકલવાનો ભય બતાવો છો, જનરલ?" લૉર્ડ આર્ડેન જે ઑલિફન્ટ શાબ્દિક ચાતુર્યથી પોતાને હરાવવા માગે છે એમ માનતો હતો તે બોલ્યો.

"તમે જે આરોપ મારાપર મૂકી મને ટાવરમાં મોકલી શકો એમ છો તેના બધા પુરાવા નાશ પામ્યા છે—"

"હા—બધા લેખિત પુરાવા નાશ પામ્યા છે; પણ ધારો કે અહિં આપણી વાત સાંભળનાર કોઈ સાક્ષી હોય તો—"

"એક સાક્ષી? આપણી વાત સાંભળનાર? નહિ—અહિં કોઈ નથી—"

"ઠીક છે. તમને હમણાંજ જણાશે—" કહી તે બે ચાર ડગલાં આગળ વધી બોલ્યો. "અહિં આવ."

તે ઝાડના પોલા થડમાં એક માણસનું માથું પ્રથમ બહાર નીક-

જ્યું. રાલ્ફ ગ્રીમસ્ટેડને લૉર્ડ આર્ડેનને તરત ઓળખ્યો કારણ કે તેને તેણે ટાવરમાં પોતાના મિત્ર લેફ્ટનંટને ત્યાં ઘણીવાર જોયો હતો. એક રીંછની માફક રાલ્ફ ધીમે રહી ડાળીપર આવ્યો અને પછી લીલા ઘાસપર કૂદી પડયો.

રાલ્ફ ગ્રીમસ્ટેડને જોઇને લૉર્ડ આર્ડેનનું અભિમાન હવામાં ઉડી ગયું. ઍલિફન્ટે તેને આબાદ સપડાવ્યો હતો. તેને વાતમાં ને વાતમાં વરજીનીઆમાં તેણે કરેલા પ્રપંચની બધી વાત ઍલિફન્ટે કબૂલાવી હતી. તેની આંખે અંધારા આવવા લાગ્યા. તે એક મોટા પત્થરને અઢેલી ગુપચુપ ઉભો રહ્યો. ઍલિફન્ટ તેની પાસે શાંત વદને ઉભો હતો. તેને જોતાંજ લૉર્ડ આર્ડેન જાણે સાક્ષાત યમરાજા તેની સામે ઉભો હોય એમ માનવા લાગ્યો. તે લાચાર થઈ ગયો. તેને ઍલિફન્ટ મર્મમાં જે જે બોલ્યો હતો તેની હવેજ ખબર પડી.

આ સમયે ચર્ચયાર્ડમાં એક વૃદ્ધ ધર્મગુરૂ દાખલ થયો. તેની પાછળ થોડેક દૂર એક બીજો માણસ હતો કે જે તેનો કારકુન હતો.

"હવે ચાલો, મારા લૉર્ડ! ધર્મગુરૂ આવી પહોંચ્યા છે. તેમને ખોટી કરવા એ યોગ્ય ન ગણાય."

તે કંગાળ ઉમરાવ એક પણ શબ્દ બોલવાની હિમ્મત કરી શક્યો નહિ. તેણે જરા પણ આનાકાની પણ કરી નહિ. તે ઍલિફન્ટના પંઝામાં બરાબર ફસાયો હતો. લૉર્ડ આર્ડેન ઍલિફન્ટની રાક્ષસી દૃઢતા સારી પેઠે જાણતો હતો. આથી જાણે તે ફાંસીને લાકડે જતો હોય તેવી લાગણી સાથે લગ્ન કરવા દેવળ તરફ જવા લાગ્યો.

"તેં મારી નીમકહલાલીથી સેવા બજાવી છે." લૉર્ડ આર્ડેન સહેજ દૂર જતાં ઍલિફન્ટે ધીમે સ્વરે ગ્રીમસ્ટેડને કહ્યું.

"તું મારી વીંટી મેળવવા માટે જે પ્રપંચ રમ્યો હતો તેનો બદલો તેં મને વાળી આપ્યો છે. હું તને માફ કરૂં છું. અને આ કામ માટે વધુ ઈનામ આપું છું. લે, આ પૈસા મેં તને જે પૈસા આપ્યા છે તે અને આ પૈસાની મદદથી તું એક જમીનનો ટુકડો તથા નાનું ઘર ખરીદી શકશે કે જે વિષે મેં તને ટાવરમાં વાત કરી હતી...જુલિયાની દાસી આ ગામડાની ભોમિયણ લાગે છે. તેની મદદથીજ તને છૂપાવવાની જગ્યા આપણે જાણી શકયા—ઠીક છે. હવે તું આમ તેમ ફર્યા કર—જો એ બદમાસ કંઈ ગડબડ કરશે તો હું તને બોલાવીશ; પણ લગ્ન થઈ ગયા પછી તું ચાલ્યો જજે—"

"આહ! જનરલ ઑલિફન્ટ! તમે અજબ માણસ છો. હું તમારી ભેટ માટે તમારો આભાર માનું છું. પણ તમે જાઓ તે પહેલાં મારી એક અજાયબીનો અંત લાવો. તમને આટલા બધા વર્ષો પહેલાંના પેલા બનાવ વિષે શી રીતે ખબર પડી? અથવા તમે—"

"બસ—હમણાં ચૂપ રહે." ઑલિફન્ટે આજ્ઞા કરી.

"તું જોતો નથી કે મારે માટે વર–વધુ ખોટી થાય છે." આ શબ્દો બોલી તે હસ્યો. અને તે દેવળમાં દાખલ થયો.

ગ્રીમરટેડ તેજ જગ્યાએ ઉભો રહી બબડયો.

"ગમે તેમ હો પણ એ તે તો નથી–અને છતાં–છતાં—"

ગ્રીમસ્ટેડના લવારા પર અમે ધ્યાન આપીશું નહિ પણ વાંચનારને પવિત્ર દેવળમાં લઈ જઈશું કે જ્યાં લૉર્ડ આર્ડેન, જુલિયા, ઑલિફન્ટ અને ધર્મગુરૂ સઘળા હાજર હતાં.

જુલિયા મરટન સાદા વસ્ત્રોમાં સજ્જ થઈ હતી અને તેણે આગલે દિને એક દાસી રાખી હતી તે તેની સેવામાં હાજર હતી. તે પોતાની જગ્યાએથી ઉભી થઇ અને જે નીચ મનુષ્યે તેની પવિત્રતા કલંકિત કરી હતી તેના તરફ જોયું. લૉર્ડ આર્ડેન તેને નમ્યો.

"મારા લૉર્ડ," ઑલીફન્ટ બોલ્યો.

"જે તમારી પત્નિ થવાની છે તેને તમે ચાહી ન શકો તો ફીકર નહિ, પણ તેની સાથે માનથી વર્તજો. યાદ રાખજો કે તેને માથે તેના સ્વર્ગસ્થ પતિનો ગાઢ મિત્ર જીવતો છે અને જો તમે જરા પણ જૂલમી વર્તન ચલાવશો તો તમારી તે બરાબર ખબર લેશે."

આર્ડેને યંત્રવત્ પોતાનો હાથ જુલિયાને આપ્યો. તેણીએ તે લીધો–તે સમયે તેને અવનવી અસર થઇ–ધર્મગુરૂએ લગ્ન ક્રિયા કરી અને થોડીક મિનિટમાં જુલિયા મરટન–તજાયલી–હીણાયલી કલંકિત જુલિયા લેડી આર્ડેન બની.

પાપ! દગો! લૉર્ડ આર્ડેનના પાપી–દગાબાજ કામોની સજામાંથી બચવા તે હતભાગી જુલિયાને પરણ્યો. જગત્! જગત્! તારી સપાટીપર આવા કેટલાક નીચ કીડાઓ ભમ્યા કરે છે?

જુલિયા–લૉર્ડ આર્ડેનની વિલાસ સખી–જગતની નજરે અપવિત્ર, કલંકિત થયેલી ગુનેહગાર જુલિયા લેડી આર્ડેન બની! લૉર્ડ આર્ડેનને તેને જોઈ કેવી લાગણી થઇ હશે? એ લગ્ન ક્રિયાનો દેખાવ કેવો થયો હશે? વાંચનાર! એ તારે વિચારી લેવાનું છે.

## પ્રકરણ ૩ જું.

### સમશેર બાજી.

અમે પુનઃ અમારા વાંચકોને હવે “ એંજલ ” હોટલના એક ભવ્ય અને સુશોભિત ઓરડામાં લઇ જવા માગીએ છીએ કે જ્યાં જનરલ ઑલિફન્ટે કર્નલ ગ્રેહામ સાથે ઓળખાણુ કરી તેની સાથે જુગાર રમી સદ્દભાગ્યે પોતાનું ખીસું તર કરી સામાની તિજોરીનું તળિયું આણ્યું હતું.

એજ દિવસે ત્રણ વાગે જનરલ ઑલિફન્ટ હોટલમાં દાખલ થયો અને કંઇ ખાવાનું લાવવાનો વેટરને હુકમ કીધોઃ ત્રણ વાગ્યા છતાં ઘણાકો ત્યાં બપોરનું ખાણું ખાતા હતા. કેટલાકો દારૂ પીતા હતા અને પેટ ભરતા હતા. કેટલાક શોખીનો ફક્ત બબ્બા પરજ મંડયા હતા અને કેટલાકો સમય પસાર કરવા માટે ગપ્પાં મારતા હતા.

જ્યારે જનરલ ઑલિફન્ટ હોટલમાં દાખલ થયો ત્યારે બધાની આંખો તેના તરફ ખેંચાઈ કારણ કે રાજાની તેના પર ઘણીજ કૃપા થઇ ગઈ હતી, એ વાત આખા શહેરમાં પ્રસરી ગઇ હતી અને એણે ભૂતકાલમાં ગમે તે કર્યું હોય ( એના ભૂતકાલ વિષે એ એક ‘ બંડખોર ’ હતો એ સિવાય કોઇ બીજો આક્ષેપ મૂકી શકે એમ ન્હોતું ) તોપણ હમણાં આ ઉગતા ચળકતા તારાને પૂજવા દરેક વ્યક્તિ તૈયાર હતી. વળી ત્યાં કેટલાક સૈનિકો હમણાં હાજર હતા. અને જો કે તેઓ દઢ રાજપક્ષી હતા છતાં પણ અસામાન્ય વીરતાના પ્રશંસક હતા અને વીરત્વ માટે તો ઑલિફન્ટનું નામ જગવિખ્યાત થયું હતું. અમેરિકામાંનાં એનાં પરાક્રમો–વરજીનીઆમાં એ બળવાખોરોનો નેતા થયો ત્યારે એણે બતાવેલી અસામાન્ય હિમ્મત તથા શૂરવીરતા તથા મેક્સીકન લશ્કરના સેનાપતિ તરિકે એણે બતાવેલી કાર્ય કુશળતા–એ સર્વથી એ તે સમયના બહાદૂર યોદ્ધાઓમાંનો એક ગણાતો હતો. આવાં અનેક કારણોને લીધે તે “કૉફી રૂમ” માં દાખલ થતાંજ બધા તેના તરફ પોતાથી આંખો તાકી રહ્યા.

સૈનિકોમાંના કેટલાક કર્નલ ગ્રેહામ સાથે તે પ્રથમ રાત્રે જુગાર રમ્યો હતો ત્યારે હાજર હતા. તેમને તે ઓળખતો હતો અને તેઓ જનરલને ઓળખતા હતા. સૈનિકોમાંના કેટલાકોએ એ પરિચયનો

લાભ લીધો. એ ત્રણ જણ ઉઠીને જનરલની પાસે ગયા અને તેને માનથી નમન કરી બોલાવ્યો. તેણે પોતાના ઉમદા સ્વભાવ પ્રમાણે સૈનિકો સાથ સરલ હૃદયે વાતચીત કરવા માંડી અને વાતમાં ને વાતમાં સર્વેની ખાત્રી થઇ ગઈ કે તે એક બહાદૂર સૈનિક છે, એટલુંજ નહિ પણ એક ઉચ્ચ કુલીન ગૃહસ્થ પણ છે. ઑલિફન્ટે ફક્ત પોતાની વાકચાતુરી બતાવવાનેજ સૈનિકો સાથ સમય ગુમાવ્યો ન્હોતો પણ તેમની સાથેના વાર્તાલાપથી તે પોતાને આવશ્યક ખબરો ચાલાકીથી મેળવી લેતો હતો. વળી તે પોતાની માતૃભૂમિમાં ઘણે વરસે પાછો આવ્યો હતો. એટલા સમયમાં લંડનની સમાજમાં—ફ્શનમાં—રિત રિવાજમાં ઘણા ફેરફાર થયા હતા. એ બધાનો તે અભ્યાસ કરતો હતો.

તેણે આપેલી આજ્ઞા પ્રમાણે તરતજ ભોજન લાવવામાં આવ્યું કારણ કે વેટરો પણ જે માણસનું નામ બધાના મ્હોંમાં રમી રહ્યું હતું તેની સેવા બજાવવાને આતુર હતા. ત્યાં હાજર રહેતા દરેક ગૃહસ્થને ઑલિફન્ટ સાથે પરિચય પાડવાનું મન થતું હતું. ભોજન લેતી વેળા પણ ઑલિફન્ટની વાતચીત ચાલુજ હતી. થોડીક મિનિટ પસાર થયા પછી કર્નલ ગ્રેહામ તે ઓરડામાં દાખલ થયો. જનરલની તેનાપર નજર પડી પણ તેણે કર્નલ પર વિશેષ લક્ષ આપ્યું નહિ. તેણે ચિન્તારહિત હૃદયે પોતાની વાતચીત ચાલુજ રાખી. કર્નલે પ્રવેશતાં વારજ જોઈ લીધું કે ઑલિફન્ટ બધાનો માનીતો પરોણો હતો બધા તેની સાથ વાત કરવા, તેની સાથ પરિચય પાડવા, આતુર હતા. બધાની આંખો જનરલનેજ શોધતી હતી. કર્નલ ગ્રેહામ પોતાના દુશ્મનની લોકપ્રિયતા સાંખી શક્યો નહિ અને ઑલિફન્ટ પ્રત્યે પ્રબલ વૈરની લાગણી ઉત્પન્ન થઇ હતી. એ વૈરાગ્નિમાં હમણાં ઘી હોમાયું અને એ મનમાં ને મનમાં અનેક ભિષણ પ્રતિજ્ઞાઓ લેવા લાગ્યો.

"સંભાળ ઑલિફન્ટ! ત્હારે માથે મોત ભમે છે—ત્હારૂં આવી બન્યું છે—હું તને સુખે જંપવા દેવાનો નથી. સાવધાન!—" કર્નલ મનમાં આવું આવું બબડવા લાગ્યાં.

"આવો, આવો, સર હેકટર ગ્રેહામ!—" કોલ્ડસ્ટ્રીમ ગાર્ડસનો મેજર લેમ્બટન કર્નલ ગેહામને જોઇ બોલ્યો. તેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે કર્નલ અને જનરલ વચ્ચે દુશ્મનાવટ ઝામી હશે; કારણ કે કર્નલ ગ્રેહામે જનરલ ઑલિફન્ટને કેદ કરાવ્યો હતો અને તેથીજ તેને

'નાઇટ' નો ખિતાબ મળ્યો હતો એ વાત જાહેરમાં આવી ન્હોતી.

"હા. હા. અહિં આવો, સર હેકટર! આજે અહિં અમને બહુ આનન્દ મળે છે કારણ કે આજે આપણી વચ્ચે એક નવીન આનંદી સૈનિક આવ્યા છે. જનરલ ઑલિફન્ટની વાતચીત ઘણી રસિક છે અને તે સાંભળી મને તો ખૂબ આનંદ થાય છે—" રોયલ ઑાકસફર્ડ બ્લ્યુઝના કૅપ્ટન હનીવુડે કહ્યું.

"હું રાજદ્રોહી બળવાખોરો સાથે કદિ પણ ભેળાતો નથી." સર હેકટર ગ્રેહામે અભિમાનથી જાણી જોઇ જનરલનું અપમાન કરવાના ઇરાદાથી જવાબ આપ્યો. અને ઓરડાના બીજા ભાગમાં જઇ બેઠો.

દરેકને લાગ્યું કે તે ઓરડામાં ખૂનની ધાર વહેશે. દરેકે ધાર્યું કે જનરલ ઑાલીફન્ટ તેના અપમાનનો બદલો લીધા વિના રહેશે નહિ. તેના તરફ બધા આતુર નયને જોઈ રહ્યા પણ ઑલિફન્ટ જાણે તેણે કંઇ સાંભળ્યુંજ ન હોય તેવી રીતે શાન્ત રહ્યો, તેણે પોતાની નોંધપોથી ( ડાયરી ) ગજવામાંથી બહાર કાઢી અને એક પાનાપર પેન્સીલે કંઇ લખી તે પાછી ખીસામાં મૂકી દીધી. આશ્ચર્ય ચકિત થઈ બધા આમતેમ જોવા લાગ્યા. ઑાલિફન્ટ આવું ભયંકર અપમાન ગળી જાય એ જોઇ તેમની અજાયબીનો પાર રહ્યો નહિ. પણ ઑાલિફન્ટ તો તદ્દન શાન્તજ રહ્યો. તેણે પોતાની વાત ચાલુજ રાખી.

"તમે મૅકસીકન સૈનિકો વિષે શું અભિપ્રાય ધરાવો છો ?–" લેફ્ટનંટ એલ્હેવને જનરલ ઑાલિફન્ટને પૂછ્યું.

"તેઓ બહાદૂર લડવૈયા છે—મેં તેમને જોયા છે—"

જનરલ બોલે તે પહેલાં કર્નલ ગ્રેહામનો અવાજ આવ્યો.

"એને પૂરો કરી નાખોને—"

પુનઃ બધા જનરલ ઑલિફન્ટ તરફ જોઇ રહ્યા પણ તેના મુખ પર સહેજ પણ પરિવર્તન જણાયું નહિ. તેનું રૂંવું પણ હાલ્યું નહિ. તેણે પોતાનું અધુરૂં વાકય પૂરૂં કર્યું અને જાણે કોઇ વચ્ચે બોલ્યુંજ નથી એવો દેખાવ કર્યો. ત્યાર પછી તેણે પુનઃ ડાયરી બહાર કાઢી પેન્સીલથી કંઇ લખ્યું. પુનઃ બધા આશ્ચર્ય ચકિત થઇ એકમેક સ્હામે જોવા લાગ્યા. તેમની આંખો એમ કહેતી હતી કે, "આનો અર્થ શું? શા માટે એ પોતાના અપમાનનો બદલો લેતો નથી?"

"મૅકસીકન સૈનિકોની વાત કરતાં મને તેમનામાંના એક બહાદૂર યુવાન ઑફિસરની વાત યાદ આવે છે—" પોતાની ડાયરી પુનઃ

ખીસામાં નાખી જનરલ ઑલિફન્ટ ઠંડે કલેજે બોલ્યો.

"એ જૂઠું છે–એ જૂઠો છે—" ઓરડામાં થોડેક દૂર બેઠેલા ગ્રેહામનો અવાજ આવ્યો.

આ સમયે તો જોનારાઓની અજાયબીનો પાર રહ્યો નહિ. ઘણાખરા સૈનિકો ઑલિફન્ટ જે ટેબલ પર બેઠો હતો ત્યાં ભેગા થઇ ગયા. જો તે આ અપમાનનો બદલો ન લે તો તેની બહાદૂરીપર પાણી ફરી વળે છે એવી બધાની માન્યતા હતી. ઑલિફન્ટ કર્નલ ગ્રેહામ સાથે દ્વંદ્વ યુદ્ધ રમવાને પોતાની સમશેર બહાર ખેંચી કાઢશેજ એવી બધાની ધારણા હતી પણ ઑલિફન્ટે એ અપમાન પર જરા પણ ધ્યાન આપ્યા વિના જ્યારે પોતાની ડાયરીમાં કંઇ લખ્યું ત્યારે બધાના હૃદયમાંની આશ્ચર્યની લાગણી ધિક્કારના રૂપમાં ફેરવાઈ ગઇ અને બધા ઑલિફન્ટને હીચકારો ધારવા લાગ્યા.

મેજર લૅમ્બટન પોતાની બેઠક પરથી ઉભો થયો અને મનમાં બબડયો.

"આ માણસ તો બાયલો લાગે છે—"

"ખરેખરો હીચકારો!—" કૅપટન હનીવુડ પણ ત્યાંથી ચાલી જતાં મનમાં બોલ્યો.

"અજાયબી છે! શા માટે એ મૌન રહ્યો હશે?" બીજા એની પાછળ જતાં લેફ્ટનંટ બેલ્હેવને વિચાર કર્યો.

ટૂંકામાં જો જનરલ ઑલિફન્ટ ધીમેથી ગંભીર રીતે પોતાની ખુરશી પરથી ઉઠયો ન હોત તો બધા તેને ત્યાં એકલો છોડી ચાલ્યા જાત. તે ઉઠયો અને ગંભીર રીતે ભવ્ય પગલાં ભરતો તે પોતાની ડાયરી ગજવામાં નાખી જ્યાં સર હેકટર ગ્રેહામ બેઠો હતો ત્યાં જઇ શાન્ત હૃદયે પણ દમામથી બોલ્યો.

"મને લાગે છે, સાહેબ! કે તમે મારી તલવારનો સ્વાદ ચાખવાને આતુર થયા છો."

"હા. મારી એવી ઇચ્છા છે—હું તમને મારી તલવારનો આબાદ સ્વાદ ચખાડવા તૈયાર છું." કર્નલ ગ્રેહામ, હમ્ફ્રી, ક્લીન્ટન સાથે ઑલિફન્ટે જે વર્તન આગલે દિને ચલાવ્યું હતું તેથી તેના હૃદયમાં બળતા વૈરાગ્નિથી પ્રજ્વલિત થઇ બોલ્યો.

"ઠીક ત્યારે, તમે જે સજાને યોગ્ય છો તે તમને કરવા માટે મને કોઇ પણ જાતનો વાંધો નથી." જનરલ બોલ્યો.

"આહ! આખરે મેં તમને બહાર પડવાની ફરજ પાડી ખરી? બહાદૂર ગણાતો જનરલ ઑલિફન્ટ આટલા બધા દબાણ પછી મેદાને પડે એ વિચિત્ર દેખાય છે—" કર્નલ બોલ્યો.

"થુંક ઉડાડવામાં કંઈ સાર નથી. આપણે આપણી તલવારો જ્યારે લડાવીશું ત્યારે બધી વિચિત્રતા આપોઆપ જણાઈ આવશે."

જનરલ ઑલિફન્ટ હમણાં પણ જાણે સામાન્ય વાતચીતજ કરતો હોય તેવી શાંતિથી બોલ્યો.

"વખત અને જગ્યા મુકરર કરો અને હું ત્યાં હાજર થઇશ. જો કે તમે જે બાયલાપણું બતાવ્યું છે તે પછી તમે મારી સામે લડવા આવશો કે કેમ તે વિષે મને શંકા છે. સમય અને સ્થલ! નક્કી કરો—"

"સમય? અને સ્થલ? સમય **હમણાંનો** અને સ્થલ **આજ**!" હજુ પણ શાન્ત વૃત્તિ ટકાવી રાખી ઑલિફન્ટ બોલ્યો. એક બાજુથી દ્વંદ્વ યુદ્ધનું આવાહન થતું હતું—કોઇનો પ્રાણ જાય એવી વકી હતી; છતાં તેની શાંતિ તૂટી ન્હોતી. તે સ્થિર હતો. તેનું હૃદય સ્થિર હતું.

ઑલિફન્ટના શબ્દો સાંભળી પુનઃ બધા તેને જોવા લાગ્યા. આ સમયે અજાયબી કે ધિક્કારની લાગણી નહિ પણ ઑલિફન્ટની અજબ જેવી શાંતિની પ્રશંસા તેમની આંખો વ્યક્ત કરતી હતી. ઑલિફન્ટે જેવી શાન્તિ જાળવી રાખી હતી તેવી શાન્તિ પ્રખર યોદ્ધાઓજ જાળવી શકે છે એવું ઘણા સૈનિકો જાણતા હતા.

એ સમયમાં જાહેર હોટલોમાં દ્વંદ્વ યુદ્ધ કવચિતજ થતાં એમ ન્હોતું. વારંવાર હોટલોના ઓરડાઓમાં વૈરીઓ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થતાં. આથી ઑલિફન્ટે તેજ સ્થલે અને તેજ સમયે કર્નલ ગ્રેહામને પોતાની સાથે લડવાનું આવાહન કીધું તે સામે કોઇએ કંઈ વાંધો ઉઠાવ્યો નહિ. સર હેક્ટર ગ્રેહામ પણ એક બહાદૂર યોદ્ધો હતો એ પૂર્વે અમે લખી ગયા છીએ. તેણે ઑલિફન્ટના આવાહનનો એકદમ સ્વીકાર કર્યો.

"આર્મીટેજ—" કર્નલ એક સૈનિક તરફ જોઈ બોલ્યો.

"તું મારો સહાયક થા—"

"અને જનરલ ઑલિફન્ટ! જો તમે મને રજા આપશો તો તમારા મદદગાર થવાથી હું મને માન મળેલું સમજીશ—" મેજર લૅમ્બટને કહ્યું.

"ખુશીથી હું તમારી માગણી સ્વીકારૂં છું અને તે માટે તમારો

આભાર માનું છું–" અને એમ કહી જનરલ ઑલિફન્ટે પોતાની તલવારનો પટો મેજરને આપ્યો.

મેજરે તલવાર કહાડી અને આર્મીરિજની પાસેથી કર્નલ ગ્રેહામની તલવાર લઈ બન્ને શસ્ત્રો સરખાવી જોયાં પછી કહ્યું.

"સર હેકટર ગ્રેહામની સમશેર જનરલ ઑલિફન્ટની તલવાર કરતાં એક ઈંચ લાંબી છે." મેજર લૅમ્બટન બોલ્યો.

"તેની કંઈ ફીકર નહિ. હું તે સામે વાંધો ઉઠાવતો નથી અને મને આશા છે કે કોઇ પણ તે સામે કંઈ બોલશે નહિ." તે તામ્રવર્ણી યોદ્ધો બોલ્યો.

બે યોદ્ધામાંથી એકને કંઇપણ વધુ લાભ મળે તે સામે આજુબાજુ ભેગા થયલા ગૃહસ્થોમાંના કેટલાકોએ પોતાની નાખુશી બતાવી; પણ જનરલ ઑલિફન્ટે એટલામાં પોતાનો કોટ અને વેસ્ટ કાઢી બાજુએ મૂક્યાં અને મેજરના હાથમાંથી પોતાની વ્હાલી સમશેર લઈ બોલ્યો.

"ચાલો, હું તૈયાર છું—"

ઓરડાના મધ્ય ભાગમાંથી ટેલબ ખસેડવામાં આવ્યું હતું. સર હેકટર ગ્રેહામે પણ પોતાના કપડાં ઉતાર્યાં અને બન્ને પ્રતિસ્પર્ધીઓ થોડે છેટે સશસ્ત્ર ઉભા રહ્યા. બન્નેની તલવારો મળી અને થોડીકપળ તલવાર બાજીની યુક્તિ ભરી પેચથી બન્ને લડવૈયાઓએ કોઇને મચક આપી નહિ. એકદમ સર હેકટર ગ્રેહામે પોતાની તલવારનો ચાલાકીથી ઑલિફન્ટ પર ઘા કર્યો–પણ આ બાજુ ઓલિફન્ટ હતો. તેણે એ હૂમલો રદ કર્યો–શાંતિથી તેણે પોતાની જાત બચાવી લીધી અને અસામાન્ય ચાતુર્યથી એણે કર્નલનો ડાબો હાથ જખમી કીધો. સર હેકટર આ જખમથી વકરાયલા વાઘ પેરે ઑલિફન્ટપર પુનઃ ધસ્યો પણ જનરલ ઑલિફન્ટે અજબ જેવી હિમ્મત અને ચાલાકીથી તેને પાછળ રાખ્યો અને એક મિનિટ કરતાં ઓછા સમયમાં ગ્રેહામના ડાબા ખભાપર ઘા થયો.

કર્નલ હવે પાછો હઠયો અને બની શકતી શાંતિ ધારણ કરવાનો પ્રયાસ કર્યો તેથી પાંચેક મિનિટ સુધી બન્ને વચ્ચે પટાબાજી ચાલી. બન્ને તલવારના પટા ખેલવામાં ઉસ્તાદ હતા. જોનારાઓમાં કેટલાક યુદ્ધના શોખીન હતા અને તલવારબાજીમાં નીપુણ હતા. તેમની ખાત્રી થઈ ગઈ કે, ઑલિફન્ટ એક અસામાન્ય લડવૈયો હતો અને જો તેણે ધાર્યું હોત તો બે વખત પોતાના પ્રતિસ્પર્ધીને તેણે જેવા જખમ

કીધા હતા તેના કરતાં વધુ કારી ઘા કરી શકત. તે સહેજ પણ આવેશમાં હોય તેવો લાગતો ન્હોતો. ઉશ્કેરાટને લીધે તેના મુખપર પ્રસ્વેદબિન્દુ બાઝ્યાં ન્હોતાં જ્યારે કર્નલના મુખપરથી પ્રસ્વેદના ટીપેટીપાં પડતાં હતા. ઑલિફન્ટની ભયંકર શાંતિ જોઇ બધા અજબ થતા હતા. કર્નલે તેનું અનુકરણ કરવાનો વ્યર્થ પ્રયાસ કર્યો. તેની ધિરજનો અંત આવ્યો. તેના ડાબા હાથપરનું ખમીસ લોહીથી ખરડાઈ ગયું હતું. તેણે જોયું કે તેના પ્રતિસ્પર્ધીએ–તેના શત્રુએ તેને ત્રણવાર જીવતદાન દીધું હતું. ઑલિફન્ટનો એ એનાપર ઉપકાર હતો પણ એ ઉપકારનું સ્મરણ થતાં એની અશાંતિ વધી પડી. પટાબાજી ખેલતાં ખેલતાં મામલો રસપર ચઢ્યો. એ ચારવાર જનરલે જાણી જોઈ પોતે અસાવધ છે એવું બતાવ્યું અને કર્નલ કેવી ત્વરાથી તેની અસાવધાનતાનો લાભ લે છે તે જોવાનો વિચાર કર્યો.

અંતે સર હેક્ટરે એક બીજો ભયંકર હૂમલો કર્યો. આ વખતે તે ઑલિફન્ટની છાતી તરફ ધસ્યો. દરેક જણે ધાર્યું કે કર્નલનું શસ્ત્ર ઑલિફન્ટની છાતી ચીરી બહાર આવશે કારણ કે તે સમયે તે અસાવધ હોય એવું બધાને જણાયું. પણ એક પણ પગલું ખસ્યા વિના તેની છાતીમાં તલવાર ભોંકવા આવતો કર્નલ તેની છેક નજીક આવે તે પહેલાં વિદ્યુતવેગથી તેણે પોતાની તલવાર ગોળ ફેરવવા માંડી. બંને તલવારો એકમેકને અથડાવાનો અવાજ થયો અને કર્નલ ગ્રેહામને જમણા હાથપર એવો સખ્ત જખ્મ થયો કે તેના હાથમાંથી તલવાર પડી ગઇ.

સર હેક્ટરમાં હવે લડવાની શક્તિ રહી નહિ. તેની તલવાર પડી ગઈ અને તે પોતાના સહાયકના હાથમાં જઈ પડયો. જ્યારે ઑલિફન્ટ શાંતિથી, સહેજપણ ઉશ્કેરાયા વિના, પોતાના રૂમાલથી પોતાની તલવાર લૂછતો લૂછતો મેજર લૅમ્બટન પાસે ગયો અને પોતાનો પટો લીધો. તેને સહેજ પણ જખમ થયો ન્હોતો. તેના મુખપર એક પણ પ્રસ્વેદબિન્દુ ન્હોતું કે તે સહેજ પણ ઉશ્કેરાયલો જણાતો ન હતોઃ શાન્ત, સ્થિર અને ઠંડા હૃદયે તે આમતેમ જોવા લાગ્યો. જેઓએ તેને આ સમયે જોયો તેઓ આશ્ચર્યથી દિંગ થઇ ગયા. અને ઑલિફન્ટની આસપાસ ભેગા થઇ બધા તેને તેના વિજય માટે અભિનંદન આપવા લાગ્યા.

સર હેક્ટર ગ્રેહામના જખમોપર તરતજ પાટા બાંધવામાં આવ્યા.

તેને તેના ઓરડામાં લઇ જવામાં આવ્યો અને તેની સારવાર માટે તરત શસ્ત્ર વૈદ્યને બોલાવવામાં આવ્યો.

"મારી ખાત્રી છે કે તેના જખમો ગંભીર નથી-" કર્નલને ત્યાંથી લઈ જવામાં આવ્યા પછી જનરલ ઑલિફન્ટ બોલ્યો.

"તમે તેને વધુ કારી ઘા જો તમે ધાર્યું હોત તો કરી શકત-" કેટલાક જણ બોલ્યા અને જેઓ તે બોલ્યા તેઓ સાચુંજ બોલતા હતા એવી તેમની ખાત્રી હતી.

"મેજર લૅમ્બટન! હવે ફક્ત અજાયબીને ખાતર મેં મારી ડાયરીમાં શું લખ્યું છે તે તમે વાંચવાની કૃપા કરશો?-" જનરલ ઑલિફન્ટ પોતાના ખીસામાંથી ડાયરી કાઢી મેજર લેમ્બટનને આપતાં બોલ્યો.

મેજર લૅમ્બટને તે ડાયરી લીધી. બધા તેમાં આ અસામાન્ય વીરત્વ વાળા તામ્રવર્ણી યોદ્ધાએ શું લખ્યું હશે તે જાણવા માટે હદ બહાર આતુર થઇ ગયા. મેજર લૅમ્બટને સઘળા સાંભળી શકે એવા સ્વરે તે વાંચવાનું શરૂ કર્યું:

"આ પ્રથમ અપમાન માટે હું તેને ડાબા હાથ
"પર જખમ કરીશ.
"આ બીજા અપમાન માટે તેના ડાબા ખભા
"પર હું તેને મારી સમશેર મારીશ.
"આ ત્રીજા અપમાન માટે હું તેનો જમણો
"હાથ રદ કરીશ-પણ હું તેનું જીવન બચાવીશ."

અજાયબી પર અજાયબી! કેટલાક ઑલિફન્ટ આ શબ્દો ડાયરીમાં લખતો હતો ત્યારે તેને હીચકારો કહેતા હતા; પણ હવે તેમના હૃદયમાં જનરલ માટે અસામાન્ય માન ઉપજ્યું. બધા તેની પ્રશંસા કરવા લાગ્યા.

"હવે આપણે પુનઃ મોજ મઝામાં વખત ગાળીશું—" કહી જનરલ ઑલિફન્ટ ખુરશીપર બેઠો અને બધા સાથે આનંદી વાર્તાલાપમાં દારૂની પ્યાલીઓ ખાલી થવા લાગી.



## પ્રકરણ ૪ થું.

### નસિબનાં નખરાં.

ગત પ્રકરણમાં બનેલા બનાવ પછી લગભગ ત્રણ મહિના પસાર થઇ ગયા અને હવે આપણે જનરલ ઑલિફન્ટને લીન્કન્સ ઇનિ ફીલ્ડઝમાં એક ભવ્ય મકાનમાં રહેતા જોઇએ છીએ કે જે મહોલ્લો તે સમયે સૌથી ફૅશનેબલ ગણાતો હતો. આખું મકાન સુન્દર રીતે શણગારવામાં આવ્યું હતું અને સુશોભિત પોષાકમાં સર્જ્જ થયલા અનેક નોકરો તેમાં નજરે પડતા હતા. કોચહાઉસમાં સુન્દર ગાડીઓ હતી અને અશ્વશાલામાં પાણીદાર અશ્વોની અનેક જોડી હતી. મકાનની ભવ્યતા અને તેમાંની વસ્તુઓ જોતાંજ તેનો માલિક અતિશય શ્રીમંત હોવો જોઇએ એવું દરેકને લાગે તેમ હતું. જનરલ ઑલિફન્ટે કેદખાનામાંથી મુક્ત થયા પછી ઘણા અલ્પ સમયમાં આ "મૅનશન" ખરીદયો હતો. તેણે એટલી ત્વરાથી તથા એવી સુન્દર રીતે તેને શણગાર્યો હતો કે જે મોટી રકમનો ભોગ આપ્યા વિના બની શકેજ નહિ. આ બધા પૈસા તેની પાસે ક્યાંથી આવ્યા તે માટે પ્રજામાં અનેક જાતની ચર્ચા અને કલ્પના થવા લાગી. એમ ધારવામાં આવતું હતું કે જ્યારે તેણે લંડનમાં પગ મૂકયો ત્યારે તે વર્તમાન સ્થિતિથી તદ્દન જૂદીજ દશામાં હતો; અને તેથી ઑલિફન્ટ એકાએક શ્રીમંત થઇ જવાથી લોકો અજાયબીના દરિયામાં ગરક થઈ જાય અને ગમે તેવી કલ્પના કરે એ તદ્દન સમ્ભવિત છે. તે ખોટો ડોળ બતાવવા માટે આવા ભવ્ય મકાનમાં રહેતો ન્હોતો કારણ કે તેનામાં એવી હલકી લાગણીજ ન્હોતી પણ ગમે તે રીતે તેની પાસે પુષ્કળ પૈસા આવ્યા હશે એમ કેટલાક બોલતા. કેટલાકોને એમ લાગ્યું કે તે છૂપી રીતે જુગાર રમ્યો હશે અને જુગારમાં અઢળક દ્રવ્ય જીતવા ભાગ્યશાળી થયો હશે; પણ કેટલાક માણસો જેઓ 'એંજલ'માં તેને મળ્યા હતા તેમણે કસમપર જાહેર કર્યું કે એક અપવાદ સિવાય એ કદિ પણ જુગારના ટેબલપર આવ્યો ન્હોતો. એ એકજ વાર—એ જ્યારે લંડનમાં આવ્યો ત્યારેજ—કર્નલ ગ્રેહામ સાથે જુગાર રમ્યો હતો. ત્યાર પછી એ પાનાને કે પાસાને અડકયો પણ ન્હોતો. કેટલાકોએ વળી એવી કલ્પના કરી કે રાજાની એનાપર કૃપા દૃષ્ટિ થવાથી તેના તરફથી એને દ્રવ્ય મળ્યું

હશે; પણ રાજાના વિલાસી સ્વભાવથી પરિચિત મનુષ્યોએ એ વાત ખોટી પાડી જણાવ્યું કે, વિલાસી ચાર્લ્સ પોતાની વિલાસ સખીઓને શણગારવા પાછળજ દ્રવ્યનો એવો ભોગ આપતો હતો કે તે કોઇને ઇનામ આપવાની નહિ પણ પૈસા કરજે કહાડવાની સ્થિતિમાં હતો. આવી અનેક વાતો ચાલતી હતી. તેથી ઑલીફન્ટે ખરી રીતે એ પૈસા શી રીતે મેળવ્યા એ વાત ગુપ્તજ રહી.

તે સ્વભાવે કંજુસ ન હોવાથી પોતાની લક્ષ્મીનો તે ઉદાર દીલે વ્યય કરતો હતો. મેજર લૅમ્બટન સર હેક્ટર ગ્રેહામ સાથેના જનરલ ઑલિફન્ટના દ્વંદ્વયુદ્ધ સમયે તેના સહાયકનું કામ બજાવ્યા પછી તેનો ખાસ મિત્ર થયો હતો. તે એક દિવસ સ્હવારે ઘોડેસ્વાર થઈ ઑલિફન્ટના ઘર આગળ આવ્યો અને ઘોડા પરથી ઉતરી ઘરમાં દાખલ થયો. તરતજ નોકર તેને એક ભવ્ય ઓરડામાં લઇ ગયો કે જ્યાં ઑલિફન્ટ તેનું સ્વાગત કરવા તૈયાર થઇ ઉભો હતો.

" મારા વ્હાલા લૅમ્બટન !–" લૌકિક પદ્ધતિ અનુસાર એકમેકને શેકહેંડ કર્યા પછી જનરલ ઑલિફન્ટ બોલ્યો.

" મેં તમને અહિં પધારવાની આજે અરજ કરી હતી અને મને વિશ્વાસ છે કે તમે મારૂં એક કામ કરી મને આભારી કરશો–"

" તમે મારા તરફ એટલી બધી લાગણી બતાવી છે, જનરલ! કે તમારી સેવા બજાવવાનો એક પણ પ્રસંગ મને મળશે તો હું ઘણોજ ખુશી થઇશ અને તમારી સેવા કૃતજ્ઞતાથી બજાવીશ—"

" હું એવી રીતે વાત કરવા માગતો નથી. કૃતજ્ઞતા અને આભાર! મિત્રો મિત્રોની સેવા બજાવે અથવા એકમેક પ્રતિ લાગણી બતાવે તેમાં આભાર શું અને કૃતજ્ઞતા શું ? આપણે બે મિત્રો છીએ; અને મારી ખાત્રી છે કે આપણી મિત્રતા દિન પ્રતિદિન વજ્રલેપ થતી જશે. સત્ય એ છે કે જો કે હું દુનિયાના અભિપ્રાયની પરવા કરતો નથી તોપણ હું રાજાનો પેન્શનર છું અર્થાત વિલાસી ચાર્લ્સના પૈસાથી હું મ્હારૂં પેટ ભરૂં છું એવી લોકોમાં જે ચર્ચા ચાલે છે તે હું પસંદ કરતો નથી અને જેઓ એવી વાત કરે છે તેમના મ્હો બંધ કરવાની હું જરૂર જોઉં છું—"

" એમ કરવાની કંઇ જરૂર નથી, મારા વ્હાલા જનરલ ! જેઓ આપણા મોજીલા શહેનશાહના વર્તનથી પરિચિત છે તેઓ એવી વાતપર કદિ પણ વિશ્વાસ મૂકશે નહિ......"

" કંઇ ફીકર નહિ; પણ મારી એવી ઇચ્છા છે કે એ વાત તદ્દન ખોટી છે એમ જાહેર કરવું. હું એ કામ કરી શકું એમ નથી કારણ કે લંડનના એકેએક હોટલમાં અથવા જ્યાં એવી વાત થતી હોય ત્યાં જઈ તેમની વાત ખોટી છે એમ કહી હું મારો બચાવ કરી શકું એ અસમ્ભવિત છે. મારી ખાત્રી છે કે તમને જો કેટલીક ખાત્રી ભરી ખબરોથી જાણીતા કરવામાં આવે તો પ્રસંગ આવે જ્યાં એવી વાત થતી હોય ત્યાં તે ખોટી છે એવું જાહેર કરવામાં તમને કંઈ વાંધો તો ન હોય—"

" જરા પણ નહિ—" મેજર લૅમ્બટને ઑલિફન્ટની ઇચ્છાનુસાર વર્તવાની તરતજ તત્પરતા બતાવી અને ત્યાર પછી થોડીક પલો પસાર થતાં નોકરે મી૦ રૉબર્ટસનના આગમનની ખબર આપી.

" તેમને એકદમ અહિં લઈ આવો–" જનરલે નોકરને આજ્ઞા કરી અને થોડીક પલોમાં એક માનવંત વૃદ્ધ ગૃહસ્થ તે ઓરડામાં દાખલ થયો. તે તામ્રવર્ણી યોદ્ધાએ આ નવીન ગૃહસ્થ સાથે વ્હાલથી હસ્તધુનન કર્યું અને મી૦ રૉબર્ટસને પણ ઑલિફન્ટ તરફ તેવીજ લાગણી બતાવી.

" આ મ્હારા મિત્ર મેજર લૅમ્બટન છે કે જેમને અત્રે હાજર રહેવાની મેં અરજ કરી છે એમ મેં કાલે તમને કહ્યું હતું. તેમને અહિં હાજર રાખવાનું કારણ તો મેં તમને કયારનું કહ્યું છે—"

" અને એ કારણ આપણા મિત્ર જનરલ ઑલિફન્ટની સુકીર્તિ સાથે સંબંધ રાખતું હોવાથી ખાસ અગત્યનું છે–" મી૦ રૉબર્ટસને મેજર લેમ્બટનને સંબોધી કહ્યું.

" જનરલ ઑલિફન્ટ મહારાજાની ભેટપર આધાર રાખી જીવે છે એવી જે જૂઠી ગપ ઉડી છે તેથી જરા અશાન્ત થયા છે—

" મેજર લૅમ્બટન ! મારે તમને જણાવવું જોઇએ કે મી૦ રૉબર્ટસન લોમ્બાર્ડ સ્ટ્રીટમાં તેમને નામે ચાલતી શરાફી પહેડીના જૂના ભાગીદાર છે–" જનરલ ઑલિફન્ટે મી૦ રોબર્ટસનની ઓળખાણ આપી. મેજર લૅમ્બટને તરતજ લંડનની એક પ્રખ્યાત પહેડીના ભાગીદાર સાથે પોતાને ઓળખાણ થવાથી પોતાની ખુશાલી જાહેર કરી. મી૦ રોબર્ટસનની પહેડીની શાખ લંડનમાં પહેલા નંબરની હતી.

મી૦ રોબર્ટસને બેઠક લીધા પછી જનરલ ઑલીફન્ટે બોલવું શરૂ કર્યું:—

"અઢાર વર્ષ પહેલાં જ્યારે હું વીસ વરસની અંદરનો એક જુવાન હતો ત્યારે હું મારા કાકા સાથે સ્પેનીશ બંદરે જતાં એક વહાણમાં મુસાફરી કરતો હતો. મારા કાકા કંઇ વ્યાપારી કામ માટે સ્પેન જતા હતા. મી० ઑલીફન્ટ મારા માતપિતા હું ન્હાનો બાલક હતો ત્યારના મરણ પામેલા હોવાથી મારા પાલક હતા. મી० ઑલિફન્ટ એકાંતવાસી અને કંઇક વિચિત્ર પ્રકૃતિના હોવાથી તેમણે મને મારા પિતાની મીલકત વિષે તદ્દન અજ્ઞાત રાખ્યો હતો. આ જગત્માં મારૂં શું છે તે વિષે હું કંઈજ જાણતો ન્હોતો. મને માનવાને કારણ હતું કે મારા પિતા પોતાની પાછળ કંઇક મૂકી ગયા છે પણ તે શું હતું તે મને મી० ઑલિફન્ટે જણાવવાનું આવશ્યક ધાર્યું નહિ. મારા કાકાએ મને એક બાલક તરિકે પાળ્યો હતો અને જ્યારે હું તેમની સાથે મુસાફરીએ નીકળ્યો ત્યારે મારૂં વય ઓગણીસ વર્ષનું હતું તોપણ તેમણે પોતાનું મૌન તોડી મારાપર વિશ્વાસ રાખી મને કંઈ પણ કહ્યું નહિ. તેમના મનમાં કંઇ દગો છે અથવા મારા પિતાની મીલકત પચાવી જવાની તેમની ઇચ્છા છે એવી મારા મનમાં ઝાંખી શંકા પણ ન્હોતી—"

"નહિ. મી० રોબર્ટસન એવા દગાબાજ મનુષ્ય ન્હોતા—" મી० રોબર્ટસન વચ્ચે બોલ્યો.

"તે તદ્દન સીધા" માણસ હતા. જો કે તેમનું હૃદય જરા કઠોર અને સખત હતું છતાં તેમનામાં કપટ કે પ્રપંચનું અસ્તિત્વ ન્હોતું. પણ જનરલ ઑલિફન્ટ! હું તમારી વાતમાં નાહક ખલલ નાખું છું—આગળ ચાલો—"

"હું બીનજરૂરી વાતો કહી મારી વાત લંબાવીશ નહિ. હું અને મારા કાકા જે વહાણમાં હતા તે ફ્રેન્ચ કિનારાપર ખરાબે લાગ્યું—અનેક જીવોની હસ્તી નાબુદ થઇ—વહાણ અને તેમાંની દરેક કિમતી ચીજો દરિયાની તળેટીએ ગઇ અને મારા કાકાની દરિયામાં કબર થઇ. જેઓ બચ્યા તેમાં હું હતો. અને દરિયાની તળેટીએ જતો બચવા પછી હું એક ઉદાર ફ્રેંચ કુટુંબના સહવાસમાં આવ્યો જ્યાં હું એક વર્ષ તેમની સાથે રહ્યો."

અહિં ઑલિફન્ટ થોડીક પલ થોભ્યો—ફક્ત થોડીજ પલ. અને તે સમયે તેના સુન્દર—ભવ્ય વદનપર શોક—ભૂતકાલના દુઃખદ સ્મરણની ઝાંખી લાગણી ચમકી ગઈ.

"થોડા સમય પછી હું ઈંગ્લંડ પાછો આવ્યો—" ઑલિફન્ટે તરત પોતાનો મનોભાવ છૂપાવી પોતાની કથા શરૂ કરી.

"મારા કાકા એક વિધુર હતા અને પોતાની પાછળ એક ૭ સાત વર્ષનો પુત્ર મૂકી તે હતભાગ્યે દરિયાની તળેટીએ જઇ બેઠા. તેમનો ન્હાનો પુત્ર પોતાના પિતાએ વ્યાપારમાં મેળવેલી મોટી દોલતનો એકલો વારસ હતો. મારા કાકા ઘણા શ્રીમંત હતા. તેમના દસ્તાવેજોમાં એક દસ્તાવેજ મારે લગતો હતો. તે પરથી મને મારી ખરી સ્થિતિનું ભાન થયું. મારા પિતા પોતાની પાછળ બે હજાર પૌંડ મૂકી ગયા હતા અને તે જ્યારે હું વયમાં આવ્યો ત્યારે મી. રૉબર્ટસન જેઓ મારા કાકાના શરાફ હતા તેમના તરફથી મને આપવામાં આવ્યા..."

જનરલ ઑલિફન્ટ પુનઃ આ સ્થલે જરાવાર અટકયો. આ પલે પણ તેના મુખપર ઝાંખી ગંભીરતાની છાયા છવાઈ. એને એના ભૂતકાલનું સ્મરણ થયું અને એ ભૂતકાલની ચોક્સ બાબતો એ હમણાં ન કહેવા માગતો હોવાથી તથા એ ભૂતસ્મરણ સાથે એના જીવનની ચડતી પડતીને નીકટનો સંબંધ હોવાથી એ એક વિપલ અટકયો; પણ પુનઃ એણે પોતાનો મનોભાવ જાહેર થવા દીધો નહિ.

"લગભગ બે વર્ષ પછી—" જનરલે પુનઃ બોલવા માંડ્યું.

"હું ઈંગ્લંડનો કિનારો ત્યજી અમેરિકા જવા ઉપડયો. મેજર લૅમ્બટન! તમે જાણો છે કે, અમેરિકાથી પાછા ફર્યાને મને હજુ ત્રણ મહિના પણ પૂરા થયા નથી. એ પંદર વર્ષના ગાળામાં મને અનેક જોખમો—આફતો—મારામારી અને કાપાકાપીમાંથી પસાર થવું પડ્યું હતું. અનેકવાર મૃત્યુ—ભયંકર મૃત્યુ મારી સામે આવી ઉભું હતું—પણ એ બધા જોખમોમાંથી હું બચ્યો અને ઈંગ્લંડ પાછો આવ્યો. હું ટાવરમાંથી મુક્ત થયા પછી મારા પિત્રાઈ ભાઇની તપાસ કરવાનો મેં વિચાર કર્યો કે જે હું અમેરિકા જવા ઉપડયો ત્યારે એક નાનો બાલક હતો. હું મી૦ રૉબર્ટસનને મળવા ગયો. તેમણે મને પ્રથમ ઓળખ્યો નહિ. મેજર લૅમ્બટન! તમને મારા વિશ્વાસપાત્ર મિત્ર ગણી હું કહું છું કે મારૂં ખરૂં નામ "ઑલિફન્ટ" નથી. અમુક સંયેગોને લીધે મેં જ્યારે પંદર વર્ષ પૂર્વે ઈંગ્લંડ છોડ્યું ત્યારે એ નામ મેં ધારણ કર્યું હતું અને એ નામ મેં પસંદ કર્યું કારણ કે તે મારી માતાના પિતાનું નામ હતું—"

" જનરલ ઑલિફન્ટ ! મેં તમને બિલકૂલ ઓળખ્યા નહોતા–" મી૦ રૉબર્ટસન પુનઃ વચ્ચે બોલ્યો.

" કારણકે તમે પંદર વર્ષ પહેલાં એક સુન્દર યુવાન હતા–પણ ત્યાર પછી અમેરિકાની હવાથી તમારા મુખપર ઘણો ફેરફાર થઈ ગયો છે અને તમારૂ મુખ તામ્રવર્ણી બની ગયું છે. વળી જગત્ પ્રસિદ્ધ જનરલ ઑલિફન્ટ મેં આજથી અનેક વર્ષો પહેલાં જે યુવાનને બીજા નામે ઓળખ્યો હતો તેજ હશે એવી મને સ્વપ્ને પણ કલ્પના ન્હોતી—"

" મેં હું કોણ હતો તે મી૦ રૉબર્ટસનને સ્પષ્ટ કહી દીધું—" ઑલિફન્ટે મેજર લેમ્બટન તરફ જોઇ પુનઃ પોતાની વાત શરૂ કરી.

" પણ ત્યાર પછી મારી ભારી અજાયબી વચ્ચે મને એક વાત માલુમ પડી. હું ઈંગ્લંડ તજી ગયા પછી થોડાજ મહિનામાં મારો પિત્રાઈ ભાઇ સ્વર્ગવાસી થયો હતો અને મારા કાકાની અઢળક લક્ષ્મીનો હું વારસ થયો હતો કે જે કાકાની–મી૦ ઑલીફન્ટની દરિયામાં કબર થઇ હતી. મી૦ રૉબર્ટસને હું ક્યાં હતો તે શોધી કાઢવા માટે શક્ય પ્રયાસ કર્યો પણ તેમાં તેમને વિજય મળ્યો નહિ અને તેથી તેમણે સઘળી મીલકત પોતાના કબજામાં લીધી. એમણે મારી મીલકતની એવી સારી વ્યવસ્થા કરી કે જેથી મારૂં દ્રવ્ય વધતુંજ ગયું. વ્યાજ અને ચક્રવર્ધી વ્યાજથી મારા પૈસા વધ્યા અને જ્યારે હું કોણ હતો તે મેં પૂરવાર કર્યું ત્યારે એમણે મારી મીલકત તરત મને સોંપી દીધી. તમને હું જે કહું છું તે સાચું છે તે જણાવવા માટે એઓ અત્રે હાજર છે. મેજર લેમ્બટન ! હવે તમે હું શ્રીમંત શી રીતે થયો તે જાણી શકયા હશો."

" મેજર લૅમ્બટન ! હું કસમપૂર્વક કહું છું કે આપણા મિત્ર જનરલ ઑલીફન્ટે જે વાત કહી છે તે અક્ષરસઃ સત્ય છે–" તે વૃદ્ધ બૅંકર બોલ્યો.

" એવી ખાત્રી આપવાની કંઇ જરૂર નથી—" તરતજ મેજર લેમ્બટન બોલ્યો.

" મારા વ્હાલા જનરલ ! તમારા ચળકતા ભાગ્યસીતારા માટે હું તમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું અને હું તમને વચન આપું છું કે જે નિંદાખોર મનુષ્યો તમારે વિષે અનેક જાતની ખોટી

વાતો કરવાની હિમ્મત કરે છે તેમના મ્હોં બંધ કરવાને હું એક પણ તક જવા દઈશ નહિ."

"તમારો આભાર, મારા ભલા મિત્ર!–" જનરલ બોલ્યો.

તેમની વાતચીતનો હવે અંત આવ્યો અને મેજર લેમ્બટન તથા મી૦ રૉબર્ટસન જનરલની રજા લઈ ત્યાંથી ચાલી ગયા. તેમના ગયા પછી થોડીક મિનિટમાંજ નોકરે મેજર લીના આગમનની ખબર આપી.

"આહ! મારો વ્હાલો લૉરેન્સ!–" લૉરેન્સનું નામ સાંભળતાં જ હર્ષપૂર્ણ હૃદયે જનરલ બોલી ઉઠ્યો અને મેજર લીનું સ્વાગત કરવા સ્હામો ગયો.

"તમે આખરે મને મળવા આવ્યા ખરા? લૉરેન્સ! પ્રથમ તો હું તમને મળેલી ઉચ્ચ પદવી માટે અભિનંદન આપું છું. મને એ વિષે થોડાક દિવસ પહેલાં ખબર પડી. મને એ સાંભળી અતિશય આનંદ થયો. અને મારો હર્ષ દર્શાવવા અને તમને અભિનંદન આપવા મેં તમારાપર પત્ર લખવાનો વિચાર કર્યો હતો; પણ દર-રોજ તમે મને મળવા આવશોજ એવી હું આશા રાખતો હતો. આપણે ડચેસ ઓફ પોર્ટસમથના બીજા મેળાવડામાં મળ્યા હતા પછી પાછા મળ્યાજ નથી.–"

"તમે મિસ રમ્બોલ્ડ માટે મને જે અમૂલ્ય સહાય કરી હતી તે હું ભૂલી જાઉં એવો હું કૃતઘ્ની નથી, જનરલ!......" જનરલ ઑલિફન્ટનો હસ્ત વ્હાલથી પકડી લૉરેન્સ બોલ્યો; પણ તેજ પલે તેના મુખપર શોકની ગંભીર છાયા ફરી વળી.

"તમારી મિત્રતા દૃઢ કરવાને હું અંતઃકરણથી રાજી છું. મેં તમને મળવા આવવાનો વારંવાર વિચાર કર્યો હતો—મેં પત્ર લખવાની મરજી કરી હતી–પણ હું તમને મળવા આવવાને આતુર હોવાથી મેં તમને પત્ર લખ્યો નહિ. કેટલાક સંજોગોને લીધે આજ સુધી હું તમારી પાસે આવી શક્યો નહિ–મને મારી ટુકડી સાથે હર્ટફર્ડમાંજ રહેવાની ફરજ પડી હતી અને મારૂં હૃદય પણ દુઃખી થયું હતું.–"

"બેસી જાઓ, મારા વ્હાલા લૉરેન્સ! અને મને તમારા દુઃખનું મૂલ કહો–" લાગણી ભર્યા સ્વરે જનરલ ઑલિફન્ટ બોલ્યો.

"આખા જગત્માં તમારા તરફ મારા કરતાં વધુ દિલસોજી

દર્શાવનારો કોઇ હશે નહિ. તમને જોઇતી સલાહ અને સહાય આપવાને હું હમ્મેશાં તૈયાર છું.–"

"હું એ જાણું છું–હું તે સારી પેઠે જાણું છું, મારા વ્હાલા જનરલ! અને તેથીજ હું હમણાં તમારી પાસે આવ્યો છું. ડચેસ ઑફ પોર્ટસમથના બીજા મેળાવડામાં સર હેક્ટર ગ્રેહામે પ્રાતઃકાલમાંજ મારે મારી ટુકડીમાં જોડાવું એવો સખત હુકમ કીધો હતો. હું તેના હુકમને તાબે થયો પણ હું હર્ટફર્ડ ગયા પછી થોડાક કલાકમાં એક કાસદે આવી મને સર હેક્ટર ગ્રેહામનો પત્ર આપ્યો તેમાં તેણે દર્શાવ્યું હતું કે મારાપરનો અંકુશ તે રદ કરે છે અને મારે જ્યાં જવું હોય ત્યાં જવા હું સ્વતંત્ર છું. વળી તે પત્રમાં તેણે મારી મિત્રતા સંપાદન કરવાની અને આગલી પાછલી ભૂલી જવાની વિનંતી કરી હતી. મારી ખાત્રી થઈ ગઈ કે મહારાજાની આજ્ઞાથીજ તેને એવી વિનંતી કરવાની ફરજ પડી હતી. મહારાજાએ ડચેસ ઑફ પોર્ટસમથના રંગ મહેલમાં મારા પ્રત્યે ખાસ ધ્યાન આપવામાં આવશે એવું મને વચન આપ્યું હતું અને તેથીજ કર્નલ ગ્રેહામને કચવાતા મને મારી સાથે ઉદારતાથી વર્તવાની ફરજ પડી હતી. ગમે તેમ હો પણ તે પત્રથી હું ઘણો આનંદ પામ્યો અને તરત નીધર હૉલમાં મારા કાકાને મળવા ગયો અને મારા ભાવી સુખ વિષે તેની સાથે સ્પષ્ટ વાતચીત કરવાનો મેં નિશ્ચય કર્યો.–"

"તમે સર વિલિયમને તમે મિસ રમ્બોલ્ડને પવિત્ર પ્રેમથી ચાહો છો એ સ્પષ્ટપણે નીડરતાથી કહી દીધું ખરૂં ?–"

"હા.–"

"તેનો પ્રત્યુત્તર મને જણાવવાની જરૂર નથી; કારણકે તે તમારા મુખપરથી હું જાણી ગયો છું–તેણે ચોકખી ના પાડી,–" જનરલે કહ્યું.

"હા–પ્રથમ ના પાડી.–" લૉરેન્સ બોલ્યો.

"સર વિલિયમે મારી વાત ધ્યાનપૂર્વક સાંભળી–લાગણીપૂર્વક સાંભળી. તે હંમેશાં મારી સાથે વ્હાલજ ભર્યું વર્તન ચલાવતા આવ્યા છે. જ્યારે મેં મારી વાત પૂર્ણ કરી ત્યારે તેમણે કહ્યું કે જો કે તેમને પોતાને પણ દુઃખ થાય છે છતાં મારી માગણીનો નકારમાં જવાબ આપવાની તેમને ફરજ પડે છે. મેં તેમને તેમનો નિશ્ચય બદલવાની અરજ કરી–કાકલુદી ભરી વિનંતી કરી. મારી વિનંતીપર

પુનઃ વિચાર કરવા કહ્યું કે જેથી મને તેમની આજ્ઞાનો અનાદર કરવાની દુઃખભરી ફરજ ન પડે. મેં સ્પષ્ટ રીતે તેમને કહી દીધું કે મેં મિસ રમ્બોલ્ડને પરણવાનું વચન આપ્યું છે—મારો પ્રેમ તેનાપર જડાયો છે અને તેના માતાપિતા જો સર વિલિયમ સંમત થાય તો મને રૂથનો હાથ આપવા રાજી છે. સર વિલિયમ પર કંઈક અસર થઈ—તેમણે પુનઃ વિચાર કર્યો અને એકાદ દિવસમાં મને તેમનો જવાબ મળ્યો. મને તેમણે તરત મારી રેજીમેંટમાં જવાની આજ્ઞા કરી અને વધુમાં જણાવ્યું કે મારે ઓછામાં ઓછા એથી ત્રણ મહિના સુધી મિસ રમ્બોલ્ડના દર્શન પણ કરવા નહિ—મારે મારા હૃદયમાં જે પ્રેમ પ્રકટ થયો હતો તેને નષ્ટ કરવા પ્રયાસ કરવો—પણ જો એ સમય પછી પણ રૂથ માટેના મારા પ્રેમનો વેગ પ્રબલજ રહે તો તે મારી વિનંતીપર પુનઃ વિચાર કરશે. મેં તેમનો આભાર માન્યો—હા—મેં તેમનો અંતઃકરણથી આભાર માન્યો; કારણકે તેથી મારા ભગ્નાશ હૃદયમાં આશાનાં કિરણ પ્રકટયાં, પણ તેજ સમયે મેં તેમને સ્પષ્ટ જણાવી દીધું કે જીવનના અંત સુધી મિસ રમ્બોલ્ડને હું ભૂલી શકું એમ નથી. મારો પ્રેમ રૂથ સિવાય બીજી કોઇ પણ યુવતીપર હું ઢોળી શકું એ તદ્દન અસંભવિત છે. હું મન અને વચનથી તેને મારી પત્નિ બનાવી ચૂકયો છું અને પ્રભુ સમક્ષ મેં રૂથને મારી પત્નિ બનાવવા કસમ લીધા છે કે જે કસમ તોડનાર ભયંકર ગુનેહગાર ગણાય છે.—"

" શાહબાશ! તમે વિશુદ્ધ પ્રેમીના જેવુંજ વર્તન ચલાવ્યું છે—બોલો, પછી તમે તમારા કાકાની આજ્ઞા પ્રમાણે તમારી રેજીમેંટમાં ગયા ? "

" હા—મેં મારા કાકાની આજ્ઞા શિરસાવંધ કરી. હું રાઈહાઉસ માર્ગમાં આવતું હોવા છતાં ત્યાં ગયો નહિ પણ એક પત્ર લખી જે બન્યું હતું તે કર્નલ રમ્બોલ્ડને સ્પષ્ટ જણાવી દીધું. ત્યાર પછી અલ્પ સમયમાં મને મેજરની પદવી મળી અને સર હેકટર ગ્રેહામ તમારી સાથે દ્વંદ્વ યુદ્ધમાં ઘાયલ થવાથી ગેરહાજર રહેવાને લીધે મને તેની ટુકડીની સરદારી મળી. આથી મારે હર્ટફર્ડમાંજ ગોંધાઇ રહેવું પડયું અને તેથી તમને મળવા હું લંડન આવી શકયો નહિ. દિવસો પસાર થવા લાગ્યા. મને રૂથના અનેક પત્રો મળ્યા—કર્નલ રમ્બોલ્ડે પણ મારાપર બે ત્રણ પત્રો લખ્યા—તે પત્રોપરથી મને જણાયું

કે સર વિલિયમ વારંવાર "રાઇહાઉસ" માં જતા હતા અને ખાસ કરીને રૂથપર તે વિશેષ લક્ષ આપતા હતા. તે રૂથ વિષે દરેક જાતની તપાસ કરતા હતા. પ્રથમ જે કન્યા પોતાના ભત્રિજાની પત્નિ થનાર છે તે પોતાના કુળને શોભાવે એવી છે કે કેમ તે માટે તે તપાસ કરતા હશે એમ મને લાગ્યું. એ ત્રણ અઠવાડિયા વહી ગયા અને અને મિસ રમ્બોલ્ડના પત્રપરથી મારા કાકા તેણી પ્રત્યે વિચિત્ર જાતનું લક્ષ આપતા હતા એમ મને લાગ્યું. આ વર્તન ભયપ્રદ હતું–રૂથ તેથી નારાજ હતી. મારા દિલમાં પણ અશાંતિ ઉત્પન્ન થઇ–છતાં મેં એ શંકા નષ્ટ કરવા શક્ય પ્રયત્ન કર્યો. મારા કાકા મારા પ્રતિસ્પર્ધી થાય અને પોતાની પૈત્રી જેવી કન્યાને પોતાની પત્નિ બનાવી પોતાના ભત્રિજાના સુખનું સત્યાનાશ વાળે એ હું માની શકયો નહિ. વળી તેના જેવો એક હડહડતો રૉયલીસ્ટ ક્રૉમવેલના લશ્કરમાં લડનાર સૈનિકની પુત્રીને પરણે એ પણ મને સંભવિત લાગ્યું નહિ. આવાં કારણોથી રૂથના પત્રોમાં જે ભયભર્યા ઇસારા કરવામાં આવ્યા હતા તે પર મેં ધ્યાન આપ્યું નહિ.–"

અહિં લૉરેન્સ થોડીક પલ થોભ્યો. તેને અસામાન્ય દુઃખ થતું હતું. જનરલ ઑલિફન્ટે તેને આશ્વાસન આપી કહ્યું.

"ત્યારે તમારી શંકા ખરી પડી છે–"

"હા—અફસોસ! એ શંકા ખરી પડી છે. એકાદ અઠવાડિયા પછી મેં મારા કાકાને લખ્યું કે હું તેની આજ્ઞા પ્રમાણે મારી ટૂકડીમાં જોડાયો છું-મિસ રમ્બોલ્ડને લાંબા સમયથી મળ્યો નથી અને તેજ પત્રમાં મેં ખાત્રી આપી કે, મારો રૂથ પ્રત્યેનો પ્રબલ પ્રેમ જેવો ને તેવોજ છે. તેથી તેણે મારા લગ્નમાં સંમતિ આપવાની કૃપા કરવી. મને એક ટુંકો ટચ પત્ર મળ્યો. તેમાં તેણે લખ્યું હતું કે મારે હર્ટફર્ડમાંજ રહેવું અને તેનો છેવટનો જવાબ થોડા દિવસમાં મને મળે નહિ ત્યાં સુધી મારે મિસ રમ્બોલ્ડને મળવું નહિ. સર વિલિયમના પત્રથી મને બહુ દુઃખ થયું. એ પત્રમાંના શબ્દોમાં પ્રથમના જેવી લાગણી ન્હોતી. એજ સમયે મને રૂથનો બીજો પત્ર મળ્યો જેમાં સર વિલિયમની શરમભરી વર્તણુક વિષે ઇસારો હતો. આહ! જનરલ ઑલિફન્ટ! ત્રણ ચાર દિવસ મેં ચિંતા અને અશાંતિમાં પસાર કર્યા–મારી ધિરજ ખૂટતી જતી હતી અને મારા હૃદયની મર્મવેદના અસહ્ય થતી જતી હતી. અંતે મારા કાકાનો જવાબ આવ્યો–આતુર હૃદયે

પણ ધ્રુજતા હાથોએ મેં તે ઉઘાડ્યો. તેણે નકારમાં જવાબ આપ્યો હતો. એ પત્ર પણ ટૂંકો અને લાગણીહીન હતો. મિસ રમ્બોલ્ડ વિષેના સઘળા વિચારો મારા મગજમાંથી કાઢી નાખી તેને ભૂલી જવાની મને આજ્ઞા કરવામાં આવી હતી અને જો હું તેની આજ્ઞાનો અનાદર કરીશ તો તેની સખત નામરજીનો ભોગ થઈશ એવો ભય બતાવવામાં આવ્યો હતો. તેણે મારે માટે જે કર્યું હતું તેની, તેની સત્તાની, તેની દોલતની તથા તેની શક્તિની તેણે છેવટે થોડાક શબ્દો લખી સ્મૃતિ કરાવી હતી. એ પત્રે મારૂં હૃદય ચીરી નાખ્યું–મને અસહ્ય દુઃખ થયું. પણ મેં એક પલમાં અન્તિમ નિશ્ચય કરી લીધો. મારા કાકાએ મારા તરફ અત્યાર સૂધી જે લાગણી બતાવી હતી તેથી તેમની વિરૂદ્ધ થવાથી મને બહુ દુઃખ થયું છતાં મિસ રૂથને વિશુદ્ધ પ્રેમથી ચાહી તેને તજી દેવામાં મને ભયંકર પાપ જણાયું. વળી લગ્ન જેવી ગંભીર બાબતમાં મારા કાકાને વચ્ચે પડવાનો કંઇ હક્ક નથી એમ મેં વિચાર કર્યો. એ મારા ભાવી સુખની બાબત છે અને તેમાં ગમે તેમ વર્તવાને હું સ્વતંત્ર છું. વળી જો મારા કારા મિસ રમ્બોલ્ડને પરણવાનો નીચ પ્રયાસ કરતા હોય તો તો પછી મારે તેમનાથી ડરવાનું કંઇ કારણજ રહેતું નથી. તેની દોલત અને તેની સત્તા? રૂથના પ્રેમ આગળ તેની શું કિમ્મત છે? એની દોલત કરતાં હજાર ગણી દોલતને પણ મારી વ્હાલી રૂથ માટે લાત મારવા હું તૈયાર છું. એ વિષે વિચાર કરવાની લેશ માત્ર પણ જરૂર નથી. મારો મેજર તરિકેનો પગાર મને શ્રીમંત કહેવડાવશે નહિ. પણ તે અમારા બેના ગુજરાન માટે પૂરતો છે. એ પગાર સર વિલિયમ મારી પાસેથી ખૂંચવી શકે એમ નથી. આવા આવા વિચારમાં મેં ગઇ રાત્રી ગાળી હતી—"

"તમારા વિચાર તદ્દન યોગ્ય છે, લૉરેન્સ! તમારી આર્થિક સ્થિતિ—"

"આહ! તેની મને લેશ માત્ર ચિંતા નથી. મને મારી આર્થિક દશાથી દુઃખ થતું નથી. હું ગરિબમાં ગરિબ ભિખારી થાઉં તોપણ મારી વ્હાલી રૂથ મારી સહચારિણી થવા તૈયાર છે! મારા કાકાએ મારી માગણીનો નકારમાં જવાબ આપ્યો–મને તેમની દોલત ન આપવાનો નિશ્ચય જાહેર કર્યો તેથી હું દુઃખી થતો નથી. સર બ્રાન્ડનો પત્ર મળ્યા પછી તરતજ મને આ પત્ર મળ્યો અને તેથી મારા દુઃખનો અવધિ થયો–લો, આ વાંચો–"

આમ કહી લૉરેન્સે જનરલ ઑલિફન્ટને એક પત્ર આપ્યો. તે પત્ર નીચે પ્રમાણે હતોઃ—

"રાઇહાઉસ કૅસલ."
તા. ૨૨ મી સપ્ટેમ્બર ૧૬૮૨.

**મારા વ્હાલા મેજર લી;—**

અસહ્ય દુઃખની લાગણી સહિત આ પત્ર હું તમને લખવા બેસું છું અને એ વાંચતાં તમને પણ ભારે દુઃખ થશે તે માટે મારૂં હૃદય ચીરાઈ જાય છે. કોઇ પણ જાતના અનાવશ્યક પ્રસ્તાવ સિવાય હું તમને જણાવવાની રજા લઉં છું કે મારો દારૂ બનાવવાનો ધંધો જો કે આશાજનક છે છતાં હજુ સૂધી તે બહુ ઓછો નફાકારક મને માલુમ પડયો છે અને તેથી મને વારંવાર કરજ કરવાની ફરજ પડી હતી. થોડાક સમય પહેલાં લંડનના વકીલ મી૦ પારટ્રીજ પાસેથી મેં રાઇહાઉસમાંની મારી માલીકીની સઘળી ચીજો ગીરવી મૂકી તથા જો હું ચોકસ તારિખે પૈસા ન ભરી શકું તો કાયદેસર જપતીથી મારી મીલકતનો કબજો લઇ લેવો એવી સરતે બે હજાર પૌંડ વ્યાજે લીધા હતા. લગભગ ત્રણ મહિના પહેલાં મને પહેલવહેલા માલૂમ પડયું કે મી૦ પારટ્રીજે મને પોતાના પૈસા ધીર્યા ન્હોતા; પણ તેણે સર વિલિયમ બ્રાન્ડના એજંટ તરિકે મને સર બ્રાન્ડના પૈસા વ્યાજે આપ્યા હતા કે જે બાબતથી હું તદન અજ્ઞાત હતો. તમારા કાકાએ ઉદારતાથી તે તેના પૈસા તુરતાતુરત આપી દેવાનું દબાણ કરી મુસ્કેલીમાં ન નાખશે એવું વચન આપ્યું હતું એ વાત મેં તમને કહી હતી. કર્નલ ગ્રેહામના શરમભર્યા હુમલામાંથી તમે મારી પુત્રીનો બહાદૂરીથી બચાવ કીધો હતો તેજ દિને એ વાત મેં તમને જણાવી હતી એ તમને યાદ હશે. હું તમને એનું સ્મરણ કરાવવાની જરૂર જોઉં છું.

"તમે જાણો છો કે છેલ્લાં બે ત્રણ મહિનાથી સર વિલિયમ વારંવાર રાઇહાઉસમાં આવે છે. મેં મારા પત્રોમાં એ જણાવ્યું છે. રૂથે પણ તમને લખ્યું હશે. મેં

ધાર્યું કે તમારા રૂથ સાથેના લગ્નમાં સંમતિ આપવા પહેલાં તે મારી પુત્રી વિષે કંઇક જાણવા માગતો હશે. પણ આજથી પંદરેક દિવસ પહેલાં મને માલુમ પડ્યું કે તેની મુલાકાતોનો ભેદ જૂદો હતો. હું ડર્યો–ગુસ્સે થયો–તે રૂથપર ખાસ ધ્યાન આપતો હતો–રૂથને તેથી તેનાપર તિરસ્કાર આવ્યો–તેણીની સ્થિતિ વિચિત્ર થઇ પડી. સર વિલિયમનું વર્તન શરમ ભર્યું હતું, પણ રૂથ તેનો સ્પષ્ટ રીતે તિરસ્કાર શી રીતે કરી શકે?

"અંતે તેણે પોતાનું પોત પ્રકાશ્યું. આજે તે "રાઇહાઉસ" માં આવ્યો અને મારી સાથે ખાનગી વાત કરવાની ઇચ્છા દર્શાવી. તેણે કહ્યું કે તે મારી પુત્રીને કલંકિત કરવા માગતો નથી પણ તે તેને પોતાની પત્નિ બનાવવાને તૈયાર છે. મેં તેની આ શરમભરી માગણી માટે તેને તિરસ્કારયુક્ત સ્વરે કંઇ કંઈ કહ્યું. એક વૃદ્ધ કાકો પોતાના યુવાન ભત્રીજાની આશાવેલીપર કુહાડાનો ઘા કરે એ ભયંકર પાપ છે એમ મેં તેને સ્પષ્ટ રીતે કહ્યું. તેણે ચુપચુપ મારા શબ્દો સાંભળ્યા અને જતી વેળા તેણે મને ૨૪ મી સપટેમ્બરની સ્મૃતિ કરાવી. ૨૪ મી સપ્ટેમ્બરે બપોરે બારના ટકોરા ઘડિયાળમાં થતાંજ મારે તેના બે હજાર પૌંડ વ્યાજ સહિત આપી દેવા એવી તેણે આજ્ઞા કરી. ક્યાં તો મારે મારી પુત્રી તેને સોંપવી અથવા તેના પૈસા આપી દેવા એવું તે નિશ્ચીત સ્વરે બોલ્યો. મેં તેને વિનંતી કરી–તેને મેં ચોકખે ચોકખું કહી દીધું કે મારી પાસે પૈસા નથી–હું તેની આજ્ઞા પ્રમાણે તેના પૈસા ભરી શકું એમ નથી–પણ જો તે દયાહીન થઇ પોતાના પૈસા માટે મને પાયમાલ કરવા–મારી આબરૂ લેવા માગતો હોય તો તેમ કરવા તે મુખ્ત્યાર છે. તેનાથી થાય તે તે કરી લે તેની મને ચિંતા નથી. પણ મારી રૂથને તો હું મરી જઇશ તો પણ તેના જેવા નીચને સોંપી તેના યુવાન જીવનની આશાવેલી કરમાવી નાખીશ નહિ. મેં તેને સ્પષ્ટ જણાવી દીધું કે તેની નીચ માગણીનો સ્વીકાર કરવા કરતાં હું

મારા કુટુંબને ભૂખે મરતું જોવા વધુ રાજી થઈશ. આથી તેણે પુનઃ ૨૪મી સપ્ટેમ્બરની મને સ્મૃતિ કરાવી. તે ૨૪મી સપ્ટેમ્બરે પોતાના વકીલ મી૦ પારટ્રીજ સાથે "રાઇહાઉસ"માં આવશે અને મારી પાસે તેના પૈસા ન હોવાથી તે મેં કરી આપેલા દસ્તાવેજના કરાર પ્રમાણે મારી સઘળી મીલકતનો કબજો લેશે.

આ બધું તમને જણાવવાની હું જરૂર જોઉં છું. રૂથ, મીસીસ રમ્બોલ્ડ અને મારી બહેન આ વાત જાણે છે. સર વિલિયમ ગયા પછી મેંજ તેમને બધી વાત કહી. બધાં દુઃખી થયાં–બહુજ દુઃખી થયાં–પણ તેમનો ટેક અડગ છે. તેઓ સર વિલિયમની નીચતા સામે ટક્કર ઝીલવા તૈયાર છે. મેં રૂથને ખાત્રી આપી છે કે જગતની દોલત માટે પણ હું તેના સુખનો ભોગ આપીશ નહિ. તમારા કાકા ચાહે તે કરી લે–તેની હવે મને ચિંતા નથી. હવે હું તેને અરજ કરવા જવાનો નથી. તેથી પરમ દિને અમને " રાઇહાઉસ " છોડવું પડશે એ નક્કી છે. ત્યાર પછી અમે લંડનજ આવીશું અને ત્યાં તમને મળીશું.

તમારો મિત્ર,

**રીચર્ડ રમ્બોલ્ડ.**

" લૅારેન્સ ! તમે મારી પાસે આવ્યા તેથી હું ઘણોજ ખુશી થયો છું. ફિકર નહિ–તમારા કાકાને ગમે તેવાં પગલાં લેવા દો. તમે અહિં રહો અને જરા પણ ડરો નહિ—"

" નહિ, નહિ. હું અહિં રહી શકું એમ નથી. મારે રાઇહાહાઉસમાં જવુંજ જોઇએ–હું જાતે કર્નલ રમ્બોલ્ડના પત્રનો જવાબ આપવા જવા માગું છું ! જેઓ પરમદિને ઘરબ્હાર વિનાનાં થશે તેમને માટે જોઇતી ગોઠવણ કરવાનું મારૂં પવિત્ર કર્તવ્ય છે—"

" ત્યારે જાવ–એકદમ જાવ–પણ હું પુનઃ કહું છું કે નિર્ભય રહો–" ઍાલિફન્ટે કહ્યું.

# પ્રકરણ ૫ મું.

## ૨૪ મી સપ્ટેમ્બર.

આજે ચોવીસમી સપ્ટેમ્બર છે. બપોરે બાર વાગવાનો સમય થયો છે. આ સમયે ત્રણ ચાર વિરૂપ મનુષ્યો "રાઇહિક્સ"ની નજીક આવેલા કિંગ્સ આર્મસ આગળ પગે ચાલી આવ્યા અને "કિંગ્સ આર્મસ"ની સામે નાખેલી બેંચપર બેસી તેમણે ભોજન લાવવાનો હૂકમ કર્યો. શેપર્ડ-હોટલનો માલિક તેઓમાંનો એક જે બધાનો મુખી જણાતો હતો તેને ઓળખતો હતો. તે તે પ્રગણાના શેરીફનો એક ઑફિસર હતો. તેને જોતાંજ શેપર્ડ ચેતી ગયો કે રાઇહિક્સના માલિક "વૃદ્ધ હૅનીબલ" પર કંઈ ધાડ આવેલી હોવી જોઇએ. તેને શંકા હતી કે કર્નલનો ધંધો સારી સ્થિતિમાં ન્હોતો. તે માણસોને જે જોઇતું હતું તે આપી તે તરત કર્નલને તેમના આગમનની ખબર આપવા ગયો. કર્નલ તેને આવેલો સાંભળી તરત પોતાના ઓરડામાં આવ્યો અને બધી વાત સાંભળી બોલ્યો.

"તમે મારા તરફ લાગણી બતાવી જે તસ્દી લીધી છે તે માટે હું તમારો આભાર માનું છું—"

"લાગણી અને તસ્દી ? તમારા જેવા સ્વાતંત્ર્યપ્રિય રાજદ્વારીને માટે હું તસ્દી ન લઉં તો કોને માટે લઇશ ? અને તમારે માટે હું લાગણી ન રાખું તો પછી મારા જેવો જંગલી કોણ ? કર્નલ ! મારી પત્નિએ થોડાક પૈસા બચાવ્યા છે અને તે જો તમારા ઉપયોગમાં—"

"મારા વ્હાલા મિત્ર !-" કર્નલ વચ્ચે બોલ્યો.

"હું તમારી ઉદાર માગણી માટે અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું પણ દુર્ભાગ્યવશાત્ જો મારો લ્હેણદાર કાયદાનો અમલ કરવા જેટલી નિર્દયતા બતાવશે તો મારે એ આફતમાંથી બચવા માટે એક મોટી રકમ તેને આપવી પડશે. મારી પાસે કંઈ નથી. પણ મારૂં કરજ એટલું મોટું છે કે તમારા થોડા પૈસા મને બચાવી શકે એમ નથી. વળી આ સમયે હું તમારા પૈસા લઉં તો તે એક જાતની લૂંટજ ગણાશે કારણ કે હું તમને કદિ પણ તે પૈસા પાછા આપી શકીશ કે કેમ તે હું જાણતો નથી—"

"ત્યારે તમે શું કરવા માગો છો?—" શેપર્ડે પૂછ્યું.

"તમારા નોકરોમાંથી પાંચ સાત મજબૂત માણસોને મોકલી આ મવાલીઓને નદિમાં ફેંકાવી દોને?"

"નહિ–હું કોઇ પણ જાતનો અત્યાચાર ગુજારવા માગતો નથી. એમ કરવું એ પાશવતા છે–મનુષ્યત્વ નથી. વળી એમ કરવાથી કાલનો દુકાળ આજે પડશે. સરકાર એવા પ્રસંગની આતુરતાથી રાહ જુએ છે કે જેથી તે મારા જેવા એક પ્યુરીટનને તેના માર્ગમાંથી દૂર કરી શકે. પણ શેપર્ડ! હજુ આશા છે–હું તદ્દન હતાશ થયો નથી–હું પોતે પણ જાણતો નથી કે એ આશાનો ફલિતાર્થ થશે કે કેમ? મને અને મારા કુટુંબને નિરાધાર બનતાં અટકાવી મારા દુશ્મનોના મ્હો ઝાંખા પાડવા પ્રભુ કોને મોકલવા માગે છે તે વિષે મને લેશમાત્ર ખબર નથી. છતાં આશાનું અસ્તિત્વ છે એ વાત ચોક્સ છે. એ આશા પાર પડે છે કે નહિ તે અલ્પ સમયમાં આપણને માલુમ પડી જશે."

આ શબ્દો સાંભળી શેપર્ડ પોતાના હોટલ તરફ પાછો ફર્યો; પણ શેરીફના ક્રૂર માણસોને લી નદિને તળિયે મઝા કરવા મોકલવાનો તેનો નિશ્ચય હોવાથી કર્નલે કંઈ પણ અત્યાચાર ન કરવા બતાવેલી ઇચ્છાથી તેને કંઇક દુઃખ થયું.

કર્નલ રમ્બોલ્ડ એક બીજા ઓરડામાં ગયો કે જ્યાં લૉરેન્સ લી તેની વ્હાલી રૂથ તથા તેની માતા સાથે બેઠો હતો. તે આગલે દિવસે બપોરે 'રાઇહાઉસ'માં આવી પહોંચ્યો હતો. તેણે જનરલ ઑલિફન્ટ સાથે તેને થયલી વાતચીત બધાને કહી. જનરલની ઉદારતા, તેનાં પરાક્રમો, તેની અદ્‌ભૂત શક્તિનાં તેણે વખાણ કર્યાં અને તેણે કર્નલ તથા તેના કુટુંબને ખાત્રી આપી કે તેના તરફથી સહાય આવવાની દરેક આશા છે. તેણે રાત્રી રાઇહાઉસમાંજ ગાળી હતી અને તેના કાકાની સમક્ષ ઉભા રહી તે શું કરે છે તે જોવા માટે હમણાં તે અહિં બેઠો હતો. જો તે કર્નલના કરજ જેટલી રકમ વ્યાજે કઢાવી શકે એવી સ્થિતિમાં હોત તો? ઓહ! અતિશય આનંદથી તેણે પોતાને નામે કરજ કરી કર્નલને આ આફતમાંથી મુક્ત કર્યો હોત–પણ તે તેમ કરી શકે એમ ન્હોતું. તેનું કમીશન વેચી નાખતાં પણ તેને બે હજાર પૌંડ જેટલી મોટી રકમ મળે એમ ન્હોતું. આથી તેણે ઑલિફન્ટપરજ બધો આધાર રાખ્યો. તેની ખાત્રી હતી કે ઑલિ-

ફન્ટ કર્નલને બચાવવા માટે જરૂર યોગ્ય પગલાં ભરશે; પણ બાર વાગવા આવ્યા હતા અને હજુ ઑલિફન્ટ આવ્યો ન્હોતો. તેણે કંઇ સંદેશો પણ હજુ મોકલ્યો ન્હોતો.

ત્રણ મહિનાના વિયોગ પછી રૂથ અને લૉરેન્સ મળ્યાં હતાં-તેમના હૃદયો આ સમયે પ્રબલ પ્રેમથી ઉછળ્યાં. બન્ને દુઃખી હતાં–રૂથના પિતાપર આફતની વાદળી ઘેરાઇ હતી. રૂથ શોકમગ્ન હતી; પણ પ્રિય વાંચનાર! શોકમગ્ન વ્હાલીને દિલાસો દેનાર પ્રિયતમ તેને કેટલો વ્હાલો લાગે છે? લૉરેન્સે આ સમયે વ્હાલના-પ્રેમના અનેક મીઠા શબ્દો કુમારિકાના કાનમાં કહ્યા; અને અહા! એ શબ્દોનું મૂલ્ય શું? એ શબ્દોનું માધુર્ય કેવું? જગતનો ખજાનો આપતાં પણ એ શબ્દો રૂથ કોઇને આપવા તૈયાર ન્હોતી. સ્વર્ગની ફૂલવાડી કરતાં એના વ્હાલાના શબ્દોમાં એને હમણાં વધુ મધુરતા જણાતી હતી. રૂથ દુઃખી હતી; પણ લૉરેન્સે તેને માટે પોતાના કાકા સાથે વેર બાંધી તેની અપ્રીતિ મેળવી એ માટે તે બહુ દુઃખી થતી હતી. લૉરેન્સે સર વિલિયમની દોલતનો તેને માટેજ ત્યાગ કર્યો હતો. રૂથે તેને તેમ ન કરવાની વિનંતી કરી; પણ લૉરેન્સે કસમ લઇ કહ્યું કે તેના મનમાં રૂથના પ્રેમ આગળ જગતની બાદશાહી પણ તુચ્છ છે. આહ! જ્યારે તેણે રૂથના કાળાં ભુરા વાળોની મોહક લટો સાથે પોતાની આંગળી વડે રમત કરી તેની વ્હાલી રૂથની કાળી–સ્નેહમત્ત આંખોમાં પોતાની આંખો પરોવી ત્યારે આ પવિત્ર બાલિકા માટે ગમે તેવા ભોગની કંઇ કિમ્મત નથી એમ તેને લાગ્યું.

કર્નલ રમ્બોલ્ડે લૉરેન્સને પોતાના સરલ હૃદય પ્રમાણે સ્પષ્ટ કહી દીધું હતું કે રૂથ સાથે પરણી તેને ગરીબ થવાનું છે. આવી વિચિત્ર સ્થિતિમાં રૂથને પરણી ગરીબાઇના કાતિલ ડંખો સહન કરવા અથવા તો રૂથનો ત્યાગ કરી સર બ્રાન્ડની અઢળક લક્ષ્મીના સ્વામી થવું. આ બે સ્થિતિ લૉરેન્સ માટે હતી; કર્નલે જો તેની ઇચ્છા હોય તો તેણે આપેલા વચનમાંથી તેને મુક્ત કરવાની પણ તત્પરતા બતાવી; પણ લૉરેન્સે તરતજ લાગણીભર્યા સ્વરે કર્નલને મૌન રાખી કહ્યું કે રૂથ સાથે કંગાળમાં કંગાળ જીવન ગુજારવામાં પણ તેને આનંદ મળશે જ્યારે જગતની ભવ્ય શહેનશાહતનાં સુખો રૂથ વિના તેને મન કડવા ઝેર જેવાં છે.

રૂથ અને લૉરેન્સના પ્રેમના આટલા પ્રસ્તાવ પછી અમે અ-

મારી વાર્તા આગળ ચલાવીશું. બાર વાગવાને થોડાક સમયની વાર હતી એટલામાં શેપર્ડે આવી શેરીફના માણસો આવી પહોંચવાની કર્નલને ખબર આપી. આ વાત સાંભળી બધાં દુઃખી થયાં. કર્નલે મેજર લીને સંબોધી કહ્યું.

"આજે હું તમને એક વ્યક્તિ સાથે ઓળખાણ કરાવવા માગું છું. મેં તમને મારી બહેન મિસ રમ્બોલ્ડ વિષે બે ત્રણવાર વાત કરી હતી પણ તમે તેને જોઈ નથી. તેણી બહુ દુઃખી છે. તેણીએ પોતાના જીવનમાં ઘણાં કારી જખમો સહન કર્યા છે; અને અહિં આવ્યા પછી—જુન મહિના પછી તેણી ક્વચિતજ પોતાના ઓરડામાંથી બહાર આવી છે. રૂથ! તારી ફોઈ પાસે જા અને તેને અહિં બોલાવી લાવ—તેણી મેજર લીને મળવાની ઇચ્છા રાખે છે—"

રૂથ ઓરડો છોડી જતી હતી એવામાં એક નોકરે આવી કહ્યું. "સર વિલિયમ બ્રાન્ડ મી૦ પારટ્રીજ સાથે આવ્યા છે."

"અહા!—" કર્નલ આ સાંભળી અત્યંત દુઃખી થઇ બોલ્યો.

"રૂથ! તારે તારી ફોઇને હમણાં બોલાવવા જવાની જરૂર નથી. મેજર લી! તમે તમારા કાકાની અને મારી મુલાકાત સમયે હાજર રહેવા માગતા હો તો મારી સાથે મારી ઑફિસમાં ચાલો... સર વિલિયમ બ્રાન્ડ અને મી૦ પારટ્રીજને ઑફિસમાં બેસાડો—" છેલ્લા શબ્દો તે નોકરને સંબોધી બોલ્યો.

રૂથ લૉરેન્સ પાસે આવી અને ભયભર્યાં પણ સ્નેહભીના સ્વરે કંઇ બબડી; પછી લૉરેન્સ તરફ શોકપૂર્ણ પણ સ્નેહમત્ત નયને જોઇ બોલી.

"તમારે હમણાં ભયંકર કસોટીમાંથી પસાર થવું પડશે. અને તે મારે માટે—"

"વ્હાલી! એ કસોટીમાંથી હું નિર્ભયપણે પસાર થઇશ—" લૉરેન્સ એક બારી પાસે રૂથને લઇ જઈ બોલ્યો.

"રૂથ! મારી વ્હાલી રૂથ! હું તારા પ્રેમનો ભૂખ્યો છું—મને તારી દરકાર છે—મારા કાકાની લક્ષ્મી મારે નથી જોઇતી. હું કોઈ પણ જાતનો ભોગ આપતો નથી. નહિ—નહિ જરા પણ નહિ. વ્હાલી! આ સુન્દર હાથ મારો થશે એ મધુર આશા જગતનાં બધાં સુખો કરતાં મારે માટે વધુ મીઠી છે—"

"લૉરેન્સ! વ્હાલા લૉરેન્સ! ત્હારે માટે હું શું કરૂં? તું જે ઉમદા ભોગ આપે છે તેનો બદલો મારાથી વાળી શકાય એમ છેજ નહિ. વ્હાલા! હું એટલુંજ કહું છું કે આ હૃદય જીવનપર્યંત તારીજ ઝંખના કરશે અને આ આંખો ફક્ત તારેજ માટે વલખાં મારશે. હવે જા–મારા વ્હાલા લૉરેન્સ! જા–મારા પિતા ખોટી થાય છે."

રૂથના માતપિતાની હાજરીમાં લૉરેન્સે રૂથને ચુંબન કર્યું. આ તેના પ્રેમની–પવિત્ર પ્રેમની નિશાની હતી. રૂથ તેથી નારાજ થઈ નહિ. શરમાતી–રડતી કુમારિકા પોતાની માતાની પાસે ગઈ અને લૉરેન્સ કર્નલ રમ્બોલ્ડની સાથે ઓરડો છોડી ગયો. બન્ને જણા 'રક્ષાગૃહ' અથવા ઑફિસમાં આવ્યા અને ત્યાં સર બ્રાન્ડ અને મી૦ પારટ્રીજ બેઠેલા તેમને જણાયા. વકીલ મી૦ પારટ્રીજ એક પુખ્ત વયનો માણસ હતો. તેનું વદન ફીકકું, કંઇક સખત અને લાગણી હીણું જણાતું હતું. નીધરહૉલના માલીકની નિર્દય આજ્ઞા અમલમાં મૂકવા માટે તે બરાબર યોગ્ય હતો.

સર વિલિયમને રાઇહાઉસમાં તેનો ભત્રિજો મળશેજ એવી ખાત્રી હતી. તેણે ત્યાં આવતાંવારજ લૉરેન્સ વિષે તપાસ કરી હતી અને તે ત્યાં છે એ વાતની ખબર પડતાં તે દમામદાર ચહેરો રાખી ઠંડે કલેજે બેઠો હતો; પણ લૉરેન્સ તેને જોતાંજ વધુ દમામથી બોલ્યો.

"તમે તમારી નિર્દયતા સિદ્ધ કરવા માગો છો?—"

"જો સાંભળ. લૉરેન્સ!–" સર વિલિયમ કરડા સ્વરે બોલ્યો.

"જો તું હમણાંજ આ સ્થળેથી ચાલ્યો નહિ જશે તો તારે મારી પાસેથી ભવિષ્યમાં કંઇ પણ મેળવવાની આશા રાખવી નહિ. અહિં હાજર રહેવાનો તને કંઇ પણ હક્ક નથી—"

"મને અહિં હાજર રહેવાનો હક્ક નથી? તમે ભૂલો છો. આ ઘર મારા સુખનું કેન્દ્રસ્થાન છે. તમે મને ભવિષ્યમાં કંઇ ન આપવાની ધમકી આપો છો? હું કહું છું કે તમારી દોલતની મને લેશ માત્ર પરવા નથી—" લૉરેન્સ બોલ્યો.

"ત્યારે સાહેબ! આજથી હું તમારો કાકો નથી ને તમે મારા ભત્રિજા નથી. આજથી આપણે એકમેકને ઓળખતા નથી... મી૦ રમ્બોલ્ડ!–" સર વિલિયમે રાઇહાઉસના માલિક તરફ જોઈ કહ્યું.

"બાર વાગવાનો સમય થયો છે. બોલો, તમારો નિશ્ચય શું છે?–"

"સર વિલિયમ બ્રાન્ડ!—તમારે કરવું હોય તે કરો. હું મારા કુટુંબ સાથે ભૂખે મરીશ પણ તમારી સરતો તો કદિપણ કબૂલ નહિ કરીશ. મારી પુત્રીને તમારી પત્નિ બનેલી જોવા કરતાં તેને હું ભૂખે મરતી જોવા વધુ રાજી થઇશ."

"ઠીક ત્યારે, મી. પારટ્રીજ! તમે તમારી ફરજ બજાવો—" સર બ્રાન્ડે નિર્દય સ્વરે વકીલને કહ્યું.

"મી. રમ્બોલ્ડ!—" તે વકીલે આંખો ચમકાવતાં જાણે તેને આનંદ થતો હોય તેવી રીતે કહ્યું.

"મારા ક્રુલ સર વિલિયમ બ્રાન્ડ તરફથી હું તમારી પાસે તમે કરેલા કરારનામા અનુસાર બે હજાર એકસો ને એકવીસ પોંડ વ્યાજ સહિત માગું છું. તમે એ રકમ અમને પગાર કરવા તૈયાર છો?—"

"નહિ—"

"અરે! પ્રભુ! હજુ ઑલિફન્ટ કેમ ન આવ્યો?—" લૉરેન્સ મનમાં બબડ્યો.

"મી. પારટ્રીજ! ત્રણ વખત એ સવાલ મી. રમ્બોલ્ડને પૂછો. તેથી મી. રમ્બોલ્ડને પોતાની સ્થિતિપર વિચાર કરવા થોડીક પલો મળશે—" સર બ્રાન્ડે કહ્યું.

"મારે એક પલ પણ વિચાર કરવા જોઇતી નથી." કર્નલ બોલ્યો.

"કંઈ ફીકર નહિ. હું એ સવાલ ત્રણ વખત પૂછીશ......" વકીલે કહ્યું.

"પહેલીવાર—તમે અમારા પૈસા આપો છો? અથવા સર બ્રાન્ડની સરતો કબૂલ કરો છો?—"

"નહિ—" કર્નલે નિશ્ચીત સ્વરે જવાબ આપ્યો.

"બીજીવાર?"

"નહિ—નહિ—હજારવાર નહિ—"

"ત્રીજી વાર—બોલો, તમે તમારૂં કરજ ચુકવવા તૈયાર છો?—"

"હા—" બહારના બારણામાંથી એક પ્રબળ મનુષ્યનો અવાજ આવ્યો. બારણું ઉઘડી ગયું અને જનરલ ઑલિફન્ટ તે ઓરડામાં દાખલ થયો.

# પ્રકરણ ૬ ઠું.

## "રાઇહાઉસ" માં જનરલ ઑલિફન્ટ.

જે પળે તે તામ્રવર્ણી યોધ્ધો તે ઓરડામાં દાખલ થયો તેજ-પલે લૉરેન્સ લી આનન્દના આવેશમાં તેની પાસે દોડી ગયો અને તેનો હાથ વ્હાલથી પકડી બોલો—

"ઓહ! તમે આવ્યા, જનરલ ઑલીફન્ટ! આવો—આવો. તમે કટોકટ વખતે આવી પહોંચ્યા છો—"

કર્નલ રમ્બોલ્ડ જનરલે તે ઓરડામાં પ્રવેશ કર્યો તેજ પલે તેને ઓળખી ગયો હતો અને લૉરેન્સે જનરલનું નામ દીધું તે સાંભળી સર વિલિયમ બ્રાન્ડ અને મી. પારટ્રીજ તો આ જગવિખ્યાત યોધ્ધા-ને ત્યાં એકદમ આવેલો જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. બૅરોનેટ—સર બ્રાન્ડના મુખપર એક વિચિત્ર જાતનું—સખ્ત હાસ્ય ફરક્યું; કારણકે જનરલ કર્નલ રમ્બોલ્ડનું કરજ ચુકવવા તૈયાર થશે એમ એ માની શકતો ન્હોતો. એનો પોતાનો સ્વભાવ કંજુસ હોવાથી જનરલ ઑલિ-ફન્ટની ઉદારતાનો એને ખ્યાલ ન આવે એ સંભવિત છે. વકીલ મી. પારટ્રીજ પોતાની ચુંચી આંખો જનરલ તે જગ્યાએ શા માટે આવ્યો હશે તે જાણવા માટે આમ તેમ ફેરવવા લાગ્યો. જનરલ ઑલિફન્ટે લૉરેન્સે તેના પ્રત્યે બતાવેલા વ્હાલનો તેવોજ જવાબ આપ્યો અને પછી તેણે કર્નલ રમ્બોલ્ડ તરફ જોઇ કહ્યું.

"તમને ઓળખાવવાની મેજર લીને જરૂર પડે એમ નથી. હું "રાઇહાઉસ" ના માલિકને ઓળખી ગયો છું—"

એમ કહી તેણે એક વીર સૈનિકના ઉચ્ચ દરજ્જાને છાજે તેવી રીતે કર્નલ તરફ પોતાનો હાથ લંબાવ્યો અને તેના વૃદ્ધ સાથીએ વિનયથી તે હાથ પોતાના હાથમાં દાબ્યો. કર્નલ જનરલ ઑલિફન્ટ જેવા વીર સૈનિકને મળવાથી એટલોબધો હર્ષોન્મત્ત થઇ ગયો કે એક પલ તે પોતાની દુઃખદ સ્થિતિ પણ ભૂલી ગયો. તે કંઇક જાણતો હતો કે જનરલ તેને દુઃખમાંથી મુક્ત કરવાજ ત્યાં આવ્યો હતો; પણ તેણે જનરલને જોયો તે સમયે તેને તેણે સહાયક ધારીને નહિ; પણ એક બહાદૂર યોધ્ધો ગણીને માન આપ્યું. ઑલિફન્ટને જોઇ તેને અસામાન્ય આનંદ થાય એ તદ્દન બનવાજોગ છે, કારણ કે તે સારી પેઠે

જાણતો હતો કે તેની સ્હામે ઉભેલા વીર યોદ્ધાએ વરજીનીઆની પ્રજાને રાજાના એકતંત્રી શાસનમાંથી મુક્ત કરી લોકશાસનની મીઠાશ ચખાડવા માટે રાજાની શક્તિ સ્હામે માથું ઉંચક્યું હતું. કર્નલ રમ્બોલ્ડ પણ સ્વરાજ્યવાદી હોવાથી તેણે ઑલિવર ક્રોમવેલની સરદારી નીચે 'કૉમનવેલ્થ'ના ભયંકર યુદ્ધોમાં આપખુદીના ગુલામો સ્હામે પોતાની તલવાર વાપરી પોતાનું નામ સુવર્ણાંકિત કીધું હતું. એવા વીર પણ વૃદ્ધ સૈનિકને પોતાના સિદ્ધાંતનો વીર યુવાન સૈનિક મળે અને તે સમયે તે હર્ષ ઘેલો બની, પોતાનું સઘળું સાનભાન ભૂલી જાય એ શું સંભવિત નથી?

લૉરેન્સ તથા રમ્બોલ્ડ સાથે હસ્તધૂનન કર્યા પછી ઑલિફન્ટે પુનઃ ચોતરફ દૃષ્ટિ ફેંકી. પ્રથમ કરતાં આ વેળા તેની દૃષ્ટિમાં કંઇ જૂદી લાગણી હતી. તેણે શાંતિથી વકીલના મ્હોપર નઝર નાખી અને પછી તેની આંખો સર બ્રાન્ડના સ્થિર, સખત, લાગણીહીણા મુખ પર ઠરી; પણ સર વિલિયમના મુખપરથી તેનો મનોભાવ વાંચવાનું ઑલિફન્ટને અશક્ય લાગવાથી અથવા કોઇ બીજી પ્રબલ લાગણીથી તે તેના તરફ વધુવાર જોઇ શક્યો નહિ. અમે આ સમયે ખાત્રી પૂર્વક કહી શકતા નથી; પણ એટલું તો ચોક્સ હતું કે સર બ્રાન્ડને જોઇ ઑલિફન્ટના વદનપર શોકની—ગાંભીર્યની ઝાંખી છાયા છવાઈ. એના દીલની છુપી લાગણી જાણી જવાની કોઇનામાં તાકાત ન્હોતી. અને તેથી એનાપર કોઇને કંઇ શક ગયો નહિ. ગમે તેમ હો પણ સર બ્રાન્ડને જોઈ એને કંઈક દુઃખ થયું. તે વૃદ્ધ બદમાસ પોતાના યુવાન ભત્રિજાની આશાનું બીજ નષ્ટ કરી પોતે યુવાન—સુન્દર રૂથને પરણવા માગે છે, એ વિચારથી પણ ઑલિફન્ટને દુઃખ થયું હોય એ સમ્ભવિત છે. પણ એ સિવાય કોઇ અન્ય લાગણી એના મનમાં તે વૃદ્ધ બૅરોનેટને જોઇ ઉત્પન્ન થઈ હતી. એ લાગણી કઇ જાતની હતી તે અમે ચોક્સપણે કહી શકતા નથી.

"હવે આપણે આ કામ પૂરૂં કરી નાખીએ—" જનરલ ઑલિફન્ટ જાણે તેને દુનિયાની દરકાર ન હોય એવી બેદરકારીથી આમતેમ જોતો બોલ્યો. આ સમયે તેણે તેના મનમાં જન્મેલી લાગણીની છાયા તદ્દન દૂર કરી દીધી હતી.

"જનરલ ઑલિફન્ટ! કર્નલ રમ્બોલ્ડ પાસે હું જેટલા પૈસા માગું છું તે બધા તમે આપવા માગો છો? તમે કર્નલનું

દેવું કેટલું મોટું છે તે જાણો છો ?—" સર બ્રાન્ડ સ્થિર દૃષ્ટિએ ઑલિફન્ટ તરફ જોઈ સહેજ સખ્ત સ્વરે બોલ્યો.

" તમારા વકીલને એ રકમ કેટલી છે તે બોલવા દો, સર બ્રાન્ડ! અને તમને તમારા પૈસા તરત ચુકવવામાં આવશે–" ઑલિફન્ટ બોલ્યો પણ જેને તેણે આ શબ્દો કહ્યા તેના તરફ તેણે જોયું નહિ. આડું જોઇનેજ તેણે સર બ્રાન્ડ સાથે વાત કરવા માંડી.

" કર્નલ રમ્બોલ્ડે સર વિલિયમ બ્રાન્ડને બે હજાર એકસો ને એક વીસ પૌંડ આપવાના છે—" વકીલ સાહેબ જેમને પોતાની ફીનીજ ફક્ત દરકાર હતી તે તરત બોલી ઉઠયા. કોની તીજોરીમાંથી તેના હાથમાં પૈસા આવે છે તે જાણવાની તેમને દરકારજ ન્હોતી.

" ઠીક—" જનરલ ઑલિફન્ટ બોલ્યો અને પછી તેણે કર્નલ રમ્બોલ્ડ તરફ જોઇ લાગણીભર્યા સ્વરે કહ્યું.

" કર્નલ રમ્બોલ્ડ ! તમે એક વૃદ્ધ સૈનિક છો–હું યુવાન છું–પણ આપણા સિદ્ધાંતો એકમેકને મળતા છે. તેથી મને વિશ્વાસ છે કે તમે મારી મદદ સ્વીકારવાની ના પાડશો નહિ. હું એટલી રકમ તમને વીસ વર્ષ માટે વગર વ્યાજે ધીરીશ–"

" જનરલ ઑલિફન્ટ ! તમે મને જીવન પર્યંત આભારી બનાવવા આવ્યા છો. તમે જે મોટી રકમ મને ઉદારતાથી વિના વ્યાજે ધીરવા તૈયાર થયા છો એજ તમારા હૃદયની ઉન્નતતા પૂરવાર કરે છે. પણ એવી મોટી રકમ તમે સહેજ પણ મુસ્કેલીમાં આવ્યા વિના મને આપી શકશો?—હું તમને ભારરૂપ થવા ચાહતો નથી—" કર્નલ રમ્બોલ્ડ બોલ્યો.

" તમને એ રકમ આપવા છતાં હું સહેજપણ મુસ્કેલીમાં આવું એમ નથી, કર્નલ!—"

" ત્યારે તમારા જેવા વીર યોધ્ધાના આભાર નીચે દબાવામાં હું એક જાતનું અભિમાન સમજી તમારી માગણી આનંદ સહિત સ્વીકારૂં છું–"

જનરલ ઑલિફન્ટ કર્નલના શબ્દો સાંભળી વિનયથી નમ્યો અને મેજર લી તરફ જોઈ બોલ્યો—

" બારી પાસે જઇ બે ચાર ટકોરા મારો—મારો નોકર એ નિશાની સમજી જશે—"

લૉરેન્સે તરત બારી પાસે જઈ બે ચાર ટકોરા માર્યા અને તે સાંભળી જનરલ ઍાલીફન્ટનો નોકર જે બે ઘોડા સાથે ખાઇના પૂલ આગળ ઉભો હતો તેણે પોતાના ઘોડાઓ એક મજુરને સોંપ્યા અને ઘોડાના સૅડલ સાથે બાંધેલી બે કોથળીઓ લઇ તે કિલ્લામાં દાખલ થયો. થોડીજ મિનિટમાં તે તે ઓરડામાં આવી પહોંચ્યો અને બન્ને કોથળીઓ એક ટેબલપર મૂકી ત્યાંથી ચાલી ગયો.

" મેજર લી ! હવે તમે અને આ ધારાશાસ્ત્રી બન્ને મળીને જોઇતી રકમ ગણવાની કૃપા કરશો ? " તે બહાદૂર બળવાખોર બોલ્યો.

આટલું કહી તે એક બારી પાસે જઈ ઉભો અને ત્યાં જઇ કંઇ વિચારમાં પડયો. લી અને વકીલ પૈસા ગણવામાં રોકાયા. કર્નલ જ્યાં હતો ત્યાં જ ઉભો રહ્યો. ઍાલીફન્ટની બીજા માણસો તરફ પીઠ હતી પણ તેના મુખ પર આ સમયે જો કોઇએ દૃષ્ટિ ફેંકી હોત તો તેના મનમાંથી કંઈ ગંભીર–શોકજનક વિચાર પસાર થતા હતા એમ તરત માલુમ પડત. કર્નલ રમ્બોલ્ડ દીવાલને અઢેલી જનરલ ઍાલિફન્ટે તેને અને તેનાં વ્હાલાં સ્નેહીઓને રખડતાં બચાવ્યાં તે માટેના આનંદી ખ્યાલોમાં મસ્ત થયો હતો અને સર વિલિયમ બ્રાન્ડ પૈસા ગણનારાઓ તરફ નજર ફેંકી કંઇ એવા વિચારમાં ગુંથાયો હતો કે જે તેના મુખપરના ભાવથી જાણી શકાય તેમ ન્હોતું. રૂથ પરના એના પ્રબલ મોહને લીધે એ દુઃખી થતો હોય અને તેના વૃદ્ધ પિતાને પૈસાને માટે પોતાની પુત્રીનું બલિદાન આપવાની ફરજ પાડવાની તક તેના હાથમાંથી ઍાલિફન્ટે ખુંચવી લીધી તે માટે મનમાં બળતો હોય એ બનવાજોગ છે.

અલ્પ સમયમાં પૈસા ગણાઇ ગયા, છતાં હજુ થોડાક સો કોથળીમાં બાકી રહ્યા. પાર્ટ્રીજે કાયદેસર પહોંચ લખી આપી અને આ પ્રમાણે લેણદાર અને કરજદાર વચ્ચેની શોકજનક સ્થિતિનો અંત આવ્યો.

" લૉરેન્સ !–" સર વિલિયમ ત્યાંથી ચાલી જવાને ઉભો થયો ત્યારે સત્તાદર્શક સ્વરે બોલ્યો.

" મારી સાથે ચાલ–"

" હું બપોરે તમારી સેવામાં હાજર થઇશ, કાકા !–" મેજર લી નિશ્ચીત સ્વરે વિનયથી બોલ્યો.

"હજુ હું અહિં એક બે કલાક રોકાવા માગું છું."

"નહિ. તારે આવવું હોય તો હમણાંજ—નહિ તો કદિપણ નહિ. તું જાણે છે કે તું મારી આજ્ઞાનો અનાદર કરે છે?—" સર બ્રાન્ડે કરડા સ્વરે કહ્યું.

"કાકા! તમે આમ બલાત્કારથી કે ધાક ધમકીથી મને વશ કરી શકશો નહિ." લૉરેન્સ પણ સહેજ ક્રોધથી બોલ્યો.

"ઠીક છે—" સર બ્રાન્ડ બોલ્યો. પછી તેણે કર્નલ તરફ જોયું. અને બોલ્યો:

"મી. રમ્બોલ્ડ! હું તમને ચેતાવું છું કે આ કિલ્લામાં તમે મેજર લીને આવકાર આપી જાણી જોઇ આફત વહોરી લો છો. પણ એથી પણ વધુ આફત જો તમે તમારી પુત્રી એને પરણાવવા તૈયાર થશો તો તમારા પર આવી પડશે તે યાદ રાખજો.—"

"સર વિલિયમ બ્રાન્ડ! તમે મેજર લીના વડીલ છો તેથીજ આ શબ્દો બોલી શકો છો. તેથીજ તમને મારા તરફથી કંઈ હાનિ કરવામાં આવશે નહિ; પણ યાદ રાખો કે એ શબ્દો રીચર્ડ રમ્બોલ્ડ ને સંભળાવવાની કોઇ જીવતા મનુષ્યમાં શક્તિ નથી—" કર્નલ રમ્બોલ્ડ ઉચિત અભિમાનથી બોલ્યો.

પુનઃ સર બ્રાન્ડના ઓષ્ઠપર કઠોર–લાગણીહીન સ્મિત ફરક્યું અને એક પણ બીજો બોલ બોલ્યા વિના તે પોતાના વકીલ સાથે તે ઓરડામાંથી બહાર નીકળ્યો. તેઓ દાદર ઉતરી ગયા અને તેમના પગલાનો અવાજ સંભળાતો બંધ પડયો ત્યારે જ જનરલ ઑલિફન્ટ બારી પાસેની જગ્યા તજી કર્નલ પાસે ગયો. તેણે લૉરેન્સ, સર બ્રાન્ડ અને કર્નલ વચ્ચેની વાતચીત સાંભળી હોય એમ લાગ્યું નહિ અને જો સાંભળી હોય તો તે સંબંધી માથું મારવાનું તેને યોગ્ય લાગ્યું નહિ.

"જનરલ ઑલિફન્ટ! તમે આજે જે ઉમદા મદદ મને કરી છે તે માટે હું તમારો પુનઃ પુનઃ આભાર માનું છું—અને હવે ચાલો, હું તમને મારાં વ્હાલાંઓ સાથ ઓળખાણ કરાવું કે જેમને તમે આજે રખડતાં ભિખારી થતાં બચાવ્યાં છે—"

ઑલિફન્ટ નમ્યો. તે, કર્નલ અને લૉરેન્સ તે ઓરડામાંથી બહાર નીકળ્યા. રૂથ અને તેની માતાને અત્યાર પહેલાંની જનરલ ઑલિફન્ટના આગમનની ખબર મળી ગઈ હતી. વળી સર બ્રાન્ડ અને

તેનો વકીલ વધુ ગડબડ કર્યા વિના વિદાય થઇ ગયા એ પણ તેમની જાણમાં આવ્યું હતું. આ પરથી સર બ્રાન્ડના પૈસા આપવામાં આવ્યા હશેજ એવી બન્ને મા દીકરીની ખાત્રી થઇ ગઇ હતી. એ વિષે કર્નલને તેમની આગળ એક શબ્દ પણ બોલવાની જરૂર પડી નહિ. તેના અને લૉરેન્સના હસતા વદન પરથીજ રૂથ અને તેની માતા જાણી ગઇ કે ઑલિફન્ટ તેમનો સંરક્ષક હતો. કૃતજ્ઞ ભાવથી બન્નેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં—તેમનાથી કંઈ બોલાયું નહિ—એ દેખાવ એક રીતે કરૂણ હતો—કર્નલ જેવા વૃદ્ધ અને સશક્ત સૈનિકની આંખમાંથી પણ એક અશ્રુબિન્દુ શ્રવી પડ્યું.

જનરલ ઑલિફન્ટને ભોજન લેવાનું આમંત્રણ થયું. તેણે આનાકાની કરી પણ અત્યાગ્રહથી તેને તે સ્વીકારવાની ફરજ પડી. તેણે ના પાડી તેનું કારણ લૉરેન્સ અને રૂથને મળવાનો જોઇએ તેટલો સમય ન મળે એજ હતું.

"હું એક સરતે અહિં ભોજન લેવાનું કબૂલ કરીશ." તે બોલ્યો.

"શું ?" લૉરેન્સે પૂછ્યું.

"એ કે તમારે અમે બે વૃદ્ધોને અહિં છોડી ફરવા જવું. હું જાણું છું કે તમારે એકબીજાને બહુ કહેવાનું છે."

રૂથના વદન પર આ સાંભળી લજ્જાની મોહક લાલી છવાઇ; અને લૉરેન્સ પણ રૂથની સાથે મીઠી મીઠી વાતો કરવાને અધીરો હોવાથી મનમાં ને મનમાં ઑલીફન્ટનો આભાર માની રૂથની સાથે એક એકાંત જગ્યાએ જઇ વાતે વળગ્યો.

"તમે તમારી જાતને વૃદ્ધ ગણાવો છો તેથી મને હસવું આવે છે—" કર્નલ ઑલિફન્ટને સંબોધી બોલ્યો.

"તમે હજુ ચાળીસ વર્ષ પૂરાં કર્યાં હોય એમ લાગતું નથી. અને છતાં તમે તમારૂં નામ કેવું ગજાવી મૂક્યું છે? ખરેખર, જનરલ ઑલિફન્ટ! આજનો દિવસ મારા જીવનમાં સુવર્ણાંકિત થશે—"

બન્ને સૈનિકોએ ભોજન તૈયાર થયું ત્યાં સુધી લશ્કરી વિષયો પર વાત કરી. રૂથ પોતાની ફોઇ પાસે તેણી મેજર લી તથા ઑલિફન્ટની હાજરીમાં જમવા આવશે કે કેમ તે પૂછવા ગઇ. આવા સંયોગોમાં જનરલ ઑલીફન્ટ જેણે તેને—તેના ભાઇને—તથા તેની પત્નિ અને પુત્રીને પાયમાલ થતાં બચાવ્યાં હતાં તથા મેજર લી જે તેની

ભત્રિજીનો પ્રેમી-ભાવી પતિ હતો તેની સાથે જમવાની ના પાડવી એ અવિનયી ગણાશે એમ હેન્રીએટ્ટાને લાગ્યું અને તેથી તેણીએ તેમની સાથે ભોજન લેવા આવવાની હા પાડી. તેણી ભોજનગૃહમાં આવી ત્યારે લૉરેન્સે તેને પહેલવહેલી જોઈ. તેણી લૉરેન્સને જોઇ ઘણી ખુશી થઇ અને તેને મળવાથી પોતાને આનંદ થયલો પ્રદર્શિત કર્યો. ખરેખર, તેણી તેને જોઈ ઘણી આનંદ પામી હતી-તેણીનું હૃદય કશાથી આનંદ ન્હોતું પામતું છતાં આજે તેમાં હર્ષની લહરી આવી. આવા ઉમદા હૃદયના સુન્દર યુવાનને તેની ભત્રિજી પરણશે એ ખ્યાલે તે મલકાઈ અને ભોજન સમયે તેણે લૉરેન્સ ને રૂથ સુખી થાય એવી ઇચ્છા જાહેર કરી. જનરલ ઑલિફન્ટનો પણ તેણીએ તેણે કરેલી સહાય માટે કૃતજ્ઞ હૃદયે આભાર માન્યો. ઘણાં વર્ષો પછી ગરિબ બિચારી હેન્રીએટ્ટાએ આજે કંઇક આનંદનો સ્વાદ ચાખ્યો!

ભોજન લીધા પછી તરતજ હેન્રીએટ્ટા પોતાના ઓરડામાં ગઇ અને જનરલ ઑલિફન્ટે રૂથ તથા લૉરેન્સને સરત પ્રમાણે ફરવા મોકલ્યાં. મિસિસ રમ્બોલ્ડ કંઈ કામસર ઓરડાની બહાર જતાં તેણે બાકી રહેલા પૈસા પોતાના ઉપયોગમાં લેવાનો કર્નલને આગ્રહ કર્યો જે કર્નલને સ્વીકારવાની ફરજ પડી.

પછી બન્ને સૈનિકો પોતાના માનીતા વિષય પર ચર્ચા કરવા લાગ્યા.

"જનરલ ઑલિફન્ટ! હવે તમે લંડનમાં સ્થાયી રહેવા ચાહો છો કે જગતના કોઇ અન્ય ભાગમાં કોઈ પ્રશંસાપાત્ર કાર્ય કરવા જવાની ઇચ્છા રાખો છો તે મને જણાવવાની કૃપા કરશો?" કર્નલે થોડીક બીજી ત્રીજી વાત કરી પૂછ્યું.

"કર્નલ રમ્બોલ્ડ! જો મારી સમશેર હું કોઇ સારા કામ માટે વાપરી શકું એવી તક મને મળે તો તેથી મને અનહદ આનંદ થશે. હજુ ઇંગ્લંડમાં પગ મૂક્યાને મને ત્રણ મહિના થયા નથી એટલામાં મેં રાજા ચાર્લ્સ પર પ્રબળ છાપ પાડી છે. તેણે મને લશ્કરમાં એક ઉચ્ચ પદવી અને માનવંત ખિતાબ આપવાનું વચન આપ્યું છે. પણ હું ખિતાબો પસંદ કરતો નથી. જ્યારે લશ્કરમાં કોઇ પણ ઉચ્ચ પદવી મારા સિદ્ધાંતો જો તૂટતા હોય તો હું સ્વીકારી શકું એમ નથી; છતાં એક રસ્તો છે અને તેથી રાજાની નોકરી સ્વીકારી માનવ-સમાજનું હું કંઇક ભલું કરી શકું એમ છું. મેં એવી જગ્યા મને

મળે તો હું સ્વીકારીશ એવી આડકતરી સૂચના પણ કરી દીધી છે–"

"તમે શું કહેવા માગો છો?—" કર્નલ રમ્બોલ્ડ ઑલિફન્ટ રાજાની નોકરીમાં રહેવા માગે છે એ વાત તેને મ્હોડે સાંભળી દિલગીર થઈ બોલ્યો.

"હું એમ કહું છું કે જો સંપૂર્ણ સત્તા સાથે અમેરિકાના બ્રિટિશ સંસ્થાનોના ગવર્નર જનરલની પદવી મને આપવામાં આવશે તો હું તે સાનંદ સ્વીકારીશ. તે સંસ્થાનો ઈંગ્લંડની સત્તા નીચેજ રહેશે એવી હું ખાત્રી આપીશ; છતાં એથી હું ત્યાંની પ્રજાની આર્થિક સ્થિતિ સુધારી શકીશ. બીજી ઘણી રીતે તેમની ઉન્નતિ કરી શકીશ. જ્યાંસુધી હું પવિત્ર સોગન લઇ ત્યાં કોઇ પણ જાતની રાજ્યક્રાંતિ ન કરાવું એમ જાહેર કરૂં ત્યાં સુધી મને એ પદવી મળે એવી આશા રાખવી એ હાસ્યાસ્પદ છે; કારણકે વરજીનીઆમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની મેં પૂર્વે જે ચળવળ કરી હતી તેથી મારા પર રાજાની કરડી નજર છે. હું એવા કસમ લઇને પણ એ પદવી મેળવવા માગું છું કારણકે જ્યાંસુધી પ્રજાસત્તાક રાજ્ય સ્થપાય એવા સંજોગો ન જન્મે ત્યાંસુધી ત્યાંની પ્રજાને ગુલામગીરી અને કંગાળ્યતમાં સડવા દેવી તેના કરતાં તેની બની શકતી ઉન્નતિ કરવી એ હજાર દરજ્જે સારૂં છે એમ મને લાગે છે—"

"હું તમારો પવિત્ર હેતુ સમજી શકું છું, જનરલ! કંઈ ન કરવું એના કરતાં પ્રસંગને અનુસરતો સુધારો કરવો એ વધુ સારૂં છે —પણ" તેણે આ સમયે પોતાની ખુરશી ઑલીફન્ટની નજીક ખેંચી ધીમે સ્વરે કહ્યું.

"પણ જનરલ! આ દેશમાં તમે કંઈ કરી શકો એમ નથી? તમારી શક્તિ–તમારી કીર્તિ–તમારી હિમ્મત—"

"નહિ. કર્નલ!–" ગંભીર રીતે પોતાનું માથું હલાવી ઑલીફન્ટ બોલ્યો.

"ઈંગ્લંડમાં કંઈ પણ ક્રાન્તિ કરાવવાનો પ્રયાસ હમણા કરવો એ દિવાનાપણું છે. તમે જાણતા હશો કે હું ખરૂંજ કહું છું-"

"નહિ. મને એમ લાગતું નથી. અહિંયા હજારો સ્વાતંત્ર્ય દેવીના ભક્તો છે. તેઓ જો તેમને કોઇ યોગ્ય નાયક મળે તો તરતજ તેના નેતૃત્વ નીચે કંઇ નવાજૂની કરી બતાવે એ વિષે મારી ખાત્રી છે. વળી મારી ખાત્રી છે કે બ્રિટિશ પ્રજાનો મોટો ભાગ–ખાસ કરીને આમ વર્ગ પ્રજા સત્તાક શાસનની તરફેણમાં છે......"

"જુઓ, કર્નલ! આ દેશમાં લૉર્ડ વિલિયમ રસેલ જેવા કેટલાક વરૂઓ છે. આવા ઉમરાવો લોકપ્રિયતાના–માનના ભૂખ્યા છે. તેઓ ખરૂં જોતાં લોકોને ધિક્કારે છે, સ્વતંત્રતાના તેઓ કટ્ટા દુશ્મનો છે અને આપખુદીના ભક્તો છે. આવા કાળા મોઢાંઓથી બધી બાજી ધૂળમાં મળે છે–તેઓજ સઘળું સત્યાનાશ વાળે છે. તેઓ લોકોનો વિશ્વાસ તેમનો વિશ્વાસઘાત કરવા માટેજ જીતવાનો પ્રયત્ન કરશે. લોકોનો વિશ્વાસ મેળવી, સત્તાવાન થઇ, સશક્ત બની તેઓ વિશ્વાસુ લોકોનો વિશ્વાસઘાત કરશે–તેમને ધિક્કારશે અને જે આપખુદી તેઓ લોકોની સહાયથી તોડવાનો પ્રયત્ન કરશે–તેની પુનઃસ્થાપના કરશે. આ દેશની આવી દુઃખદ દશા છે અને તેથીજ તમે કહો છો તેવો ક્રાંતિકારક પ્રયાસ હમણું ભયંકર થઈ પડશે–"

કર્નલ રમ્બોલ્ડ જનરલની પ્રબલ દલીલો સાંભળી વિચારમાં પડયો. તેણે ગંભીર ચહેરે ઘણો વિચાર કર્યો; છતાં તેણે જનરલની વાત તદ્દન ખરી છે એમ કહ્યું નહિ. ઈંગ્લંડના વર્તમાન સંયોગો ગમે તેવા હોય છતાં તે ધારે છે તેવો પ્રયાસ થઇ શકે એવી એની માન્યતા હતી. એ વિષે થોડીક બીજી વાતચીત થઈ પણ તે વિશેષ અગત્યની ન હોવાથી અમે તે અત્રે ઉતારી વાંચકને કંટાળો આપવા માગતા નથી.

કલાકો પસાર થઇ ગયા. સાંજે સાડા છ વાગે જનરલ ઑલિફન્ટ જવા તૈયાર થયો. રૂથ અને લૉરેન્સ થોડોક વખત થયો પાછાં ફર્યાં હતાં. મિસીસ રમ્બોલ્ડ બધાં સાથે તેજ ઓરડામાં હતી. લૉરેન્સ પોતાના કાકા તરફથી તેને બોલાવવામાં ન આવે ત્યાં સુધી નીચેના હૉલમાં નજ જવું એવા નિશ્ચય પર આવી ત્યાંથી હર્ટફર્ડ જવાની રજા માગવાનો વિચાર કરતો હતો એટલામાં એક નોકરે રૉયલ હોર્સ ગાર્ડસના સીપાઇઓ રાઈ હાઉસ તરફ આવે છે એવી ખબર આપી. મિસીસ રમ્બોલ્ડ અને રૂથ આ સાંભળી ગભરાટમાં પડયાં જ્યારે કર્નલ, જનરલ અને લૉરેન્સ શા કારણસર ત્યાં તે સીપાઇઓ આવતા હશે તેની કલ્પના કરી શક્યા નહિ.

અલ્પ સમયમાં અડધો ડઝન ઘોડેસ્વારો ત્યાં આવી પહોંચ્યા અને રાઇ હાઉસની આસપાસની ખીણના પૂલ પાસે બધાએ ઘોડા ઉભા રાખ્યા. તેમનો અમલદાર પોતાના અશ્વપરથી નીચે ઉતર્યો અને બાકીના સૈનિકોને ત્યાંજ ઉભા રહેવાનું કહી દરવાજામાં દાખલ થયો. થોડાંક પગલાં ભરતાંજ કર્નલ રમ્બોલ્ડ, જનરલ ઑલીફન્ટ અને લૉરેન્સ તેને સ્હામા મળ્યા. રૂથ અને તેની માતા પાછળજ હતી.

"મેજર લી–" તે અમલદાર બોલ્યો.

"મને એક દુઃખદ ફરજ બજાવવાની ફરજ પડે છે, તેથી હું દિલગીર છું. પણ મહારાજાના હુકમથી તમને હું કેદ કરવા આવ્યો છું"

રૂથ પોતાના વ્હાલા લૉરેન્સને ભેટવા જતી હતી પણ તેની માતાએ તેને અટકાવી કહ્યું.

"રૂથ! દયાહીન લશ્કરીઓ સામે તારો બધો પ્રયાસ નકામો છે."

લૉરેન્સે પણ તેના તરફ એક સ્નેહભીની નજર નાખી તેને શાંત થવાની અરજ કરી. પછી શાંત–હિમ્મતભર્યા સ્વરે તેણે પેલા અમલદારને કહ્યું.

"તમે મને કેદ કરવાનો લેખિત હુકમ લાવ્યા છો? મને શા માટે કેદ કરવામાં આવે છે તે તમે મને કહેવાની કૃપા કરશો?"

"મેજર લી–" તે કૅપ્ટને કહ્યું.

"આ ફરજ બજાવતાં મને ખરેખર, દુઃખ થાય છે. તમને શા માટે કેદ કરવામાં આવે છે તે હું જાણતો નથી; પણ મારી પાસે બાદશાહી હુકમ છે કે જે બે કલાક પહેલાં મને આપવામાં આવ્યો હતો. તમને ટાવરમાં લઇ જવાની મને આજ્ઞા થઈ છે. તમે ત્યાં કઈ સ્થિતિમાં આવવા માગો છો તે તમારી મરજીની વાત છે. જો તમે નહાસી ન જવાનું વચન આપો તો આપણે એકલા લંડન જઇશું અને મારા માણસો બીજે રસ્તે આવશે—"

"એવું વચન આપવામાં મને કોઈ જાતનો વાંધો નથી. મહેરબાની કરી મારા મિત્રો સાથે મને થોડીક વાત કરવા દો—"

"તમારૂં વચન મને મળી ગયલું હું માનું છું, મેજર લી! હવે તમારે જોઇએ તેટલો સમય લો...."

આટલું કહ્યા પછી તે અમલદારે ત્યાં હાજર રહેલાં બધાંને સલામ કરી; અને પછી ત્યાંથી બહાર ગયો. પોતાના ઘોડાની લગામ લઈ તેણે બધા સૈનિકોને 'કિંગ્સ આર્મસ' તરફ જઇ લંડન જવાની આજ્ઞા કરી; કર્નલ રમ્બોલ્ડે તેના ઘોડાને તબેલામાં લઇ જવાની એક નોકરને આજ્ઞા કરી તથા કૅપ્ટનને ઘરમાં આવી ભોજન લેવાનું આમંત્રણ કર્યું પણ તેણે તે સ્વીકાર્યું નહિ; કારણ કે તેનું કર્ત્તવ્ય બહુ દુઃખદ હતું.

લૉરેન્સ અને તેના મિત્રો પુનઃ દીવાનખાનામાં આવ્યા. લૉરેન્સે પ્રથમ રૂથને આશ્વાસન આપી શાન્ત કરવાનો પ્રયાસ કર્યો.

"મારી ખાત્રી છે કે, આ કામ મારા કાકાનુંજ છે. તે બાર વાગ્યા પછી રાઇહાઉસમાંથી બહાર ગયા. હમણાં સાત વાગ્યા છે. એટલા સમયમાં લંડન જઇ મહારાજાને કંઇ ઉંધુંચતું સમજાવી તેણે આ વૉરંટ કઢાવેલું હોવું જોઇએ. પણ મહારાજાએ ત્રણ મહિના પહેલાં મારા પર કર્નલ ગ્રેહામને વધુ સખત ન થવાની આજ્ઞા કરી કૃપા દર્શાવી, મને મેજરની પદવી આપી અને તેમણેજ હમણાં મને કેદ કરવાની આજ્ઞા કરી એ વિચિત્ર જણાય છે."

"ઓહ! લૉરેન્સ! રાજા તને કંઇ ગંભીર સજા તો કરવા માગતા નથી ને?–ઓહ! બોલ! વ્હાલા! બોલ!—" રૂથના મોહક ગાલ પરથી આ બોલ બોલતાં આંસુની ધાર ચાલી.

"નહિ. વ્હાલી રૂથ! હું ખાત્રી આપું છું કે મને કંઇ પણ સજા થવાની નથી." લૉરેન્સ બોલ્યો.

"મારો પણ એવોજ મત છે." જનરલ ઑલીફન્ટ બોલ્યો.

"ડરો ના, મારા વ્હાલા લૉરેન્સ! આ હુકમ સર બ્રાન્ડની વિનંતી પરથી બહાર પડેલો હોવો જોઇએ. પણ ફીકર નહિ. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તમારો વાંકો વાળ પણ થશે નહિ. આજે ૨૪ મી સપ્ટેમ્બર છે. હમણાં સાત વાગ્યા છે. હું પ્રતિજ્ઞા લઉં છું કે પરમ દિવસે એટલે ૨૬ મી સપ્ટેમ્બરે સાંજે આજ સમયે હું તમને મુક્ત કરાવીશ."

જનરલ ઑલિફન્ટની આ પ્રતિજ્ઞાએ બધાને આનંદ આપ્યો. જનરલની શક્તિ સર્વેને વિદિત હતી. તે ધારે તે કરી શકે એવી બધાની ખાત્રી હતી. આથી લૉરેન્સ અને રૂથને વિખૂટાં પડતાં શોક તો થયો છતાં જનરલની પ્રતિજ્ઞાથી તેમનું દુઃખ ઘણું ઓછું થયું. લૉરેન્સે કૅપ્ટનને વચન આપ્યા પ્રમાણે તે તેની સાથે જવા તૈયાર થયો. ઑલિફન્ટ પણ લંડનજ જવાનો હોવા છતાં તે લૉરેન્સ અને કૅપ્ટનની સાથે ગયો નહિ; કારણ કે કૅપ્ટને લૉરેન્સ સાથે એકલા જવાની ઇચ્છા પ્રથમથીજ બતાવી હતી.

જનરલ ઑલિફન્ટ બીજે રસ્તે લંડન જવા ઉપડ્યો.

રૂથ પોતાના વ્હાલાનો વિચાર કરતી પોતાની માતાની ગોદમાં ભરાઈ. વજ્ર હૃદયી કર્નલને પણ લૉરેન્સ કેદ પકડવાથી ઘણું લાગી આવ્યું; પણ બધાને ઑલિફન્ટની અજેય શક્તિ પર વિશ્વાસ હતો.

## પ્રકરણ ૭ મું.

### વિલાસી ચાર્લ્સ અને પ્રેમી લૉરેન્સ.

૨૫ મી સપ્ટેમ્બરનો દિવસ! સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો. મેજર લી ટાવરના લેફ્ટનંટના નિવાસગૃહમાંના એક સુવ્યવસ્થિત અને સુશોભિત ઓરડામાં બેઠો હતો. તેને કેદ પકડી ટાવરમાં લાવ્યા પછી તેના તરફ ઘણું ઉદાર વર્તન ચલાવવામાં આવ્યું હતું. તેને માટે અંધારી-કારાગૃહ જેવી કોટડી નહિ; પણ સુશોભિત દીવાનખાનામાં યોગ્ય જોગવાઈ કરવામાં આવી હતી. જે ઓરડામાં એ બેઠો હતો તેના દ્વાર બંધ ન્હોતા. ટૂંકામાં એક કેદી પ્રત્યે જેટલી સખ્તાઈ રાખવામાં આવે છે તેવી સખ્તાઇ સહેજ પણ અંશે મેજર લી તરફ બતાવવામાં આવી ન્હોતી. તે નામનો કેદી હતી; તે ન્હાસી ન જાય એવું તેની પાસેથી વચન લેવામાં આવ્યું હતું. બસ એટલુંજ! એ વચન પર વિશ્વાસ રાખીનેજ ટાવરના સત્તાવાળાઓએ એને એના ઓરડામાં સમ્પૂર્ણ સ્વતંત્રતા આપી હતી. ટાવરના કમ્પાઉંડમાં ફરવા હરવાની પણ એને છૂટ હતી. લેફ્ટનંટનો પોતાનો એક નોકર મેજર લીની સેવામાં હાજર હતો. ઉત્તમ ભોજન તેને આપવામાં આવ્યું હતું અને એક શબ્દ બોલતાં એની આવશ્યકતાની દરેક ચીજ પૂરી પાડવામાં આવશે એવી એને માન સહ ખાત્રી આપવામાં આવી હતી; પણ કોઇ સાથે કોઈ પણ જાતનો પત્ર વ્યવહાર ચલાવવાની કે સંદેશો મોકલવાની તેને મના કરવામાં આવી હતી.

સમી સાંજનો સમય હતો અને લૉરેન્સ એક દીવાનખાનામાં વિચાર સાગરમાં ડૂબકી મારતો હતો. જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેની ખાત્રી થતી ગઈ કે આ બધા અનર્થનું મૂળ તેનો કાકોજ છે અને તેની ઇચ્છા તેને રૂથ સાથ લગ્નગ્રંથિથી જોડાતો અટકાવવાની છે. તેને ગમે એવો ભય બતાવવામાં આવે, કેદ કરવામાં આવે, ભૂખે મારવામાં આવે અથવા ગમે તેવી આફતો તેના પર આવી પડે; તો પણ રૂથ પ્રત્યેનો તેનો પ્રેમ ઓછો થાય અથવા રૂથને પોતાની પ્રિયતમા-જીવન સખી બનાવવાની આશા તે તજી દે એ તદ્દન અસંભવિત હતું. તેની નસેનસમાં રૂથ શમાઈ ગઈ હતી. રૂથને ભૂલી જવી-રૂથને તજી દેવી, એ તેને માટે મૃત્યુ કરતાં વિશેષ ભયંકર અને દુઃખદ હતું. રૂથ વિના નજ જીવાય-રૂથ વિના નજ

ચાલે-રૂથજ મારા હૃદય સિંહાસન પર વિરાજી મારા જીવનમાં અમી રસ રેડશે-એવાજ વિચારો એને આવતા; પણ તેજ પળે મહારાજાએ સર વિલિયમની અરજ પરથી-સર બ્રાન્ડના સ્વાર્થ માટે શા માટે આ બાબતમાં આ અન્યાયી અને જૂલમી પગલું ભર્યું હશે તે લૉરેન્સ સમજી શક્યો નહિ. ઇંગ્લંડના વિલાસી અને જૂલમી રાજા ચાર્લ્સ બીજાએ અનેક અન્યાયી-જૂલમી કૃત્યો કર્યાં હતાં. અને લૉરેન્સ તે જાણતો હતો છતાં હજુ સુધી તે કોઇના ખાનગી જીવનમાં માથું મારવા તૈયાર થયો ન્હોતો. વળી એક રિપબ્લીકનની પુત્રી સાથે રાજાના સૈન્યનો એક મેજર પવિત્ર લગ્ન ગ્રન્થિથી જોડાય એ કામ કંઇ એટલું બધું ખરાબ મનાતું ન્હોતું કે જેથી રિપબ્લીકનની પુત્રીના પ્રેમીને એકદમ વિના વાંકે કેદ કરવાની નિર્દયતા બતાવવામાં આવે!

પોતાનો જૂલમી કાકોજ આ બધા જૂલમનું મૂળ છે એવી ખાત્રી થતા વિચારમાં ને વિચારમાં લૉરેન્સ તલ્લીન થઇ ગયો. તેની કલ્પનાનો અશ્વ પૂર વેગે દોડવા લાગ્યો. તેને ત્રણ મહિના પહેલાં તે હર્ટફર્ડશીયરથી 'નીધર હૉલ' માં રજા પર ગયો હતો ત્યારે ડચેસ ઑફ પોર્ટસમથ સાથે ભોંયરામાંથી માર્ગ કાપી હૉલમાં દાખલ થતી વેળા જે ભેદી બનાવ બન્યો હતો તે યાદ આવ્યો. આ બનાવની સ્મૃતિ થતાંજ બૅરોનેટના હાથમાં લૅમ્પ ઝૂંટવી લઇ તે બુઝાવી નાખવો-એક વ્યક્તિનું તિરસ્કાર યુક્ત હાસ્ય-પછી તેનીજ કરૂણ ચીસો-રાત્રે અંધારામાં ભેદી હીલચાલ કરતા બે માણસો-જેને તેણે તે સમયે સર બ્રાન્ડ અને તેનો નોકર ગ્રીમસ્ટેડ, ધાર્યા હતા-તેમની ભય ભરી ભેદી હીલચાલ-બગીચામાં બીજે દિને સ્હવારે જણાયલાં પગલાં-પુષ્પોનું છૂંદાઇ જવું-સૌથી વધુ ભેદ ભર્યું માળીનું હથિયાર કે જે વડે જમીન ખોદવામાં આવી હતી-કલાર્ક માળીને મળેલી એક જૂની-ખોપરી-વિગેરે દરેક ભેદી વાત તેને હમણાં યાદ આવી આથી તેના કાકા વિષે જે ભયભરી શંકા તેના મનમાં ઉત્પન્ન થઇ હતી તે પુનઃ તાજી થઈ, અને એમ થાય એ સ્વાભાવિકજ હતું; કારણ કે છેલ્લા બે ત્રણ દિવસથી તેના કાકાનું વર્તન જૂલમી અને નીચતા પૂર્ણ હતું એવી તેની ખાત્રી થઇ ગઇ. તેનો કાકો કપટી-દગાબાજ સ્વાર્થી અને દયાહીન હતો એ હવે પૂરવાર થઇ ચૂક્યું. લૉરેન્સને લાગ્યું કે તેનો કાકો સર બ્રાન્ડ પોતાના સ્વાર્થ માટે ગમે તેવાં કાળાં કામ કરતાં અચકે એવો નથી અને તેનો સ્વભાવ ઉદાર-ઉમદા હોવા છતાં

પણ સર થ્રાન્ડના જૂલમી–દયાહીન વર્તન પરથી તેને એમ લાગે એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી.

તે આવા વિચારોમાં તલ્લીન થઈ ગયો હતો એટલામાં તે ઓરડાનાં બારણાં ઉઘાડી તેની સેવામાં હાજર રહેતો નોકર અંદર આવ્યો અને બોલ્યો.

“મેજર લી! તમને એક દરબારી ગૃહસ્થ મળવા આવ્યા છે.”

નોકર આ શબ્દો બોલ્યો તેજ વખતે એક લાંબા ઝભ્ભામાં સજ્જ થયેલો પુરૂષ તે ઓરડામાં દાખલ થયો. તેને જોઈ લૉરેન્સ પોતાની ખુરશી પરથી ઉભો થયો. આવનાર માણસે પોતાની હૅટ એવી રીતે મૂકી હતી કે જેથી તેનું મ્હો તદ્દન ઢંકાયલું રહેતું હતું. નોકર તરત ત્યાંથી બહાર ગયો અને નવા આવનાર પુરૂષે પોતાની હૅટ હાથમાં લીધી. લૉરેન્સ તેનું વદન જોતાંજ અજાયબીથી બોલી ઉઠ્યો.

“મહારાજા!—”

“હા. મેજર લી–” ચાર્લ્સ પોતાનો ઝભ્ભો કાઢી નાખી એક ખુરશીપર બેસતા બોલ્યો.

“હું તમારો મહારાજા તમારે માટે મને લાગણી હોવાથીજ અહિં આવ્યો છું. તમને લાગતું હશે કે આ સ્થળે મારૂં આગમન ઘણું વિચિત્ર લેખાય—”

ટેબલપર બળતા લૅમ્પના પ્રકાશપરથી ચાર્લ્સના મુખપર ફીકાશ અને ઉશ્કેરાટની છાયા જણાતી હતી અને તે પોતાનો મનોભાવ છૂપાવવાનો શક્ય પ્રયાસ કરતો હતો એ પણ જણાઇ આવતું હતું.

“હું આપ નામદારની કૃપા માટે આપનો અત્યંત ઋણી છું અને તે સાથેજ આપને મેં શાથી નારાજ કર્યા તે જાણવાને ઘણોજ આતુર છું.”

“નાખુશી? મેજર લી! એક યુવાન જેનાપર મારી કૃપા હોય તે એક હડહડતા પ્યુરીટનની પુત્રીને પરણવાના દિવાના ખ્યાલને વશ થાય એ શું જેવી તેવી વાત છે?” ચાર્લ્સ ચ્હીડાઇને બોલ્યો.

“આપ નામદાર સમજી શકશો કે આપની સેવા બજાવવાને તન મન ધન પટકી નાખવા તૈયાર હોય એવો પુરૂષ પોતાના વિચારોથી વિરૂદ્ધ વિચાર ધરાવનાર કુટુંબમાં પરણે તેથી તેની નીમકહલાલી, વફાદારી કે પ્રમાણિકતાને કલંક લાગતું નથી.” લૉરેન્સ વિનયથી પણ નિશ્ચીત હૃદયે બોલ્યો.

"એ બધું જૂઠું શબ્દ પાંડિત્ય છે! તમે એ માલિકની સેવા બજાવી શકોજ નહિ. તમે સ્ટુઅર્ટ રાજકુટુંબના વારસની સેવામાં હો તેજ સમયે તેના કટ્ટામાં કટ્ટા દુશ્મનની પુત્રીને પરણો અને અજેય મદનરાજની સત્તાપર વિજય મેળવી તમારા રાજકર્ત્તા તરફ સંપૂર્ણ વફાદાર રહો એ સંભવિતજ નથી—"

"હું આપ નામદારને નમ્રતાપૂર્વક જણાવવાની રજા લઉં છું કે કર્નલ રમ્બોલ્ડે ભૂતકાલમાં આપની સામે ગમે તેવી વિરૂદ્ધતા બતાવી હશે; પણ હમણાં તે કાયદાને માન આપી કોઈ પણ જાતની ધાંધલ મચાવ્યા વિના જીવન ગાળે છે અને પોતાના ધંધા સિવાય તે કોઈ પણ જાતની રાજકિય ખટપટમાં માથું મારતા નથી—"

"હા–પણ એક સાપ વીંટળાઈને શાંત પડ્યો હોય તો પણ તે પ્રસંગ આવ્યે ફૂંફાડો મારી ડંખ કરવાનું ભૂલી જતો નથી; પણ અહિં હું મી૦ રમ્બોલ્ડની વકીલાત તમારે મ્હોડે સાંભળવા આવ્યો નથી. હું તમારી સાથે ગુસ્સાથી વાત કરવા માગતો નથી. જુઓ, લૉરેન્સ લી! તમારા કાકા આજસુધી મને વફાદાર રહ્યા છે અને તમે પણ રહેશો એવું ધારીને, હું તમારા કાકાને ખાતર તમારા પર મહેરબાની રાખવા માગું છું—"

"એ મહેરબાની આપ નામદારે અત્યાર અગાઉની બતાવી છે–"

"ત્યારે તમે શા માટે કૃતઘ્ન બનો છો?—જુઓ, સાહેબ! હું તમને સ્પષ્ટ જણાવી દઉં છું કે મારા સૈન્યમાં એક ઉચ્ચ પદવી ધરાવતો યુવાન, જેને હું મારો દુશ્મન ગણું છું તેની પુત્રી સાથે લગ્નની ગાંઠથી જોડાય તે હું કદિ પણ સહન કરીશ નહિ—"

"પણ નામદાર! મારૂં સુખ"

"તમારૂં સુખ! તે મારા હાથમાં છે–તમારૂં સુખ મારા કબજામાં છે–અને હું તમને ખાત્રી આપું છું કે તમને સુખી કરવાને હું મારાથી બનતો પ્રયત્ન કરીશ—"

"આપ નામદાર મારા પ્રત્યે જે લાગણી બતાવો છો તે માટે હું આપનો અંતરના ઉંડાણમાંથી આભાર માનું છું; પણ મનુષ્યના જીવનમાં કેટલાક પ્રસંગો એવા હોય છે કે જે પ્રસંગે તેનું સુખ ક્યાં સમાયલું છે તે તે એકલોજ જાણી શકે છે—"

"હવે જો હું ગુસ્સે થવાનો હોત મેજર લી! તો તમારા આ શબ્દોને મેં અભિમાનના મદમાં બોલાયલા માન્યા હોત—"

"નહિ, નામદાર! હું તે અભિમાનથી બોલ્યો નથી." વિનયથી લૉરેન્સ બોલ્યો.

"ઠીક છે. હું તમારૂં કહ્યું માન્ય રાખું છું—" ચાર્લ્સ બોલ્યો અને પછી થોડીક પલો શી રીતે વાત આગળ ચલાવવી તેના ગુંચવારામાં પડ્યો.

"જુઓ, લૉરેન્સ! તમે મારી સલાહ પ્રમાણે ચાલો. હું તમારો મિત્ર થવા ચાહું છું. મેં તમને અત્યાર પહેલાં કહી દીધું છે કે મને તમારે માટે લાગણી છે; નહિ તો અહિં સુધી આવવાનો શ્રમ મેં શા માટે લીધો હોત? તમારા રાજકર્ત્તા તરિકે હું તમારાપર આજ્ઞા કરી શકું એમ છું અને તેને શરણે થવાને તમે બંધાયલાજ છો. પણ હું તમારો મિત્ર થવા માગું છું–તમારા સુખની મને ચિંતા છે–લૉરેન્સ! તમારૂં ભાગ્યજ મારા હાથમાં છે. હું તમારાપર લક્ષ્મી, માન–ચાંદ અને પદ્વીઓનો વરસાદ વરસાવી શકું એમ છું અને લૉરેન્સ! જો તમે મારી ઇચ્છા પ્રમાણે વર્તશો, મારી આજ્ઞાને શિરસાવંધ કરશો તો એ બધું તમને મળશે—"

"કૃપા કરીને થોડીક મિનિટ મારૂં કહેવું સાંભળી લો. હું મિસ રમ્બોલ્ડને ચાહું છું. તે એક યુવાન કુમારિકા—"

"એક બંડખોર અને દારૂ બનાવનારની છોકરી! સર વિલિયમ બ્રાન્ડના ભત્રિજા–બાદશાહી લસ્કરના મેજર–અને ઇંગ્લંડના ભાવી ઉમરાવને માટે એ શું યોગ્ય કન્યા છે? નહિ–બિલકુલ નહિ."

"રાજન્!......" લૉરેન્સ આ કટાક્ષથી ગુસ્સે થઈ બોલ્યો.

"ફક્ત આપજ મિસ રમ્બોલ્ડ માટે મારી સામે આવા શબ્દો વાપરી શકો. હું મારી પત્નિ પસંદ કરવાને સ્વતંત્ર છું. મારૂં સુખ હું ન સમજું એવો હું નાદાન નથી. મિસ રમ્બોલ્ડની સામે જે કલંક—"

"કલંક!..." રાજા હવે ગુસ્સાથી બોલ્યો.

"મેં એક પણ કલંકિત શબ્દ તેને માટે કહ્યો નથી કારણ કે તેનું ચારિત્ર્ય કેવું છે તે હું જાણતો નથી—"

"હશે; સર વિલિયમ બ્રાન્ડે આપ નામદારને જણાવ્યું હશે કે તે મિસ રમ્બોલ્ડને મારા હાથમાંથી ખૂંચવી લઈ પોતે પરણવા માગે છે. જો એ કન્યા અયોગ્ય—"

"શું? શું? સર બ્રાન્ડ મિસ રમ્બોલ્ડને વરવા માગે છે?

"હા. નામદાર અને જ્યારે તેની ધિક્કારપાત્ર આશા ફલિત થઈ નહિ ત્યારે તેણે આવા જૂલમ ગુજારવાનું શરૂ કર્યું—"

"આહ! લુચ્ચો બદમાસ! મને એણે એ વાત તો કહીજ નહિ; હશે. વૃદ્ધ માણસો કોઇ કોઇવાર એવી મૂર્ખાઈ કરે છે કે જે યુવાનોએ કરવી જોઇએ નહિ. તમારા કાકાની મૂર્ખતાની વાત જવા દો. આપણે તમારે વિષેજ વાત કરીએ છીએ. અને હવે મેજર લી! હું એક અંતિમ પ્રશ્ન પૂછું છું તેનો વિચાર કરી જવાબ આપો. તમે શું પસંદ કરો છો? તમારા રાજાની કૃપા કે મિસ રમ્બોલ્ડનો પ્રેમ? એમાંથી એક પસંદ કરો; કારણ કે તમારે એક ચીજ તો છોડવીજ પડશે. બોલો, તમે શું પસંદ કરો છો?—"

"હું હમણાં મારી લાગણી વ્યક્ત કરવાની હિમ્મત કરી શકતો નથી: નહિ તો—"

"આહ! હું સમજી ગયો! તમે કહેવા માગો છો કે હું આપખુદ છું—તમારાપર જૂલમ ગુજારૂં છું—તમારાપર નિર્દય રીતે મારી સત્તા વાપરૂં છું—એમજ ને?—"

લૉરેન્સ કંઇ બોલ્યો નહિ. તે મૌનજ રહ્યો. રાજા જે શબ્દો બોલ્યો હતો તેજ શબ્દો લૉરેન્સ જો તેની હિમ્મત ચાલી હોત તો બોલ્યો હોત. તે ચુપચુપજ ઉભો રહ્યો.

"ત્યારે તમે મારે માટે એવોજ અભિપ્રાય ધરાવો છો એમ?" ચાર્લ્સ સહેજ ગુંચવાઇ બોલ્યો.

"લૉરેન્સ!—" પુનઃ પોતાના સ્વરમાં માયાળુ લાગણી લાવી તે બોલ્યો.

"હવે આ વાતનો હું અંત લાવવા માગું છું. તમારો મહારાજા તમને પોતાની સેવા કરવાની અરજ કરે છે. તમારા જેવા વફાદાર નોકરની સેવા ગૂમાવવાનું તેને પરવડે એમ નથી: મેજર લી! હું મારી સત્તા જૂલમી રીતે વાપરવા માગતો નથી. હું તમારી પાસે એક મહેરબાની માગું છું કે જે હું દલીલ કરીને મેળવી શક્યો નથી અને આજ્ઞા કરી મેળવવા માગતો નથી—"

"જો આપ નામદારની સેવામાં મારા જીવનનું બળિદાન આપવાનું મને કહેવામાં આવ્યું હોત તો હું ઘણી ખુશીથી મારી જીંદગીનો ભોગ આપત. પણ નામદાર! આપ મને મારૂં સુખ—મારી

આશા–છોડી દેવાનું કહો છો. આપ નામદાર મારા જીવનને કંગાબ્યતથી ભરવા અને મેં આપેલાં પવિત્ર વચનો તોડવાનું મને કહો છો–તમે મને વિશુદ્ધ પ્રેમનો ઉપભોગ તજી દેવાની સલાહ આપો છો–"

"નોન્સન્સ! એમાં વચનભંગ શાનો? અપવિત્રતા શાની? એમાં દુઃખ શું? કંગાળ્યત શું?—" ચાર્લ્સ ગુસ્સાથી પગ ઠોકી બોલ્યો.

"મહારાજ! હું મિસ રમ્બોલ્ડને પ્રબલ પ્રેમથી ચાહું છું–એ પ્રેમ કદિ પણ ઓછો થશે નહિ અને જે યુવાન કુમારિકાએ મારા પર વિશ્વાસ રાખી પોતાનું જીવન મારી સાથે ગાળવાનું મને વચન આપ્યું છે તેને હું કદિ પણ દગો દઇશ નહિ—"

"અને તમે મને નારાજ કરવાની હિમ્મત કરશો?—" ક્રોધ, ગુંચવારો, આશ્ચર્ય એ ત્રણેની મિશ્ર લાગણીથી રાજા બોલ્યો.

"વિચાર કરો–શાંતિથી વિચાર કરો–તમે મને જબરજસ્તીથી કામ લેવાની ફરજ પાડશો—"

"અને જે અન્યાયી અને જૂલમી હૂકમો આપ નામદાર તરફથી બહાર પડશે તેને હું તાબે થઇશ, નામદાર!—"

રાજાએ હોઠ કરડ્યા. તેનો ચહેરો ફીક્કો પડ્યો–તેનો દેખાવ તે દુઃખી હોય એવો હતો–શું કરવું તે તેને સૂઝ્યું નહિ–થોડીક પલ તે એક પણ બોલ બોલ્યા વિના ઉભો રહ્યો.

"તમને ખબર છે—" તે અંતે ધીમે સ્વરે બોલ્યો.

"તમને ખબર છે, મેજર લી! કે સર વિલિયમ બ્રાન્ડ તમને પોતાની મીલકતના વારસામાંથી બાતલ કરવાની સત્તા ધરાવે છે; એટલુંજ નહિ પણ તેનો બૅરોનેટનો ટાઇટલ પણ તમને ન મળે એવી ગોઠવણ કરી શકે એમ છે—"

"મારા હાથમાંથી તે ટાઇટલ શી રીતે ખૂંચવી લઇ શકશે તે હું સમજી શકતો નથી. બૅરોનેટનો ખિતાબ વંશપરંપરાનો છે અને સર બ્રાન્ડનો નિકટનો વારસ હુંજ છું: છતાં જો આપ નામદાર કહો છો તેમ હોય તો હું તેની પરવા કરતો નથી. મારી વ્હાલી પ્રિયતમાના પ્રેમ માટે હું આપના રાજ્યમાંના ડ્યુકની શ્રેષ્ઠતમ પદવી પણ છોડી દેવા તૈયાર છું. મિસ રમ્બોલ્ડને ભૂલી જવી એ જાણી જોઇ મારા સુખનો નાશ કરી મારા જીવનને દુઃખમય બનાવવા બરાબર છે. હું કદિપણ તેને ભૂલી શકીશ નહિ."

"આ તમારો છેવટનો જવાબ છે?—" લૉરેન્સ તરફ સ્થિર

દૃષ્ટિ કરી રાજા બોલ્યો. અલબત્ત, એ દૃષ્ટિમાં દિલગીરીની જ છાંયા જણાતી હતી.

"એજ મારો નિશ્ચય છે, નામદાર!—" લૉરેન્સે જવાબ આપ્યો.

"ઠીક છે—આપણે જોઈ લઈશું—" ચાર્લ્સ બોલ્યો અને બનતી ઉતાવળે ઝભ્ભો તથા ટોપી પહેરી બીજો એક પણ બોલ બોલ્યા વિના તે તે ઓરડો તજી ગયો.

## પ્રકરણ ૮ મું.

### ડચેસ અને જનરલ.

ગયા પ્રકરણમાં બનેલો બનાવ જ્યારે ટાવરમાં બનતો હતો તેજ સમયે 'વ્હાઇટ હૉલ'—રાજમહેલમાં પણ એક અતિ અગત્યનો બનાવ બન્યો હતો. ડચેસ ઑફ પોર્ટસ્મથ પોતાના સુન્દર શયનગૃહમાં બેઠી હતી. એ શયનગૃહને શણગારવા પાછળ લખલૂટ ખર્ચ રાજાએ કર્યો હતો તે અમે આગળ લખી ગયા છીએ. ડચેસ પોતાની બે કુલીન સખીઓ સાથે વાર્તાલાપમાં રોકાઇ હતી. તેણીએ ઘણોજ સુશોભિત પોષાક પહેર્યો હતો; કારણ કે અલ્પ સમય પહેલાં તે રાજાની ગોદમાં હતી અને તેને છોડીને તે ટાવરમાં મેજર લીની ખાનગી મુલાકાત લેવા ગયો હતો. તેણે તે ક્યાં જતો હતો તે ડચેસને કહેવાની જરૂર જોઈ ન્હોતી. વળી લૉરેન્સ લીની સ્થિતિ વિષે ડચેસને કંઈ પણ ખબર ન હતી. તે કેદ પકડાયો હશે—અત્યારે ટાવરમાં—ભયંકર ટાવરમાં દુઃખી થતો હશે—એવી તો તેને ઝાંખી કલ્પના પણ ન હતી. લુઇ તે બહાદુર અને સુન્દર ડ્રેગુન ઑફિસર પર મોહી પડી છે એ વિષે રાજાને સહેજ પણ શંકા આવી ન્હોતી; પણ તેને વિષે વધુ વાતચીત પોતાની વ્હાલી વિલાસ સખી પાસે ન કરવાનાં ચાર્લ્સ પાસે ઘણાં ખાનગી કારણો હતાં. લૉરેન્સ રૂથ સાથે લગ્નગ્રંથિથી જોડાય તે જોઇ એને દુઃખ થાય છે અથવા તો તેથી એ નારાજ થાય છે એ કોઈ ન જાણી જાય તે માટે એ પોતાનો મનોભાવ છૂપાવવા શક્ય પ્રયાસ કરતો હતો. આથી તે કંઇ બહાનું કાઢી ડચેસને છોડી ગયો અને ડચેસને તેથી કંઇ શંકા પણ થઈ નહિ.

લુઇ દે કુરેલ પોતાની બે સખીઓ સાથે કંઇક લાડથી—ગમ્મતથી—ગપ્પાં મારી રહી હતી એટલામાં એક સ્વચ્છ અને સુંદર પોષાકમાં સજ્જ થયેલો નોકર અંદર આવી બોલ્યોઃ

"ડચેસ સાહેબા! જનરલ ઑલિફન્ટ આપને મળવા પધાર્યાં છે અને જો આપની રજા હોય તો તેઓ અત્રે પધારે—"

જનરલનું નામ બોલતાં જ ડચેસના મુખ પર વિચિત્ર લાગણી છવાઈ ગઇ; પણ તેની બે સખીઓ તે જાણે તે પહેલાં તે પુનઃ શાંત થઈ નોકર તરફ જોઇ બોલી.

"જનરલ ઑલિફન્ટને સલુનમાં બેસાડો—હું ત્યાં આવું છું—"

નોકર આ સાંભળી નમ્યો અને ચાલી ગયો. ડચેસ ઑફ પોર્ટ-સ્મથ તરત સમજી ગઈ કે જનરલ ઑલિફન્ટ કંઇ એવા કામસર તેણીને મળવા આવ્યો હશે કે જેને લગતી વાતચીત તેની બે સખી-ઓની હાજરીમાં કદી પણ થઈ શકે નહિ. ઉભયનો ભૂતકાલિન સંબંધ તથા હમણાંના સંયોગોને લીધે જનરલ તેને આનંદથી ફક્ત મળવા આવે એ બનવાજોગ ન હતું એ લુઇ સારી પેઠે જાણતી હતી. વળી શયનગૃહમાં તે કોઇ પુરૂષને મળે તો તેથી અનેક જાતનાં ગપ્પાં લોકોમાં ઉડવા પામે કે જે તેને પસંદ ન્હોતું. શયનગૃહમાં જો તેણી કોઇ પણ પુરૂષને મળે તો તેની બે સખીઓની હાજરીમાંજ; પણ 'વ્હાઈટ હૉલ'ના બીજા અનેક દિવાનખાનાઓમાં તે પોતાના મિત્રોને ખુશીથી મળી શકતી.

ડચેસ સલુન તરફ ગઇ કે જ્યાં ઑલિફન્ટ સગડી આગળ બેઠો બેઠો બેદરકારીથી તાપતો હતો. તે સુન્દર પોષાકમાં હોવાથી ઘણો ભવ્ય લાગતો હતો. ડચેસે ઉંબર ઓળંગતાં જ તેને જોયો. જનરલ બારણું ઉઘડવાનો અવાજ સાંભળી સગડી આગળથી બે ચાર પગલાં આગળ આવ્યો અને ડચેસ અને તે સાધારણ પરિચિત મનુષ્યો હોય તેવી રીતે વિનયથી નમ્યો. તેના નમનમાં—તેના વર્તનમાં—તેના મુખપરના ભાવમાં—એવી કોઇ પણ જાતની છાંયા ન્હોતી કે જેથી ડચેસ કે જે એક વેળા તેની પ્રિયતમા હતી, જેને માટે તે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર હતો, જેને તેણે પ્રબલ પ્રેમથી ચાહી હતી તેનો પ્રેમ પુનઃ જીતવા માગે છે અથવા તેને માટે સહજ પણ પ્રેમભીની લાગણી ધરાવે છે એમ ડચેસને લાગે. તેની દૃષ્ટિમાં સખ્તાઈ ન્હોતી; પણ તે સાથે આનંદ પણ ન્હોતો. ભૂતકાલની પો-

તાની પ્રિય સખીને કોઇ પ્રેમી જુએ તો તેની આંખો આનંદથી-લાગણીથી-જુસ્સાથી ચમકે. ઑલિફન્ટની આંખો શાંત-ગમ્ભીર હતી અને જાણે ડચેસને જોતાંજ તે તેને કોઇ ભયંકર ગુન્હા માટે ગુનેહગાર ધારતો હોય તેમ તેની દૃષ્ટિમાં તિરસ્કારની છાંયા વ્યક્ત થતી. લુઇએ દમામથી-ઠસ્સાથી ઑલિફન્ટના નમનના પ્રત્યુત્તરમાં પોતાનું માથું નમાવ્યું ત્યારે તેનું વદન ફીકકું પડી ગયું અને થોડીક પલ તેના ઓષ્ઠ બંધ થઈ ગયા. લુઇ સારી રીતે જાણતી હતી કે ઑલિફન્ટના મગજમાં હમણાં તેને વિષે કેવા ભયંકર વિચારો પસાર થતા હશે.

એક બેઠક પર બેસવાની ઇસારત કરી ડચેસ તેનાથી થોડેક દૂર ખુરશી પર બેઠી. ઑલિફન્ટ પણ બેસી ગયો. પછી ધીમા-અર્ધકમ્પિત સ્વરે ડચેસ બોલી.

"તમે હમણાં શા માટે અહિં આવ્યા છો તે જણાવશો ?"

"તમે મારે માટે જે કંઇક કરી શકો એમ છો તે કરાવવા માટે: એ કામ ૨૪ કલાક પસાર થાય તે પહેલાં થવું જ જોઇએ—"

આ શબ્દો જનરલ શાંતિથી વિનયથી બોલ્યો; પણ એના સ્વરમાં એક જાતની છૂપી પ્રખરતા હતી. એ એવી રીતે બોલ્યો કે જાણે એ જે કહે છે તે પ્રમાણે સામી વ્યક્તિએ કરવું જ જોઇએ એમ સત્તા સાથે કહેવાની એનામાં શક્તિ હોય. લુઈ પર એની સત્તા હતી-લુઈની સત્તા એના હાથમાં હતી અને લુઇને આજ્ઞા કરવાનો એને હક્ક હોય તેવી રીતે તે ઉપલા શબ્દો બોલ્યો.

"હું ધારતી હતી—" ડચેસ કંઇક અભિમાની-કંઇક ઠપકા ભર્યા અવાજે બોલી.

"જનરલ ઑલિફન્ટ ! હું એમ ધારતી હતી કે ટાવરમાં જ્યારે તમને કેદ કરવામાં આવ્યા હતા અને તમને મોતની સજા થઇ હતી તેમાંથી તમને મુક્ત કરાવી, તમને જીવતદાન અપાવી, તમે મારા પર જે સત્તા ધરાવો છો તેમાંથી મેં મારી મુક્તતા મેળવી લીધી હતી....."

"જો મેં એવી જાતનું વચન આપ્યું હોય તો તે અવિચારીપણાથી આપેલું હોવું જોઇએ; પણ નહિ. મેં એવું વચન આપ્યું જ નથી. મેં તમને તમારો ભેદ ગુપ્ત રાખવાનુંજ વચન આપ્યું હતું—"

"અને તમે મને કહ્યું હતું કે મારા ભૂતજીવનની કથા લખી તમે એક મિત્રને આપી હતી કે જે કથા અમુક સંયોગોમાં રાણીના

હાથમાં મૂકવાની તમે તેને સૂચના કરી હતી. પણ મેં તમને મુક્ત કર્યા છે–તમે તમારૂં વચન પાળ્યું છે? બોલો, તમે તે કાગળોનો નાશ કર્યો છે?—"

"આ વિષે હું તમને સંતોષકારક ખુલાસો આપી શકીશ. તમારી ભયંકર જીવનકથા કદિ પણ લખાઇ ન્હોતી અને તેથી કોઇ પણ મિત્રને તે સોંપવામાં આવી નહોતી. લુઈ! તે સમયે આ વિશાલ શહેરમાં મારો કોઇ મિત્ર નહોતો. અને એવું વિશ્વાસપાત્ર કાર્ય હું સોંપી શકું એવો કોઇ પણ માણસ મારી પાસે ન્હોતો. તે ભયંકર રાત્રીએ જ્યારે તું ટાવરમાં મને મળવા આવી ત્યારે મેં તારા દમામપરથી જાણી લીધું કે તું જો તારી સહીસલામતી સાચવી શકતી હોય તો મને ફાંસીને લાકડે જતો અટકાવવા માટે તારી સત્તા વાપરે એમ નથી: આથી તે પલે મારા મગજમાં જે યોગ્ય યુક્તિ સૂઝી તે મેં વાપરી અને તું તરતજ ઠેકાણે આવી—"

"અને તમે તમારી શાંત અને નિશ્ચિત મુદ્રા પર કોઇ પણ જાતની લાગણી છવાવા દીધા વિના તમારા શબ્દોથી મારાપર સત્તા ચલાવી શકો છો એમ તમે મને હમણાં કહો છો—" ડચેસ બોલી:

"કદાચ મારો એવો હેતુ હોય પણ–છતાં તારી ખાત્રી તો થઇ હશે કે હું જે કામ હાથમાં લઉં છું તે પાર પાડવામાં અટકાવ નાખવાની તાકાત કોઇનામાં નથી........"

"શાહબાશ! સામી વ્યક્તિ પાસે કામ કઢાવી લેવાની વાક્ચાતુરી તમને બહુ સારી આવડે છે હો! આહ! જનરલ ઑલિફન્ટ! આખું વિશ્વ તમને તમારા શૌર્ય ધૈર્ય માટે માન આપે છે, તમારી પ્રશંસા કરે છે–ત્યારે આવી રીતે મારાપર તમારી સત્તા વાપરી, એક અબલાને સતાવવી એ શું તમારા જેવા વીર યોદ્ધાને ભૂષણ રૂપ છે?"

"જો–લુઇ! હમણાં હું તારી પાસે એવું માગવા આવ્યો છું કે જે મેળવતાં તને જરા પણ મુશ્કેલી નડશે નહિ. એક માણસને તું જરા અરજ કરશે એટલે બેડો પાર!—"

"કોને? રાજાને?–શું મારે મહારાજા પાસે પુનઃ તમારૂં નામ દેવું પડશે? તમને ખબર છે કે વારંવાર તમારૂં નામ મારે મ્હોડે સાંભળતાં મહારાજાને કેવી શંકા થશે?......જનરલ! તમે મારો નાશ કરવાના પગલાં લેવા માગો છો?—"

" નહિ. એમ નહિ—હું ત્હારો નાશ કરી શકું એમ નથી. હું તારો પ્રેમી હતો—ભાગીદાર હતો. તેં મને નારાજ કર્યો નથી; પણ તારા પરમાત્માની આજ્ઞા તેં તોડી છે. અને તેથી તારે તેની માફી મેળવવાની છે અથવા તો તે તારા ભયંકર પાપની તને જે સજા કરે તે ભોગવવા તારે તૈયાર થવાનું છે—"

" અરે ! પ્રભુ ! જનરલ ! આમ ન બોલો—" ડચેસ દયાજનક ભયભીત સ્વરે બોલી અને આમતેમ કોઈ સાંભળી શકે એમ નથી તેની ખાત્રી કરવા માટે ચોતરફ નજર ફેંકી.

" ઠીક. હવે મૂલ વાતપર આવ—તારે મહારાજાને એક બીજા કેદીને ટાવરમાંથી મુક્ત કરવાની વિનંતી કરવાની છે—" ઑલિફન્ટે કહ્યું.

" બીજો કેદી ? " ડચેસ આ વળી બીજો કમનસિબ કોણ હશે એ વિચારથી અજબ થઇ બોલ્યો.

" તે કોણ ? "

" તેને બહુજ અન્યાયથી કેદ કરવામાં આવ્યો છે. એજ માણસે થોડાક દિવસ પહેલાં તારી કંઇક સેવા બજાવી હતી એમ મેં ગઈ કાલેજ સાંભળ્યું છે. હું મેજર લી વિષે બોલું છું—"

" મેજર લી !—" ડચેસ એકદમ બોલી.

" મેજર લી ટાવરમાં—" તે પુનઃ બબડી.

" હા—એ વાત ખરી છે. ગઇકાલે તેને કેદ કરવામાં આવ્યો છે અને આવતી કાલે તેને મુક્ત કરાવવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. મહારાજાને વિનંતી કરી તેની મુક્તતાનો હુકમ મેળવવાને હજુ તારે માટે ઘણો સમય છે—"

" મેજર લી ! ટાવરમાં ! ભયંકર ટાવરમાં !—" ડચેસ મહારાજાએ મેજર લી તરફ જે મહેરબાની બતાવી હતી તે યાદ આવતાં તેના તરફના આ જૂલમી વર્તનથી અજબ થઇ બોલી.

"પણ તેણે મારી સેવા બજાવી હતી એ તમે ક્યાં સાંભળ્યું ? "

" જ્યાં તેણે તમારી સેવા બજાવી હતી ત્યાંજ કાલે " રાઇ હાઉસ "માં જ્યારે મેજર લીને પકડવામાં આવ્યો ત્યારે હું હાજર હતો.

" અને તેને કેદ કરવાનું કારણ ?—" તરતજ લુઇએ પૂછ્યું. કારણકે લુઇ મેજર લી તરફ જે સ્નેહપૂર્ણ નયનોએ જોતી હતી તેથી મહારાજાના હૃદયમાં ઈર્ષ્યાગ્નિ સળગ્યો હોય અને તેથીજ તેણે તેને

કેદખાનાની હવા ખાવા મોકલ્યો હોય એમ તેને લાગ્યું. જો કે તેને બીજા મેળાવડામાં લી મળ્યો હતો તે પછી પુનઃ મળ્યો નહાતો.

"કારણ?...ખરૂં જોતાં તો કંઇજ કારણ નથી. એના કાકા સર બ્રાન્ડના ઝેરી દ્વેષ સિવાય બીજું કંઇજ કારણ નથી. ટૂંકામાં મેજર લી એક સુંદર, પવિત્ર કુમારિકા સાથે લગ્નગ્રંથિથી જોડાવા માગે છે કે જેનાપર વૃદ્ધ બ્રાન્ડની નજર ખરાબ થઇ હતી. તેને તે યુવતીએ દાદ આપી નહિ એટલે તેણે પોતાના પ્રતિસ્પર્ધી–પોતાના ભત્રિજાપર વેર લેવા પોતાની શક્તિનો ઉપયોગ કરી પોતાની નીચતા પ્રસિદ્ધ કરી—"

"અને તે સુન્દર યુવતી કોણ?—" લુઇ એવી પ્રશંસાપાત્ર રીતે પોતાની ઇર્ષ્યાળુ લાગણી છૂપાવી બોલી કે જનરલ ઑલિફન્ટની તિક્ષણ આંખો પણ છેતરાઈ.

"રાઇહાઉસના માલિકની પુત્રી મિસ રમ્બોલ્ડ! તેં તેને જોઇ છે એટલે તે કેટલી સુન્દર–કેટલી મોહક–કેટલી પવિત્ર છે તે તું જાણુતી હશેઃ હવે જો! બધી વાત મેં તને કહી દીધી છે. ત્હારે તું જેના આભાર નીચે છે તેને મુક્ત કરી તારી કૃતજ્ઞતા બતાવવાની છે અને હું તને તેમ કરવાની આજ્ઞા કરૂં છું. મેં તને અગાઉથીજ કહ્યું છે કે એ કામ કંઇ તારે માટે મુસ્કેલ નથી—"

ડચેસ ઑફ પોર્ટસ્મથ એક બે મિનિટ મૌન રહી. તેણી અત્યાર સૂધી મનમાં ને મનમાં લૉરેન્સને ચાહતી હતી; પણ તેજ યુવાન કોઇ બીજી લલનાને ચાહે છે એ વાત સાંભળતાંજ એનો પ્રેમ ધિક્કારમાં ફેરવાઇ ગયો. રૂથને માટે પણ એના હૃદયમાં વૈરાગ્નિ પ્રદિપ્ત થયો. તેને એણે પોતાની શોક્ય માની લીધી. હવે એ શોક્યને–રૂથ રમ્બોલ્ડને લૉરેન્સ મુક્ત થાય તો અસામાન્ય આનંદ થાય પણ ડચેસને તે ગમે ખરૂં? પણ એજ સમયે એ ઑલિફન્ટની આજ્ઞાનો અનાદર તે શી રીતે કરી શકે? ઑલિફન્ટના પંઝામાં એ આબાદ સપડાઇ હતી. એણે વિચાર કર્યો અને એને લાગ્યું કે ઑલિફન્ટ મેજર લી માટે જેમ ટાવરમાં છેલ્લે પાટલે બેઠો હતો તેમ બેસશે નહિ.

"તને મેજર લી કેદ પકડાવા વિષે ખબર મળી ન્હોતી—" ઑલિફન્ટે લુઇની વિચારમાલા તોડી કહ્યું.

"નહિ. તમારે મ્હોડે એ વાત હું પહેલવહેલી સાંભળું છું; પણ જનરલ ઑલિફન્ટ! મહારાજાના કામકાજમાં વચ્ચે પડવાની

શક્તિ મારામાં નથી એ મારે તમને જણાવવું જોઇએ—"

"મેજર લી તરફની કૃતજ્ઞતા તને વચ્ચે પડવાની ફરજ પાડશે—"

"નહિ. એ અશક્ય છે—"

"ખરૂં જોતાં એ એટલું શક્ય છે કે તે તું કરશેજ–તારે કરવું જ પડશે—" ઑલિફન્ટ સ્થિર ભાવે બોલ્યો.

"પણ તમે મેજર લી માટે આટલા બધા પછાડા કેમ મારો છો ?—" ડચેસે પૂછ્યું.

"આહ ! તમને એ વાત જણાવવામાં મને જરા પણ વાંધો નથી..." ઑલિફન્ટ પુનઃ ડચેસને માન આપી "તમે" બોલ્યો.

"મેજર લી મારો મિત્ર છે. એટલુંજ નહિ પણ એ જ્યારે નાનો બાલક હતો ત્યારે મેં તેને રમાડયો હતો—" છેલ્લા શબ્દો બોલતાં એનો અવાજ અને તેનું વદન ગંભીર થયાં !

"આહ ! આપણે જૂદાં પડયાં તે પહેલાં કે પછી—"

"આપણે ફ્રાન્સમાંથી વિખૂટાં પડયાં પછી..." તે બોલ્યો અને તેના વદનપર શોકની ગંભીર છાયા સ્પષ્ટ છવાઈ ગઇ.

"હવે એ વાત લંબાવવી નકામી છે. ટાવરમાંથી મેજર લીને મુક્ત કરવાની લેખિત આજ્ઞા લેવા હું આવતી કાલે કેટલા વાગે અહિં આવું ?—"

"જનરલ ઑલિફન્ટ ! એ બની શકે એમ છે જ નહિ—" ડચેસ પોતાના સ્વરમાં શક્ય સખ્તાઇ અને નિશ્ચય લાવી બોલી.

"મહારાજાને એ વિચિત્ર લાગશે—"

"શું વિચિત્ર લાગશે ? જે યુવાને તને જૂલમી લોકોના જૂલમનો ભોગ થતા બચાવી હતી તેના તરફ કૃતજ્ઞતા બતાવવામાં વિચિત્રતા શું છે ? અને છતાં જો રાજાને તે વિચિત્ર લાગે તો કૃતજ્ઞતા શું છે તે તેને શીખવવાનું કામ ત્હારૂં છે—"

"નહિ–મારાથી એ નહિ થશે. મારી હિમ્મત ચાલતી નથી–હું આ વિષયમાં કંઈ કરી શકીશ નહિ—"

"હું દિલગીર છું કે તું મને સખત થવાની ફરજ પાડે છે. હું સખત થવા માગતો નથી; પણ તું મને ઓળખે છે. જ્યારે હું ભાર મૂકીને કહું છું કે આમ થવુંજ જોઇએ ત્યારે તે કર્યા વિના હું જંપતો જ નથી—"

"પણ તમને દુનિયાનો સારો અનુભવ છે, જનરલ ! મહારા-

જાએ આ પગલું લીધું તે માટે તેમની પાસે ઘણાં વજનદાર કારણો હશે. સર વિલિયમ બ્રાન્ડ મહારાજાનો નીમકહલાલ સેવક છે—"

"હું તે જાણું છું અને મહારાજાની તેણે ભૂતકાલમાં જે કંઇ સેવા બજાવી હતી તેના બદલામાં આ પગલું ભરાયું છે એ નિર્વિવાદ છે. સર વિલિયમ પાષાણહૃદયી અને અન્યાયી માણસ છે—"

"અરે! એ બહુ ભયંકર માણસ છે–ઘણોજ ભેદી છે—" લુઇથી એકદમ બોલાઈ ગયું.

"ભયંકર અને ભેદી? તું શું કહેવા માગે છે, લુઇ? બોલ, મને લાગે છે કે તારા મનમાં કંઇક કહેવાનું છે. મેજર લી માટે તું શા માટે વધુ પ્રયત્ન કરવા માગતી નથી તે માટે મેં તારી આગળ રજુ કરી તે કરતાં કોઇ વધુ મજબૂત દલીલ કરી શકે છે?"

"હા...રાજા અને સર બ્રાન્ડ વચ્ચે કોઈ મહાન્ ભેદ છુપાયલો છે. બ્રાન્ડ કંઇ જેવો તેવો ભેદી માણસ નથી. એનું નામ સાંભળતાં જ હું ધ્રુજું છું–મને વધુ ના પૂછો—"

"લુઇ! પણ આવો મત બાંધવા માટે તારી પાસે કંઇ પુરાવો તો હોવો જોઇએને?......" ઑલિફન્ટ ડચેસની સામે આંખો સ્થિર કરી બોલ્યો.

"બોલ, લુઈ! બોલ. જો તું જે કહે છે તે એક ગુપ્ત અને ખાનગી ભેદ હોય તો તે કોઇને ન કહેવાના હું કસમ લઉં છું."

"એ એક ખાનગી વાત છે." ઑલીફન્ટ જે માગણી કરે છે તે પોતાની શક્તિ બહાર છે એવું ઠસાવવાનો પ્રયાસ કરતી બોલી.

"મેં મેજર લીને તે કોઇને ન કહેવાનું વચન આપ્યું છે. એવુંજ વચન મેં સર બ્રાન્ડને પણ આપ્યું છે. મેં એ વાત મહારાજાને પણ કહી નથી—"

"તારી ઇચ્છા હોય તો એ વાત મને કહે; નહિ તો ના કહે. મને તેની સાથે કંઈ સંબંધ નથી. મારી માગણી તો પાર પડવી જ જોઇએ. બોલ, કાલે કેટલા વાગે?—"

"ત્યારે તમે મને એ ભેદ કહેવાની ફરજજ પાડવા માગો છો? તમે બહુ ક્રૂર થાઓ છો......"

"તારી મરજી હોય તો બોલ–હવે વખત ન ગુમાવ—"

"તમે જાણતા હશો કે નીધર હૉલ અને રાઇહાઉસ વચ્ચે એક ગુપ્ત ભોંયરૂં છે અને ભોંયરા દ્વારા એક કિલ્લામાંથી બીજામાં જઇ

શકાય છે. હા. તમે એ જાણુતાજ હશો કારણુ કે મેજર લીએ એજ ભોંયરામાં મને મદદ કરી હતીઃ અમે બન્ને ભોંયરામાંથી એકલા પસાર થયાં હતાં એ પણુ તમને મેજર લીએ કહ્યું હશે, પણુ અમે જ્યારે નીધર હૉલમાં પ્રવેશવાના સ્થલે પહોંચ્યા ત્યારે જે ભેદી બનાવ બન્યો હતો તે તમે જાણુતા નથી. એ એક અજબ જેવો ભેદ છે. હું કોઈ નવલકથાકારની કલ્પનાશક્તિથી એ ભેદ ઉપજાવીને કે અતિશયોક્તિ કરીને એ વાત તમને કહેતી નથી. એ વાત તદ્દન સત્ય છે. હું જેવી ભોંયરાનો દાદર ચઢી એક ઓરડામાં જતી હતી તેવો મારી દૃષ્ટિએ એક માણુસ પડ્યો. જે સર વિલિયમ હતો એમ મને લાગ્યું. તેના હાથમાં ફાનસ હતું. પણુ એજ પલે બીજી બાજુના બારણાં ઉઘડી ગયાં–કોઇ અંદર ધસી આવ્યું–સર બ્રાન્ડના હાથમાંથી લૅમ્પ ઝૂંટવાઈ ગયો અને તે જગ્યાએ કોઇનું તિરસ્કારપૂર્ણુ ભયંકર હાસ્ય સંભળાયું—"

"આહ !–પછી–પછી ?—"

"એ હાસ્ય સંભળાયું પછી તરતજ એ ચાર ચીસ સંભળાઇ પછી કેટલાક માણુસો વચ્ચે લડાઇ થઈ અને જેમ તેમ કરી તેઓ પેલી વ્યક્તિને ત્યાંથી ખેંચી ગયા. તરતજ બારણું બંધ થયા અને પુનઃ શાન્તિ ફેલાઇ ગઇ—"

"પણુ પેલી વ્યક્તિ ?–તે કોણુ ?—"

"હું તેને ઓળખી શકી નહિ. એ બનાવ બહુજ ત્વરાથી બની ગયો. લૅમ્પ ઝુંટવી લેવામાં આવ્યા પછી તરતજ બુઝાઈ ગયો—"

"હા. પણુ લૅમ્પ બુઝવાયા પહેલાં તે વ્યક્તિ સ્ત્રી હતી કે પુરૂષ તે તો તેં જોયુંજ હશે—"

"નહિ. તે વ્યક્તિ એક મોટા ઝભ્ભામાં વીંટળાયલી હતી. પણુ મને એક ઝાંખી શંકા છે–લૅમ્પના ઝાંખા પ્રકાશપરથી મને જાણે ઘણા વર્ષોપર જે કબરમાં સૂતી છે તે મારી સામે હોય એવું મને લાગ્યું–" લુઇ ગંભીર સ્વરે બોલી.

"આ એક વિચિત્ર વાત છે—" ઑલીફન્ટ શોકજનક સ્વરે બોલ્યો.

"હશે; પણુ તે સત્ય છે–તદ્દન સત્ય છે—"

"અને તેં સર બ્રાન્ડને કંઇ પ્રશ્ન પૂછ્યા નહિ? તેં તેના ભત્રિજાને કંઇ પૂછ્યું નહિ?"

"જેને ત્યાં હું પરોણી થઇ હતી તેને હું તેના ભેદ વિષે શી

રીતે પૂછી શકું? મેજર લી પણ એ બનાવથી ઘણો ગુંચવાઈ ગયો હતો. પણ હવે જનરલ ઑલીફન્ટ! તમે સર વિલિયમ બ્રાન્ડની શકિત કેવી છે તે જાણી શકયા છો. તમે સમજી શકશો કે રાજાપર તેનો લાગવગ વધુ છે—"

"સર વિલિયમ બ્રાન્ડ તને કંઇ પણ હાનિ કરી શકે તેમ નથી. તારી વાત ભયંકર અને વિચિત્ર છે પણ તેથી તારે ડરવાનું કંઈ કારણ નથી. મારી માગણીમાં એ વાતથી કંઇ પણ પરિવર્તન થતું નથી. બોલ, લુઇ! મારે રાજાનો લેખિત હુકમ લેવા અહિં કાલે કેટલા વાગે આવવું? અથવા તું—"

"પણ જો આ વેળા હું તમને શરણુ થઇશ તો તમે બબ્બે ત્રણ ત્રણ મહિને મારી પાસે આવ્યા કરશો?—"

"નહિ. આ સમયે હું તને વચન આપું છું કે હવે પછી હું તારી પાસે તારી મરજી વિરૂદ્ધ કંઈ કરાવીશ નહિ. હું ઇંગલંડથી દૂર જાઉં એ જોવા તું રાજી હશેજ: કોઇ યોગ્ય પ્રસંગે મહારાજાને મને અમર્યાદિત સત્તા સાથે અમેરિકાના સંસ્થાનોના ગવર્નર જનરલની પદવી આપવાની સૂચના કરજે. હું તે સ્વીકારીશ અને હું તારાથી હજારો માઇલ દૂર થઇશ. હવે બોલ, કાલે કેટલા વાગે?—"

"હું ચોકસ કલાક કહી શકતી નથી. પણ હું વચન આપું છું કે, આવતી કાલે સાંજે ૭ વાગે મેજર લીની મુકતતાનો હુકમ તમને સોંપવામાં આવશે—"

"શાહબાશ! ૭ વાગે મને એ હુકમ મળે તો મને કંઈ વાંધો નથી. પણ જોજે-૭ વાગ્યાથી મોડું ન થવું જોઇએ કારણકે લૉરેન્સ લીને સાત વાગે મુકત કરવાનું મેં વચન આપ્યું છે.

ઑલિફન્ટ નમીને ત્યાંથી ચાલી ગયો. તેણે જતી વેળા ડચેસના કોમલ હસ્તનો સ્પર્શ કરવા તેને શેકહૅંડ પણ કરી નહિ. તેણે વાતચીત દરમિયાન ડચેસને 'લુઇ' તથા 'તું' થી સંબોધી હતી તે તેના તરફના પ્રેમને લીધે નહિ પણ તે ડચેસની પદવી કે સત્તાની પરવા કરતો નથી એવું બતાવવા માટે.



# પ્રકરણ ૯ મું.

## રાજાની યુક્તિ.

તા. ૨૬ મી સપટેમ્બરે બપોરે અગિયાર વાગ્યાનો સમય હતો. આ સમયે સર વિલિયમ બ્રાન્ડ વ્હાઈટ હૉલ પૅલેસના ખાનગી પ્રવેશદ્વાર પાસે આવી ઘોડા પરથી ઉતર્યો. તેનો નોકર એક બીજા અશ્વ પર તેની સેવામાં હાજર હતો, તેણે તેના અશ્વની લગામ પકડી. સર વિલિયમે પ્રવેશદ્વાર પર પહેરો ભરતા એક નોકરને પોતાનું નામ જણાવ્યું. તેને ઘણાજ માનથી હુઝુરિયો ખાનગી દ્વાર આગળ લઈ ગયો. તે જાણતો હતો કે સર બ્રાન્ડને બોલાવવા માટે એક ખાસ કાસદને આજે સ્હવારે નીધર હૉલમાં મોકલવામાં આવ્યો હતો અને હુઝુરિયાને તે આવે કે તરતજ તેને મહારાજાની પાસે લઈ આવવાની ખાસ સૂચના પણ અપાઈ હતી. આથી સર વિલિયમ બ્રાન્ડનું નામ સાંભળતાંજ હુઝુરિયાએ તેને વિનયથી સલામ કરી અને મહારાજાને તેના આગમનની ખબર અપાઇ. અલ્પ સમયમાં સર બ્રાન્ડને એક ખાનગી ઓરડામાં લઇ જવામાં આવ્યો કે જ્યાં ચાર્લ્સ તેની રાહ જોતો બેઠો હતો.

" અરે ! આ હઠીલો છોકરો મને કેટલી મહેનત અને ગુંચવારામાં નાખે છે ?..." સર વિલિયમ બ્રાન્ડને મહારાજા પાસે મૂકી બારણું બંધ કરી નોકર ચાલી જવા પછી રાજા બોલ્યો.

" તમે પ્રથમથીજ કેમ ચેત્યા નહિ, મારા ભલા મિત્ર !..."

" ખરૂં કહું તો પ્રથમથીજ લૉરેન્સ અને રૂથનો પ્રેમસંબંધ વધતો અટકાવવા મેં શક્ય પ્રયાસ કર્યો હતો—પરમદિને હું મારતે ઘોડે આપ નામદારની સેવામાં હાજર થયો તે દિવસે પણ મેં મારી સત્તા વાપરવામાં કચાસ રાખી ન્હોતી—"

" ઠીક—ઠીક—મને તે ખબર છે—તમે મને બધી વાત કહી છે; પણ હું ધારૂં છું કે એ છોકરાને એકદમ ટાવરમાં ધકેલી દેવામાં આપણે વધુ સખત થયા છીએ—એને કેદ કરવાથી એના પર આપણી ધારેલી અસર થવાને બદલે એ વધુ હઠીલો અને વધુ દુરાગ્રહી બન્યો છે—"

" ત્યારે આપ નામદારને તેનાં વિષે કંઇ ખબર મળી લાગે છે—"

"ખબર? અરે! ગઇ સાંજે હું પોતે તેની પાસે ગયો હતો અને તેણે મારી સાથે જે રીતે વાત કરી તે પરથી મને લાગે છે કે તેની દૃઢતા તોડવાની શક્તિ કોઇનામાં નથી—" રાજાએ કહ્યું.

"આપ નામદાર ટાવરમાં ગયા હતા?—"

"હા. હું પોતે ટાવરમાં તેને મળવા ગયો હતો. એ લગ્ન અટકાવવા મેં દૃઢ નિશ્ચય કર્યો છે એટલે તેમ કર્યા વિના મારો છૂટકો ન્હોતો. રમ્બોલ્ડની છોકરી સાથે લૉરેન્સ પરણે તે અટકાવવા માટે હું ગમે તે કરવા તૈયાર છું-કદાપિ તેથી પેલો ભેદ—પણ કંઇ નહિ—હું શું કહેવા માગું છું તે તમે સમજી ગયાને, બ્રાન્ડ?—"

"હા નામદાર! પણ આપ જ્યારે ટાવરમાં ગયા ત્યારે આપ નામદાર તેને સમજાવી પટાવી અને અંતે ભય બતાવી ઠેકાણે લાવ્યા જ હશો? પોતાના રાજકર્ત્તાની દલીલની સ્હામે થવાની તાકાત એનામાં હોય એમ હું માનતો નથી—"

"દલીલ અને ભય એની આગળ નકામાં છે-મારી ખાત્રી થઈ છે કે એ જુવાન્યો એની રૂથપર દિવાનો થઇ ગયો છે. તમે તેને વારસામાંથી બાતલ કરી ભીખારી બનાવી શકો એમ છો એ પણ મેં તેને કહ્યું; પણ પત્થર પાણી! તેનો નિશ્ચય અડગ છે. મારી મરજી એક પલ એવી થઇ ગઈ હતી કે તેને અંધારા કારાગૃહમાં નાંખી પાણી અને રોટલીપર એકાદ મહિનો રાખી ઠેકાણે લાવું-પણ નહિ—હું એની સાથે એટલો કઠોર થઇ શકતો નથી—વળી બળાત્કારથી એ ઠેકાણે આવે એવો નથી-આહ! એનો જુસ્સો, સર બ્રાન્ડ? એના મગજનો ધુમાડો અજબ છે!—"

"એના મગજના ધુમાડાનો મેં પણ સ્વાદ ચાખ્યો છે—" સર બ્રાન્ડ બોલ્યો.

"પણ હમે આપ નામદાર શું રસ્તો બતાવો છો?—"

"એ વિષે તમારી સાથે મસલત ચલાવવા માટે જ મેં આજે તમને અત્રે ખાસ બોલાવ્યા છે...પણ......" રાજાએ અર્ધ સ્મિત ભરી નજર સર બ્રાન્ડ તરફ ફેંકી કહ્યું.

"તમે પરમહિને મારી પાસે એક વાત કહેવાની ભૂલી ગયા હતા. જો તમે તે મને કહી હોત તો સારૂં થાત—"

"અને તે વાત, નામદાર?—"

"તે વાત?-વાહ! તમે ભૂલી જાઓ છો? તે એ કે તમે તમારા

જીવનના છેલ્લા વર્ષમાં એક સૌન્દર્ય જડિત યુવતીને તમારી જીવનસખી બનાવવા માગો છો. વળી તમારી આંખો પણ લૉરેન્સ જે સુન્દરીપર દિવાનો થયો છે તેનાપરજ ચ્હોંટી છે. ભલા માણસ! એ વાત તમે મારાથી શા માટે છાની રાખી? વૃદ્ધ માણસોનું રક્ત કોઈવાર પ્રેમથી ગરમ થઈ જાય તેમાં કંઈ ખોટું નથી; અને હું ઘરડો થઇશ તોપણ યુવતીઓની આંખોના ચમકારા, અમૃતપૂર્ણ અધરો અને આંખો ચકરાવી નાખનારી વાળોની લટોપર મને અભાવ આવશે એ તદ્દન અશક્ય છે—"

"મહારાજા! રમ્બોલ્ડની છોકરીને મેં મારી ભાગીદાર બનાવવા માગી હતી એ વાત સત્ય છે; પણ હું ખાત્રી આપું છું કે તે ફક્ત લૉરેન્સને બચાવવા માટેજ—

"શાહબાશ!—" ચાર્લ્સ પોતાની આરામ ખુરશીપર લાંબો થઈ ખડખડ હસીને બોલ્યો.

"શાહબાશ! તમે કેવો ભયંકર ભોગ આપવા તૈયાર થયા છો? તમારા જેવો વયોવૃદ્ધ માણસ એક સત્તર વર્ષની પૂતળીને પોતાની પત્નિ બનાવે એ કંઈ જેવી તેવી મુશ્કેલી છે! ખરેખર, એ નિશ્ચયપર આવતાં તમને બહુ દુઃખ થયું હશે!—" ચાર્લ્સ બોલ્યો. અને પુનઃ તે હસી પડયો.

ચાર્લ્સની ખાત્રી હતી કે સર બ્રાન્ડ લૉરેન્સને બચાવવાને લૉરેન્સના ભલા માટેજ તે રૂથ સાથ પરણવા તૈયાર થયો હતો એ હડહડતું જૂઠાણું છે. તેથીજ તે ખડખડ હસ્યો. પણ સર વિલિયમ ઘણોજ ગંભીર હતો. મૂલમાં તેનો સ્વભાવ જ કુંજરો અને ગંભીર હતો તેમાં હમણાં એ રાજાની મશ્કરીનો ભોગ થઇ પડયો એટલે એ વધુ ગંભીર થયો. તે ઘણાજ ગંભીર અને દુઃખદ સ્વરે બોલ્યો.

"હું ધારૂં છુ કે મારા રાજકર્તાની મેં જે ખાસ સેવા એક વિષયમાં બજાવી હતી તે જો મારે ફાળે આવી નહોત તો આજે હું આવી મશ્કરીનો ભોગ થાત નહિ—"

"આહ! એમ ના બોલો...એમ ના બોલો..." ચાર્લ્સનું હાસ્ય ઉડી ગયું. તેને કંઇ ગંભીર સ્મૃતિ થઇ અને તેની આંખોમાંથી બેચાર આંસુ તેના ગાલપર સરી પડયા.

"બ્રાન્ડ! મારા મિત્ર! એમ ના બોલો. હું તમારી લાગણી દુઃખવવા માગતો નથી. હું એ હઠીલા છોકરાના વર્તનથી મને જે

દુઃખ થાય છે તેથી સહેજ હસવાને માટે મેં તમારી મશ્કરી કરી—પણ હવે એ વાત જવા દો. આપણે મુખ્ય વિષયનીપર વાતો કરીએ. બોલો, તમે રૂથને પરણવા માગો છો—હું તે પસંદ કરૂં છું—હવે તે નીધર હૉલની સ્વામિનિ બને તેમાં અડચણ કોની છે?—"

"બધાંની, મારા નામદાર! પ્રથમ તો તેણીજ મને પસંદ કરતી નથી અને હાલનાં સંજોગોમાં તેમ થાય એ કુદરતી છે. બીજું તેનો બાપ એક હઠીલો, દુરાગ્રહી, ભુંસા વગરનો પ્યુરીટન—"

"આમ જુઓ બ્રાન્ડ! એમ તમે બધાને યાદ કરશો તો એ વાતનોજ પાર આવશે નહિ. એની મા આવી છે—એનો બાપ આવો છે—એવા નકામા કુથલાની શું જરૂર છે?—" રાજા વચ્ચે બોલ્યો.

"આમ જુઓ!—તમે રૂથને તમારી બનાવો—આ વાળ ધોળા થયા ત્યારે તમે એક સતર વરસનું બુલબુલ તમારે ગળે બાંધો તેમાં કંઇપણ અડચણ મને જણાતી નથી. લૉરેન્સ તેને નજ પરણે એવી મારી ખાસ ઇચ્છા છે અને જ્યારે તમે તેને માટે રૂથને પરણ-વાનો ભોગ આપવા તૈયાર છો. તો ઠીક છે—તેમ કરો—"

"પણ શી રીતે? આપ નામદાર કંઇ રસ્તો બતાવશો? મને તો એ વિષયમાં હવે કંઇજ સુઝતું નથી—"

"જુઓ! તમે જે વાત મને કહેવાની ભૂલી ગયા હતા તે મને ખબર પડી અને તે પર મેં ઘણો વિચાર કર્યો છે. લૉરેન્સને ટાવરમાં રાખવો એ અશક્ય છે. તેના મિત્રો તેણે શું કર્યું છે તે જાણવા માગશે અને તમે જાણો છો કે જનરલ ઑલિફન્ટ પણ તેનો મિત્ર છે. તે જે ભયંકર ભેદ જાણે છે તેથી મને લૉરેન્સને મુક્ત કરવાની ફરજ પાડે એ સંભવિત છે—હું કયા ભેદની વાત કરૂં છું તે તો તમે જાણો છો. વળી એને ટાવરમાં પૂરી રાખવાથી મારૂં મન પણ દુઃખાય છે. આથી તેને હું મુક્ત કરીશ પણ જો રૂથ રમ્બોલ્ડ લેડી બ્રાન્ડ થાય તો પછી લૉરેન્સ સંબંધીની ચિંતાનો અંત આવી જશે......"

"પણ તેમ શી રીતે થશે, નામદાર?—"

"શી રીતે થશે? બહુ સહેલાઇથી આપણી ઇચ્છા પાર પડશે. અલબત્ત, એ માટે આપણે જરા બદમાસી વાપરવી પડશે. તેની કંઇ ફિકર નહિ. પ્રેમને માટે બધું માફ છે. ટુંકામાં રૂથ રમ્બોલ્ડનું હરણ કરાવવું—નીધર હૉલ પાસે એક દેવળ તો છેજ—એક ધર્મગુરૂ ત્યાં હાજર

રહેશે—અને ત્યાં રૂથ રમ્બોલ્ડ લેડી બ્રાન્ડ થશે—"

"પણ મિસ રમ્બોલ્ડ પોતાની મરજી વિરૂદ્ધ લગ્નક્રિયા કરવા દેશે કે? નામદાર! તેણી જરૂર ચીસેચીસ પાડશે. અને એ જોઇ કયો ધર્મગુરૂ લગ્ન ક્રિયા કરવાની હિમ્મત કરશે?—"

"આહ! ખરીવાત! એ એક મુશ્કેલી છે ખરી!—" રાજા બોલ્યો પણ થોડીક પળ વિચાર કરી તે પાછો બોલ્યો.

"નહિ—એ મુશ્કેલીનો હું અન્ત લાવીશ—તમારાં લગ્ન મારી નજર સમક્ષ થશે—હું તે સમયે હાજર રહીશ—રૂથ રમ્બોલ્ડને ગમે તે રીતે જોર જુલમ્જૂલ્મ—બળાત્કારથી તમારી પત્નિ બનાવવી જ પડશે. પોતાના રાજકર્તાની આજ્ઞાની સ્હામે થવાની એ છોકરી હિમ્મત કરી શકશે નહિ પણ જુઓ! બ્રાન્ડ! લગ્નક્રિયા એક પ્રોટેસ્ટંટ ધર્મગુરૂ પાસે કરાવવી પડશે. મીસ રમ્બોલ્ડ પ્રોટેસ્ટંટ મતની છે અને જો આપણે પ્રોટેસ્ટંટ ધર્મગુરૂ હાજર રાખીશું તો તેણી પોતાને માન મળેલું સમજશે. વળી એક કૅથોલીક ધર્મગુરૂએ કરેલી લગ્ન ક્રિયા સમયે હું હાજર હતો એવું જગતમાં બોલાય તે હું પસંદ કરતો નથી. તમે જાણો છો, કે હું અંતઃકરણથી કૅથોલીક છું—રોમન પોપોનો જ ખરો શિષ્ય છું—પણ હું તે જાહેરમાં કહેવાની હિમ્મત વર્તમાન સંયોગોમાં કરી શકતો નથી. હવે હું મૂલ વિષયપર આવીશ. કુમારિકા રૂથનું હરણ કરવા માટે તમારે એ ત્રણ સશક્ત બદમાસો રોકવા. એ કામ તમારૂં છે—પણ જો જો! રૂથને જ્યારે ઉપાડી લાવવામાં આવે ત્યારે તેની સાથે સ્ત્રી યા પુરૂષ જે પણ હોય તેને પણ કેદ કરવાની જરૂર છે અને જ્યાં સુધી લગ્નક્રિયા ખતમ થાય નહિ ત્યાં સુધી તેનાપર સખત નજર રાખવાની છે. નહિ તો હાથમાં આવેલી ચલ્લી જોત જોતામાં ઉડી જશે અને તમારી બધી મહેનત ધૂળમાં મળશે—સમજી ગયા?"

"હા. નામદાર! બરાબર સમજી ગયો—આપ નામદારની સહાય તથા ઉત્તેજનથી હું જરૂર આ કામમાં વિજયી થઇશ—"

"ઠીક ત્યારે. હવે જેમ બને તેમ ઉતાવળે નીધર હૉલમાં જાઓ. મારી ખાત્રી છે કે બધી ગોઠવણ તમે આજે કરી નાખશો—આવતી કાલે તે સુન્દર કુમારિકા તમારા કબજામાં આવશે. જે પલે તે તમારા ઘરમાં આવે તેજ પલે મને એક કાસદદ્વારા તેની ખબર આપજો. કાસદ એ કલાકમાં મને તમારો સંદેશો પહોંચાડશે અને પછી એ ત્રણ

કલાકમાં હું નીધર હૉલમાં આવી પહોંચીશ. હું મારી સાથે મારા પોતાના પાદરી ડૉ. ડારટનને લેતો આવીશ. તે ચુસ્ત પ્રોટેસ્ટંટ છે, પણ તેનાથીયે વધુ તે શરાબચુસ્ત છે—તે ખાસ પરવાનો પણ સાથે લેતો આવશે અને બીજી દરેક ઘટતી ગોઠવણ કરવામાં આવશે કે જેથી કોઇપણ જાતની હરકત પાછળથી પડે નહિ. કેમ સર વિલિયમ! મેં તમારી આશા પાર પડે તે માટે કેવી સુન્દર યુક્તિ બતાવી?—"

"ખરેખર, મારા નામદાર! આપ નામદારના બુદ્ધિવાન મગજમાંથી સર્વોતમ યુક્તિ બહાર નીકળી છે. એ યુક્તિથી લૉરેન્સને લગતી અશાન્તિ અને મુઝવણોનો અંત આવી જશે—"

"આહ! તમે ઠીક યાદ કરાવ્યું! લૉરેન્સને તરતજ મુક્ત કરવો જોઇએ. હું હમણાં જ તેને મુક્ત કરવાની આજ્ઞા કરીશ પણ તે સાથેજ તરતા તરત તેણે તેની રેજીમેંટમાં જોડાવું એવી પણ આજ્ઞા કરવામાં આવશે કે જેથી ટાવરમાંથી બહાર પડતાંજ તે હર્ટફર્ડ જશે અને 'રાઇહાઉસ' માં રૂથને મળવા પણ જઇ શકશે નહિ—"

"પણ આપ નામદારે બતાવેલી યુક્તિ પાર પડે ત્યાં સુધી લૉરેન્સને કેદખાનામાંજ રાખવામાં આવે તો તે વધુ સલામતી ભર્યું છે એમ મને લાગે છે—"

"નહિ. એમ કરવાની જરૂર નથી. જયાં સુધી લૉરેન્સ તેની વહાલી રૂથને મળ્યો નથી ત્યાં સુધી આપણી યુક્તિ નિષ્ફલ જવાનો કોઇ રસ્તો નથી. તે હર્ટફર્ડ જશે અને તે ત્યાં રહે અથવા ટાવરમાં રહે એ બંન્ને સરખું જ છે. જેમ જેમ વખત વહ્યો જાય છે તેમ તેમ તેના મિત્રોની ચપલતા વધતી જતી હશે અને તમને ખબર છે કે તેના મિત્રો શું કરી શકે એમ છે? આથી તેને એકદમ છુટો કરવાની જરૂર અનિવાર્ય છે......તમે હવે જાઓ—જલ્દી જાઓ—અને ઘટતી તૈયારી કરવામાં જરાપણ વિલંબ કરતા ના—"

સર વિલિયમ બ્રાન્ડે મહારાજાની રજા લીધી અને તે ત્યાંથી વિદાય થયો કે તરતજ ઘડિયાલ તરફ જોતાં અગત્યના રાજદ્વારી કામ માટે પ્રીવી કાઉન્સીલમાં હાજરી આપવાની તેને સ્મૃતિ થઈ. બે કલાક એ રાજકિય ખટપટમાં પસાર થઇ ગયા અને બે વાગ્યા પછીજ રાજાને પોતાના અયશઆરામ પર વિચાર કરવાનો સમય મળ્યો. ટાપટીપ કરી—કપડાં બદલી—તે ડચેસ ઓફ કલીવલૅન્ડને મળવા ગયો—પછી નેલજીનને મળ્યો. એટલામાં પાંચ વાગી ગયા. પાંચ વાગે તે

રાજમહેલમાં પાછો ફર્યો. તરતજ તે ડચેસ ઓફ પોર્ટસ્મથના રંગ-મહેલમાં ગયો. શયનગૃહમાં તેને લુઇએ આવકાર, આપ્યો પણ તેણી દિલગીર હોય એવું રાજાને લાગ્યું. આજે લુઇના મુખપર રાજાને દિવાનો બનાવતું હાસ્ય ન્હોતું!—

"શું થયું છે મારી વ્હાલી લુઇ? આજે તું શા માટે દિલગીર દેખાય છે?—" રાજા એક સોફાપર ડચેસની બાજુમાં બેસતા બોલ્યો.

"હું ધારૂં છું કે આપ નામદારે મેં કાઉન્સીલ ચેમ્બરમાં મોકલેલો સંદેશો—"

"સંદેશો?—" રાજા વચ્ચે બોલ્યો.

"હા—"

"હું કસમથી કહું છું કે મને તે મળ્યોજ નથી જે માણસને તેં એ કામ સોંપ્યું હશે તે પોતાની ફરજ ભૂલી ગયો હશે. પણ લુઇ! તેં શું કહેવડાવ્યું હતું વ્હાલી?"

"મેં આપ નામદારને મને મળી જવાની વિનંતી કરી હતી... પણ મ્હારા વ્હાલા ચાર્લ્સ!..." આ શબ્દો બોલાતી વેળા લુઇનો ગુસ્સો અને દિલગીર હવામાં ઉડી ગયાં અને તેની જગ્યાએ તેની આંખોમાં સ્નેહમત્તતા અને કામણ ચમક્યાં.

"મ્હારા વ્હાલા ચાર્લ્સ! જ્યારે તમને મારો સંદેશો પહોંચ્યો જ નથી તો પછી મારે દિલગીરી થવાનું કંઈ કારણ નથી. જે યુવાને અલ્પ સમય પહેલાં મારી સેવા બજાવી મને પોતાની ઋણી બનાવી હતી તેના સંબંધી તમને કંઇક ભલામણ કરવા મેં તમને બોલાવ્યા હતા—"

"ઓહ! તું લૉરેન્સ લી વિષે વાત કરે છે?—"

"હા. વ્હાલા! મેં સાંભળ્યું છે કે મેજર લી હમણાં કેદમાં છે—વ્હાલા! જેણે મારા તરફ માન અને સભ્યતા બતાવી મારી ઉમદા સેવા બજાવી હતી તેના ભલા માટે હું તમને બે બોલ કહું તો તમે ગુસ્સે તો ન થાઓને?......

"લુઇ!—" રાજા પોતાની વિલાસ સખીની આંખો તરફ વિચિત્ર રીતે જોઈ બોલ્યો.

"તું ખાત્રીથી કહે છે કે કૃતજ્ઞતા સિવાય લૉરેન્સ તરફ ત્હારા હૃદયમાં બીજી કોઈ લાગણી નથી? બોલ, લુઈ? હું તને વિનંતી કરૂં છું—"

"ચાર્લ્સ! તમે મારૂં અપમાન કરો છો—"

"બસ લુઇ! મારી શંકા ખોટી છે—મેં તને અન્યાય કર્યો છે— મને માફ કર વ્હાલી! હું ભૂલ્યો—હું કબુલ કરૂં છું. લૉરેન્સને મુક્ત કરવાનો મેં ક્યારનો નિશ્ચય કર્યો છે અને તું તેણે તારી બજાવેલી સેવાનો પૂરતો બદલો તેને આપે છે એ તે જાણી શકે તે માટે તેને મુક્ત કરવાનો હુકમ હું તને આપીશ. તે તું તેને મોકલી આપજે. મને લખવાના સાધનો આપ—હું તેને આજેજ મુક્ત કરીશ—"

રાજા એક ટેબલ પર જઇ બેઠો અને ઉતાવળથી ટાવરના લેફ્ટનંટને લૉરેન્સ લીને એકદમ મુક્ત કરવાનો આજ્ઞાપત્ર લખ્યો. બીજો એક પત્ર તેણ મેજર લી પર લખી તેને જેમ બને તેમ ઉતાવળથી ટાવરમાંથી છૂટયા પછી એકદમ હર્ટફર્ડ જવાની આજ્ઞા કરી અને રાજાની બીજી આજ્ઞા થતાં સુધી તેણે હર્ટફર્ડમાંથી બહાર જવું નહિ એવો પણ તેણે તેને હૂકમ કર્યો.

રાજાએ બન્ને પત્રો ડચેસને આપ્યા. એક પણ બોલ બોલ્યા વિના ડચેસ તે ઓરડામાંથી બહાર નીકળી અને એક વિશ્વાસુ નોકરને તે પત્રો લીંકન્સ ઇન ફીલ્ડઝમાં જઇ જનરલ ઑલિફન્ટને આપી આવવાની આજ્ઞા કરી.

---

# પ્રકરણ ૧૨ મું.

## ઓમસ્ટેડ ભાઇઓ.

૨૭ મી સપ્ટેમ્બરની સાંજનો સમય હતો અને આજુબાજુની વનસ્પતિ ઘણી સુન્દર જણાતી હતી; પણ એ સુન્દરતાનો હવે અન્ત આવવાનો હોય એમ સન્ધ્યાના અસ્ત પામતાં સૂર્યનાં કિરણો સૂચન કરતાં હતાં. એ મહિનો ઇંગ્લંડની આબોહવાનો છેલ્લો મહિનો ગણાય છે અને સપ્ટેમ્બરમાં જે વૃક્ષો, ખેતરો લીલાંછંમ અને આંખોને પ્રફુલ્લ કરે એવાં જણાય છે તે શિયાળાના પ્રારંભથી કરમાતાં જાય છે. પૂરાં થતાં મહિનામાં વૃક્ષો, ખેતરો અને જંગલો પોતાની પડતી નજીક આવવાથી જાણે દિલગીર થતાં હોય તેવાં લાગતાં હતાં. સન્ધ્યાનો સૂર્ય પણ જગતને ચડતી પડતીનો કુદરતનો અબાધિત નિયમ સમજાવતો પશ્ચિમ દિશાના ક્ષિતિજ તરફ જતો હતો. અભિ-

માનના મદમાં–લક્ષ્મીના છાકમાં છકેલા મનુષ્યોને ભગવાન સહસ્ત્રરશ્મિ નિત્ય માર્મિક બોધ કરે છે–કુદરતની દરેક લીલાનો પણ ઉદય પછી અસ્ત આવે છે. ક્રાંતિ પછી શાંતિ, ઠંડી પછી ગરમી, ભરતી પછી ઓટ આવ્યાંજ જાય છે. જગતની ભવ્ય શાહાનશાહતો કાલના પ્રચંડ મારથી મહાત્ થઇ નામશેષ થઈ ગઇ છે. જગત્માં જેને કોઇ ઓળખતું ન્હોતું એવાં રાષ્ટ્રો પડતી દશામાંથી પસાર થઇ ઉદય સિંહાસનપર વિરાજ્યાં છે; પણ પ્રભુના એ સત્ય ખેલમાં જે ગર્ભિત બોધ સમાયલો છે તે જાણવાની અને સમજવાની કોણ દરકાર કરે છે? જગત્ એવું આંધળું છે કે તેની દૃષ્ટિ સ્હામે ભવ્ય સત્યો ઝગમગ્યાં કરે છે પણ તેને તે જોઇ શકતું નથી.

સન્ધ્યાનો સમય! હવા ગરમ હતી–ખેતરો અને મેદાનો હરિયાળાં હતાં અને હર્ટફર્ડશાયરપર તો પ્રભુએ સૌન્દર્ય ઢોળી નાખ્યું હતું એટલે તેનાં ખેતરો, મેદાનો, વૃક્ષો, નદિનાળાં સૌન્દર્યથી મઢાઈ ગયાં હોય અને પ્રવાસીની આંખો તે જોઈ ઠરી જાય એ તદ્દન સમ્ભવિતજ છે. જનરલ ઑલિફન્ટ કુદરતની આ ભવ્ય લીલા નીહાળતો ઘોડેસ્વાર થઇ આવતો હતો. તેના જેવા રસિક પુરૂષને હર્ટફર્ડશાયરની સુન્દરતા અત્યંત આનન્દ આપે એમાં કશી શંકા છેજ નહિ. તે ધીમે ધીમે અશ્વને ચલાવતો, ખીણો, ખેતરો, વૃક્ષો તરફ દૃષ્ટિ ફેંકતો "નીધર હૉલ" તરફ જતો હતો. અલબત્ત, સૃષ્ટિનું સૌન્દર્ય તેને આકર્ષતું હતું અને કેટલીક વાર એ પોતાના અશ્વને ઉભો રાખીને પણ આજુબાજુ નજર ફેંકી કુદરતની પ્રશંસા કરતો હતોઃ છતાં હમણાં તેના મનમાં કંઈક ગમ્ભીર વિચાર ઘોળાતા હતા. "નીધર હૉલ" ના ઉંચા મિનારા પર તેની નજર પડી ત્યારે સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો–તે પોતાનાં છેલ્લાં કિરણ નીધર હૉલ પર ફેંકતો હતો. નીધર હૉલથી પાએક માઇલના છેટાપર જનરલ ઑલીફન્ટે પોતાના અશ્વને ઉભો રાખ્યો અને તે શોકપૂર્ણ વદને હૉલ તરફ જોઇ રહ્યો. અહા! આ સમયે એના ભવ્ય વદનપર સ્પષ્ટ શોકની–દિલગીરીની–અફસોસની છાયા છવાઇ ગઈ. તે કંઇ ગમ્ભીર વિચારમાં લીન થઇ ગયો.

તે પોતાના અશ્વપરથી નીચે ઉતર્યો. તેનો પાણીદાર અશ્વ લીલું ઘાસ આનંદથી ખાવા લાગ્યો અને જનરલ હરિયાળી જમીનપર પડી વિચાર સાગરના ઉંડા તળિયામાં જઇ બેઠો.

તેની આંખો "નીધર હૉલ" તરફ સ્થિર દૃષ્ટિએ જોઇ રહી હતી. એક મટકું પણ તેની દૃષ્ટિ મારતી ન્હોતી. તે બહાદૂર લડવૈયો—ઇંગ્લંડના માલિક ચાર્લ્સ બીજાને અને તેની માનીતી—સર્વશક્તિમાન્ વિલાસ સખી ડચેસ ઑફ પોર્ટસ્મથને ભય પમાડનારો સુપ્રસિદ્ધ યોદ્ધો હમણાં ગરિબ ગાય જેવો થઇ નીધર હૉલ તરફ જોઇ રહ્યો. એના મગજમાંથી શું વિચારો પસાર થતા હતા? વાંચનાર, આવી શોકમય છાયા એના વદન પરથી પસાર થતી તેં એક બે વાર જોઈ છે; પણ તે સમયે બીજાનું હૃદય એની હૃદયવ્યથા ન સમજી જાય તે માટે એ શાન્ત થઈ જતો—કંઈ ન હોય એવો દેખાવ કરતો; પણ હમણાં એની આજુબાજુ કોઇ ન્હોતું. એ એકલો હતો અને તેથી એનું હૃદય એના કાબુમાં એ રાખી શક્યો નહિ અથવા કાબુમાં રાખવાની જરૂર એને જણાઈ નહિ. નીધર હૉલ સાથે એને પૂર્વે નિકટ સંબંધ હશે એવું એના વદનપરથી સ્પષ્ટ થતું. એના હૃદયમાં ભૂતજીવનને લગતી પ્રબલ લાગણીઓ સમુદ્રમાં ભરતી આવે છે તેમ ઉભરાતી હતી. એ લાગણીઓ દુઃખજનક—શોકજનક હતી. એના વદન પર ગંભીરતાનાં—શોકનાં કાળાં વાદળ છવાઈ ગયાં હતાં.

સૂર્ય અસ્ત પામવાની તૈયારી કરતો હતો. અસ્ત પામતા સૂર્યના સુવર્ણરંગી કિરણો જગતપર અજબ સૌન્દર્યની ધારા રેડતાં હતાં. એ સુન્દર કિરણો, લીલીછંમ વનસ્પતિ કોને નહિ ગમે? સર્વની દૃષ્ટિને એથી આનંદ તથા શાંતિ મળે. આકાશમાં વિધવિધ રંગના સાથિયા પૂરાયા હતા. જગત્—આકાશ—સઘળે સૌન્દર્ય ભરાયું હતું. પણ એ અત્યારે ઑલિફન્ટને માટે નકામું હતું. એના હૃદયમાં ભૂતસ્મરણો તાજાં થતાં હતાં.

તે વિચારમગ્ન હતો એટલામાં રસ્તાપર અશ્વનાં પગલાં સંભળાયાં. તેણે યંત્રવત્ રસ્તા તરફ જોયું. પંદર મિનિટમાં પહેલીજ વાર તેણે નીધર હૉલપર સ્થિર કરેલી દૃષ્ટિ ખસેડી. અંધારૂં થવા આવ્યું હતું પણ ઑલિફન્ટની ચકોર આંખો ઘોડેસ્વારને જોઇ શકે એટલો પ્રકાશ હજુ હતો. ઘોડેસ્વાર હૉલ તરફજ જતો હતો. તેને જોઈ ઑલિફન્ટ એકદમ ઉભો થયો અને ત્વરિત વેગે તેના તરફ જોઇ બોલ્યો.

"રાલ્ફ ઓીમસ્ટેડ! ઉભો રહે—"

ઘોડેસ્વાર તરત ઉભો રહ્યો અને ઑલિફન્ટ પોતાના અશ્વને ચરતો મૂકી તેની પાસે ગયો.

"આહ! જનરલ! તમે છો?......" ઘણા વર્ષ સુધી ટાવરમાં જેલર તરીકે રહેવાથી આવેલી સખ્તાઇને લીધે કંઇક સખ્ત લાગતા સ્વરે તે બોલ્યો.

"તમે ભૂલા પડયા છો? ઘોડા પરથી પડી ગયા છો? કે અહિંયાં કંઈ કામસર આવ્યા છો?"

"હું ભૂલો પડયો નથી કારણ કે અહિંની ઇંચેઇંચ જગ્યા મારા પગ તળે આવી ગયેલી છે. અભિમાન રાખ્યા વિના હું કહું છું કે મારો અશ્વ મને પોતાની પીઠ પરથી ફેંકી દે એટલો હું અસાવધ અને નબળો નથી.. હું આ તરફ કંઇક કામસર આવ્યો છું......" ઑલિફન્ટે જવાબ આપ્યો.

"તમને 'નીધરહૉલ'માં કામ છે કે 'રાઇ હાઇસ' માં? મેં સાંભળ્યું છે કે તમે ત્રણ ચાર દિવસ પહેલાં 'રાઈ હાઉસ' માં ગયા હતા......"

"તું પ્રશ્નો પૂછવાના માંડી વાળ, માસ્તર રાલ્ફ!–" ઑલિફન્ટ બોલ્યો અને એ બોલતી વેળા તે હસ્યો.

"અને હવે મને પ્રશ્ન પૂછવા દે. પ્રથમ તો એ કે તેં ટાવરમાંની તારી નોકરી છોડી દીધી છે?—"

"નહિ. મને માફ કરજો જનરલ! પણ બીજો કોઈ માણસ હમણાં મળતો ન હોવાથી મારૂં રાજીનામું સ્વીકારવામાં આવ્યું નથી. તમારા સિવાય બીજા કોઇ પણ માણસ સાથે બે ત્રણ મિનિટ વાત કરવા હું હમણાં થોભ્યો ન હોતઃ પણ તમે મારા તરફ લાગણી ધરાવો છો—"

"લાગણી! અલબત્ત, રાલ્ફ! હું તારા તરફ લાગણી ધરાવું છું. મેં એ વખતે તારૂં ગજવું ભરી સોનાના સિક્કા આપ્યા છે અને મારી વીંટી મેળવવામાં તેં જે દગાબાજી કીધી હતી તે માટે મેં તને ક્ષમા આપી છે. એક બાજુથી તું મારી સેવા બજાવતો હતો અને બીજી બાજુએ તું મારી સાથે દગો રમ્યો હતો. પણ હવે એ વાત હું યાદ કરીશ નહિ. બોલ, રાલ્ફ! એવા ક્યા ઉતાવળના કામે તું હમણાં જાય છે?—"

"હું રાજ્ય મહેલમાં એક પત્ર લઈ ગયો હતો અને હમણાં હું તેનો જવાબ લઇ સર વિલિયમ બ્રાન્ડ પાસે જાઉં છું. તેણે બરાબર વખતની નોંધ લીધી છે અને હું અમુક સમયે નીધરહૉલમાં પાછો ફરવો જ જોઇએ એવી તેની આજ્ઞા છે. ફક્ત અરધા કલાકની

જ રજા મને મારા ભોજન વિગેરે માટે આપવામાં આવી હતી. આથી જનરલ! હું તમારી સાથે વધુવાર રોકાઈ સર વિલિયમનો ક્રોધ ખેંચી લેવા માગતો નથી."

"ઓહ! હજુ તું બીજી પાંચ મિનિટ વાત કરી શકશે. મારા મારા ભલા રાલ્ફ!..." જનરલ ઍાલિફન્ટે કહ્યું.

"એટલા વખતમાં તારો ઘોડો પણ પાછો ટટાર થઇ જશે.જો અહિંથી નીધર હૉલ ફક્ત પા માઈલના છેટાપર છે અને તારો અશ્વ તને ત્યાં જોતજોતામાં લઇ જશે. બોલ, શા માટે તને આટલી બધી ઉતાવળથી લંડન મોકલવામાં આવ્યો હતો? હમણાં શું ધાંધલ ચાલી રહી છે?—"

"આહ! હું તે બરાબર જાણતો નથી. વળી હું જે સંદેશો લઈ જાઉં છું તે મારે કોઇને કહેવો જોઇએ નહિ. કારણકે, હવે અલ્પ સમયમાં જ હું બૅરોનેટની જમીન પરતું એક ઘર ખરીદવાનો છું. હમણાં હું મારા ભાઇ લ્યુક સાથે હૉલમાં રહું છું. આથી સર વિલિયમે મારાપર વિશ્વાસ મૂકી આ કામ મ્હને સોંપ્યું અને જો તે હું બરાબર બજાવું તો તે રાજી થશે એ નિઃસંદેહ છે......"

"હું એ બધું સમજું છું. પણ તું મને એ વાત કહેવાની ના પાડી શકશેજ નહિ. તું જે ઘર ખરીદવા માગે છે તેમાં સર વિલિયમ સાથે પૈસા સંબંધી કંઈ વાંધો પડ્યો છે? જો એવું હોય તો બોલી દે—તું જાણે છે. રાલ્ફ ગ્રીમસ્ટેડ! કે હું તારા તરફ લાગણી ધરાવું છું. મેંજ તારા મગજમાં એક ઘર ખરીદવાનો વિચાર પહેલ વહેલા જન્માવ્યો હતો અને વધુમાં જે પૈસાથી તું એ ઘર ખરીદી શકે એમ છે તે પણ મેં જ તને આપ્યા છે—"

"ખરૂં—જનરલ! અને હું તે ભૂલી ગયો નથી. તમે અજબ માણસ છો, હો! જનરલ! તમે મારી પાસે તમે ધારો તે કામ લઇ શકો છો. તમારા સિવાય મારા દીલમાંથી વાત કઢાવી જનાર હજુ બીજો કોઇ મેં જોયો નથી—"

"પણ તારા ઘરની કિમ્મતમાં શું વાંધો છે તે બોલને—"

"અરે! ફક્ત દસ પૌંડનો ફરક છે—સર વિલિયમ હું જે રકમ આપવા માગું તેથી દસ પૌંડ વધુ માગે છે. તમે જાણો છો કે તે સખત હૈયાનો માણસ છે અને કશાથી પીગળે એમ નથી. તેણે મને ઘણા દિવસથી ઉડાવનારો જવાબ આપ્યા કીધો છે. તેથી મેં ધાર્યું કે તેનું

આ કામ વફાદારીથી કરવાથી તે મારાપર રાજી થશે અને મારી પાસે દસ પાંડ માગશે નહિ—"

"આ લે દસપૌંડ—" ઑલીફન્ટે પોતાના ખીસામાંથી સોનાના સિક્કા કાઢી તે રાલ્ફ ગ્રીમસ્ટેડને આપી કહ્યું.

"આહ ! મહેરબાની ! ઉપકાર પર ઉપકાર !..." રાલ્ફ મનમાં ગણગણ્યો. તેની લાગણી જનરલ તરફ વધુને વધુ ઢળતી ગઈ. તે જનરલને સંબોધી બોલ્યો.

"આભાર થયો તમારો જનરલ ! તમારી ભેટ હું સ્વીકારૂં છું. હવે 'સર વિલિયમ જેવા કંજુસની મહેરબાની માગવાની મારે જરૂર નથી—"

"અને હવે તું જે કામે લંડન ગયો હતો તેની વાત કર—" જનરલે પૂછ્યું કારણ કે લૅારેન્સ અથવા રમ્બોલ્ડ કુટુંબ સંબંધી જ કંઇ નવી જાળ રચાતી હશે એવી તેને શંકા હતી. એ શંકા રાખવાના તેની પાસે મજબૂત કારણો હતાં. બુરખાપાર્ટી વેળાએ રાજાના કાનમાં જે ભેદી શબ્દો કહી રાજાને તેણે ચમકાવી માર્યો હતો તે ભેદ પરથી લૅારેન્સ અને રમ્બોલ્ડ સામે કંઈ કાવત્રાં રચાવાં જોઇએ એમ તે જાણી શક્યો હતો.

"તમે મારાપર જાદુ કર્યું હોય એમ લાગે છે, જનરલ ! મારે તમને એ વાત કહેવીજ પડશે એમ મને લાગે છે. પણ તમે રમ્બોલ્ડ કુટુંબના મિત્ર છો અને તમે કર્નલ રમ્બોલ્ડનું કરજ પણ ચૂકવ્યું હતું એટલે તમે કદાચ વચ્ચે પડો અને—"

"હું એવી રીતે વચ્ચે પડીશ કે તને કંઇ હાનિ ન થાય. હું તને ખાત્રીથી કહું છું કે તારો વાંકો વાળ પણ થશે નહિ. તને મારા પર વિશ્વાસ નથી ?—"

"છે-જનરલ ! મને તમારા વચનપર અંધ વિશ્વાસ છે. જો તમે મને સર વિલિયમના ક્રોધમાંથી બચાવી શકતા હો અને મને કંઇ હાનિ ન થતી હોય તો એ ગુપ્ત વાત તમને કહેવામાં મને કંઇ વાંધો નથી. ટુંકામાં મિસ રમ્બોલ્ડ અને એક વૃદ્ધ સ્ત્રી જે તેની માતા નથી-પણ—"

"ગમે તે હોય ? પણ તેમનું શું ?—"

રાલ્ફગ્રીમસ્ટેડે આજુબાજુ કોઈ સાંભળનાર નથી તેની ખાત્રી કરી ઘોડાપરથી નીચા વળી ધીમા સ્વરે કહ્યું.

"મિસ રમ્બોલ્ડ અને એક વૃદ્ધ સ્ત્રીને નીધર હૉલમાં કેદ કરવામાં આવી છે—"

"નીધર હૉલમાં કેદ પકડવામાં આવી છે, ખરૂ ?—" બેદરકારીથી ઑલિફન્ટે પૂછ્યું.

"હા—"

"ક્યારે ? શી રીતે ?"

"આજે બપોરે તેઓ રાઇહાક્સિથી થોડેક છેટે ફરતી હતી. સર વિલિયમે તેમની પાછળ જાસુસ રાખ્યા હતા અને તે જાસુસો તેમને હૉલમાં ઉપાડી લાવ્યા."

"અને મને લાગે છે કે એ કામમાં તેં પણ મદદ કરી હતી? ખરૂંને? ખોટું ના બોલતો! તારા ખાનગી કામકાજમાં માથું મારવાનો મને હક્ક નથી. જો તેં તેમનું હરણ કરવામાં તારો ફાયદો જોયો હોય તો દુનિયાની નજરે તેં કંઇ ખોટું કર્યું નથી."

"હા. સાહેબ! મેં એ કામમાં સહેજ મદદ કીધી હતી—"

"ઠીક. મેં એમ ધાર્યુંજ હતું; પણ એ બન્ને સ્ત્રીઓને શા માટે ઉપાડી જવામાં આવી છે ?—"

"આહ! જનરલ! એજ ઘોટાળામાં મને સમજ પડતી નથી. વળી મહારાજા શામાટે આવે છે તે પણ હું અટકળી શકતો નથી—"

"ઓહ! ત્યારે રાજા પણ આવે છે, એમ ?...તું હમણાં લંડનથી પાછો ફરે છે ?—"

"હા. હું સર વિલિયમનો પત્ર લઇ લંડન ગયો હતો. હું રાજાને તેમના ખાનગી ઓરડામાં એકલો મળ્યો. આહ! મારા જેવા માણસને મહારાજાને હાજરીમાં ઉભા રહેવાનું હોય એ કેવું મઝાનું ?—"

"ઘણું મઝાનું! ખરેખર!...રાલ્ફ! તારા ભલા મહારાજાએ તને શું કહ્યું ?—"

"તેણે મને નીધરહૉલમાં ત્વરિત વેગે જઇ તે પોતે સાડાનવ વાગે હૉલમાં આવશે એમ સર બ્રાન્ડને કહેવાની આજ્ઞા કરી. તેણે આ વાત કોઇપણ જીવતા માણસને કહેવાની મને સખત મના કરી છે. અને જનરલ! હું તમને તે કહી દઇ રાજાના હૂકમનો અનાદર કરૂં છું. સર વિલિયમ સિવાય આ વાત કોઇને પણ કહેવાની મને સખ્ત મના છે—

"કંઇ ફીકર નહિ, રાલ્ફ! પેલા દસ સોનાના સિક્કા તારા અંતઃકરણને શાંતિ આપશે. તને રાજાએ શું આપ્યું?—"

"એક પેની પણ નહિ. તેણે મારા વખાણ કરી કહ્યું કે હું વિશ્વાસપાત્ર માણસ છું અને મારૂં કામ પૂરૂં કર્યા પછી દારૂ પીવા માટે એક ગિની મને મળવી જોઇએ. તેણે ગજવામાં હાથ નાખ્યો અને બોલ્યો—" હસ્તારીની! મારી પાસે હમણાં એક ગિની પણ નથી—" આથી એક ગિનીને બદલે તેણે મારો વાંસો થાબડ્યો..."

"ઠીક. હવે હું તને વધુ ખોટી કરીશ નહિ. પણ એકજ સવાલ હું હવે તને પૂછીશ. આપણી વચ્ચે ટાવરમાં જે વાતચીત થઇ હતી અને જે વાત મેં તારા કાનમાં કહી હતી તે તેં સર વિલિયમ બ્રાન્ડને કહી છે?—"

"નહિ. નહિ. હું એક બોલ પણ બોલ્યો નથી—"

"પણ તારા ભાઈ લ્યુકને?—ખરૂં બોલજે હં—"

"લ્યુકની વાત જૂદી છે. મેં તેને એ બધું કહ્યું છે—"

"ત્યારે મારે તેની સાથે વાત કરવી પડશે. ગભરાતો ના! હું તેને કે તને જરાપણ નુકસાનમાં નાખવા માગતો નથી. પણ મારે તેને મળવાની જરૂર છે એમ મને લાગે છે અને તું જાણે છે કે હું જે કરવા માગું છું તે કર્યા વિના રહેતો નથી. આથી અહિંથી જઇને તારા ભાઇ લ્યુકને કહેજે કે તે મને નીધરહૅાલની પાસેના પીઠામાં એક કલાક પછી મળે. હું ત્યાં કંઇ નામ આપીશ નહિ પણ તેણે પીઠામાં જઇ જે માણસ તેને મળવા આવ્યો છે તે ક્યાં છે એમ પીઠાના માલિકને પૂછવું. બસ. હવે જા! પણ જોજે! લ્યુકને મારી પાસે મોકલવાનું ભૂલતો નહિ. નહિ તો "નીધરહૅાલ" માં તેને મળવા માટે મારે જવું પડશે—"

રાલ્ફ ગ્રીમસ્ટેડે ઑલિફન્ટની આજ્ઞા પ્રમાણે વર્તવાનું વચન આપ્યું અને પછી તેણે એડી મારી પોતાનો ઘોડો દોડાવી મૂક્યો. ઑલિફન્ટ જ્યાં તેનો ઘોડો ચરતો હતો ત્યાં ગયો અને તેના પર સ્વાર થઇ તે પણ ધીમે ધીમે "નીધરહૅાલ" તરફ ચાલ્યો.

"નીધરહૅાલ" ની ખાઇથી લગભગ સોવારને છેટે એક ન્હાનું દારૂનું પીઠું હતું. ત્યાં ઑલિફન્ટ ઘોડાપરથી ઉતર્યો. પોતાનો ઘોડો પીઠાના માલિકને સોંપી તે પીઠામાં દાખલ થયો અને પોતાને એક ખાનગી ઓરડો આપવાની વિનંતી કરી. ત્યાં ફક્ત એકજ ઓરડો

હતો અને તેમાં એ ત્રણ મજુરો દારૂ પીતા બેઠા હતા- આથી પીઠાવાળાએ ઑલિફન્ટને જણાવ્યું કે બેડ ચેમ્બર સિવાય બીજો ઓરડો તે તેને આપી શકે એમ નથી. આ વાત ઑલિફન્ટે માન્ય રાખી. તેને પીઠાવાળો એક ન્હાના ઓરડામાં લઇ ગયો કે જે સુવાના ઓરડા તરિકે વપરાતો હતો. ત્યાં જઇ ઑલિફન્ટે પીઠાવાળાને સારામાં સારો દારૂ લાવવાનો હુકમ કર્યો. નાના પીઠાનો માલિક આવો શ્રીમંત ગ્રાહક મળવાથી ઘણો રાજી થયો અને તેની આજ્ઞા પ્રમાણે "સારામાં સારો" દારૂ લેવા જતો હતો એટલામાં તેને રોકી ઑલિફન્ટે કહ્યું.

"મારે અહિં એક ખાનગી કામ છે અને તેથી તમારે નીચે જઈ કોઇપણ માણસને અમુક અમુક દેખાવનો માણસ તમારે ત્યાં છે એમ કહેવું નહિ. ડ્યુક ગ્રીમસ્ટેડ-સર વિલિયમ બ્રાન્ડનો બટલર એક ગૃહસ્થને મળવા માગે છે એમ તમને કહેશે. હું તેનેજ એકલાને મળવા માગું છું. તે આવે કે તરત તેને મારી પાસે લઇ આવજો અને એ બધી વાત છૂપી રાખજો–તમે મારી આજ્ઞા બરાબર પાળો તે માટે લો આ બદલો!—"

એમ કહી ઑલિફન્ટે તેના હાથમાં એક સોનાનો સિક્કો મૂક્યો. પીઠાવાળો તે લઇ છેક નીચો વળી નમ્યો અને પછી દારૂ લેવા ચાલ્યો ગયો. તે દારૂ લઇ પાછો આવ્યો અને તેણે તે દારૂ સારામાં સારો છે એવી જનરલને ખાત્રી આપી. પોતાનો પરોણો તે પસંદ કરે છે કે નહિ તે જોવા માટે એક બાજુ ઉભો રહ્યો. ઑલિફન્ટે તે દારૂ પીધો અને તે તેને તદ્દન બેસ્વાદ લાગ્યો છતાં પીઠાવાળાને રાજી કરવા અને તેને ત્યાંથી દૂર કરવા માટે તેણે તે દારૂ ઘણોજ સારો છે એમ કહ્યું.

જનરલ ઑલિફન્ટને ત્યાં આવ્યાને અરધો કલાક ન થયો એટલામાં દાદર પર કોઇના પગલાં સંભળાયા અને પીઠાંવાળો ડ્યુક ગ્રીમસ્ટેડને લઇ ઑલિફન્ટ પાસે આવ્યો. ઑલિફન્ટે ઇસારતથી પીઠાંવાળાને ચાલી જવાનું કહ્યું. તે ગયો. ડ્યુક જનરલને નમ્યો અને પછી ઑલિફન્ટને ધારી ધારીને જોવા લાગ્યો. તેના મનમાં કંઈ શંકા જન્મી હતી. તે ખરી હતી કે કેમ તેની ખાત્રી કરવા માટે તેણે પ્રયાસ કર્યો પણ જે મનુષ્યને તેણે પૂર્વે જોયો હતો તેજ જનરલ ઑલિફન્ટ હતો એમ તે માની શક્યો નહિ. ઑલિફન્ટ પણ તેની સ્હામે ઉભેલા ઠીંગણા મનુષ્યના વૃદ્ધ પણ લુચ્ચા વદનપર એક પલ જોઇ રહ્યો.

"બેસી જા, માસ્ટર ગ્રીમસ્ટેડ!..." જનરલ ઑલિફન્ટ એક સ્ટુલ તરફ આંગળી તાકી બોલ્યો. તે એક બીજા સ્ટુલપર બેઠો. એ બીજા સ્ટુલ સિવાય ત્યાં બીજું બેસવાનું સાધન નહતું. એક સ્વચ્છ પથારી બાજુમાં પડી હતી.

"આપણે થોડીક અગત્યની વાતચીત કરવાની છે. પણ તે પહેલાં આપણી વાત કોઇ સાંભળતું નથી તેની મને ખાત્રી કરી લેવા દે—"

ઑલિફન્ટ ઉભો થયો–બારણા પાસે ગયો અને ઓચિંતું બારણું ઉઘાડ્યું. ઓરડામાં એક ટેબલપર બળતા લૅમ્પના ઝાંખા પ્રકાશમાં ઑલિફન્ટે દાદરપર પીઠાંવાળાને ઉભેલો જોયો. તે તેની પાસે જઇ તેનો હાથ પકડી બોલ્યો.

"એક વાત કહું—"

"હું–હું બીજા હુકમની રાહ જોતો હતો સાહેબ!—" પીઠાવાળો આમ અચાનક પકડાઇ જવાથી ગુંચવાઇને બોલ્યો.

"શાહબાશ! તમે મારે માટે એટલી બધી કાળજી રાખો છો એ પ્રશંસાપાત્ર છે—પણ મારે તમને એક વાત જણાવવાની જરૂર છે. જુઓ, હું પેલા સ્ટુલ પર બેસવાનો છું એટલે બારણાની સ્હામે હું બેસીશ. આ પિસ્તોલ—" એમ કહી તેણે પીઠાવાળાના ગભરાટ વચ્ચે એક પિસ્તોલ બહાર કાઢી.

"આ પિસ્તોલમાં બે ગોળી ભરેલી છે અને મને બારણા તરફ ગોળી છોડવાની ટેવ છે. હું ફક્ત ગમ્મતને ખાતરજ એમ કરૂં છું, પણ તમારા ઓરડાના બારણા મજબૂત નથી તેથી બનવા જોગ છે કે તમે જો ત્યાં ઉભા હો તો તમને ગોળી લાગી પડે. સમજી ગયા?—"

"હા–હા–સાહેબ! બરાબર સમજી ગયો—" પગથી માથા સુધી ધ્રુજતો પીઠાવાળો બોલ્યો અને ઑલિફન્ટના હાથમાંની પિસ્તોલ જોઇ ડ્યુક ગ્રીમસ્ટેડ પણ સહેજ બ્હીધો.

"હવે નીચે જાઓ અને મારી આજ્ઞા પ્રમાણે તદ્દન ચૂપ રહેજો. મારી પિસ્તોલ સંબંધીની ખાસ ટેવ પણ ધ્યાનમાં રાખજો હં!—"

પીઠાવાળાને બીજીવાર કહેવું પડ્યું નહિ. તે તરતજ નીચે ચાલ્યો ગયો. પછી ઑલિફન્ટે ડ્યુકને કહ્યું.

"હવે આપણે નિરાંતે વાત કરી શકીશું."

"એવું અગત્યનું શું કામ છે, સાહેબ? મારે તમને જણાવવું જોઇએ કે મારો સમય કિંમતી છે—" વૃદ્ધ ડ્યુક જે હજુ પણ ભયભરી લાગણી અનુભવતો હતો તેણે પૂછ્યું.

"ખરી વાત છે. તમારો સમય કિમતી છે તેટલોજ મારો પણ છે. લ્યુક ગ્રીમસ્ટેડ! હું હમણાં તારી ખાત્રી કરી આપીશ કે કેટલીક વાત મારા જાણવામાં આવી છે..."

"હા. સાહેબ! હા. સાહેબ! મારા ભાઇએ મને બધું કહ્યું છે—" ગ્રીમસ્ટેડ હિમ્મત ખોઇ બોલ્યો.

"પણ જનરલ ઑલિફન્ટ! એ વાત તમારી જાણમાં શી રીતે આવી?—"

"કઇ? પેલી બે સ્ત્રીઓના હરણની? કે પેલી કમનસિબ વ્યક્તિ જે નીધરહૉલમાં વરસોથી કેદ પડી છે તેની?...એ વાત મારી જાણમાં કેમ આવી તે તારે જાણવાની જરૂર નથી મને સવાલ પૂછવાની તસ્દી ના લેતો. હું ખાત્રીપૂર્વક જાણું છું કે નીધરહૉલનો અમુક ભાગ વરસોથી બંધ રાખવામાં આવે છે અને તે બીલકુલ વપરાશમાં નથી એવી સામાન્ય માન્યતા છે–પણ—"

"આહ!—" ગ્રીમસ્ટેડે ઑલિફન્ટ તરફ એક વિચિત્ર નજર ફેંકી. પણ એ નજરમાં પણ ભય શમાયલો હતો.

"હા—" ઑલિફન્ટે આગળ ચલાવ્યું.

"એ ન વપરાતા ભાગમાં–એ બંધ જગ્યામાં એક કમનસિબ વ્યક્તિ રહે છે—"

"તમે મને એ ના પૂછો...પણ તમે કયા હક્કથી મને એ પૂછો છો?...જનરલ ઑલિફન્ટ! તમે એક સુપ્રસિદ્ધ યોદ્ધા છો એ હું જાણું છું. હું એ પણ જાણું છું કે તમે રાલ્ફ તરફ ઘણી ઉદારતા બતાવી છે; પણ તેથી તમારે મને આવા સવાલ પૂછવાની જરૂર નથી."

"લ્યુક ગ્રીમસ્ટેડ!—" ઑલિફન્ટ પોતાના સ્વરમાં વજ્ર જેવી કરડાકી લાવી બોલ્યો.

"મને એ સવાલ પૂછવાનો દરેક હક્ક છે. ઘણા અગત્યના ભેદો હું જાણું છું અને તેથી મને એ હક્ક છે. જો સાંભળ! લ્યુક! તું મારા હાથમાં છે. મારી આજ્ઞા પ્રમાણે તારે વર્તવુંજ પડશે. ના પાડવાની હિમ્મત કર અને આવતી કાલે તારે એક મૅજીસ્ટ્રેટ સમક્ષ હાજર થઇ આજથી પંદર વર્ષ પૂર્વે તેં જે ચોકસ માણસનું..."

"આહ! પ્રભુને ખાતર આવું ના બોલો–તમે શું કહો છો? તમે મારી પાસે શું માગો છો..."

"બે ચીજ–અને તે માટે આનાકાની કરવાની જરૂર નથી

કારણકે તે તારે કરવીજ પડશે. પ્રથમ તો એ કે મિસ રમ્બોલ્ડ અને એક વૃદ્ધ સ્ત્રી—જે તેની કોઈ સગી હોવી જોઇએ—તેને નીધરહૉલમાં શામાટે લાવવામાં આવી છે ?—"

"અરે ! પ્રભુ ! રાલ્ફે આ બધું તમને કહી દીધું હશે—" અત્યંત ગભરાટથી લ્યુક બોલ્યો.

"મને કોણે કહ્યું તેની સાથે તને કંઇ સંબંધ નથી. રાલ્ફને એ માટે ઠપકો દેતો નહિ...ચાલ, બોલ, મારા સવાલનો જવાબ આપ—"

"પણ એથી મારૂં સત્યાનાશ વળી જશે—મારા શેઠ સર વિલિયમ—"

"સબુર ! તારો નાશ મને એ વાત કહેવાથી થવાનો નથી પણ જો તું મને એ કહેવાની ના પાડશે તોજ થશે.—"

"અને મહારાજા ! મહારાજા આવે છે તે !...અરે ! પ્રભુ ! કેવી આફત ? કેવી મુસીબત ?—"

"બોલ—ભલા માણસ ! મને બધી વાત કહી દે. હું તમને બન્નેને સહીસલામત રાખીશ અને વધારામાં તમને એટલો બદલો આપીશ કે જેથી તમે સ્વતંત્ર રીતે તમારૂં જીવન ગાળી શકશો—"

"આહ ! ત્યારે સાહેબ ! મારે કહેવુંજ પડશે ! સાહેબ ! નીધરહૉલમાં આજે લગ્ન થવાનાં છે—"

"લગ્ન ! આહ ! સર વિલિયમ અને મિસ રમ્બોલ્ડના લગ્ન ખરૂં કની ?—"

"હા. સાહેબ ! પ્રભુ જાણે કેમ મને પ્રથમથીજ આ કામમાં વિઘ્ન નડશે એવો ભય લાગતો હતો."

"ખરી વાત. એવાં પાપી—નીચ અને જુલમી કૃત્યો પ્રભુ પાર પડવા દેતો જ નથી. જો સર વિલિયમ જેવા કપટીની કપટબાજીમાં તેને વિજય મળે તો પરમાત્મા ન્યાયી શી રીતે કહેવાય ? હવે જો લ્યુક ! નકામી હઠ ન કરતો કારણકે હું અડગ નિશ્ચયનો માણસ છું. હું જે કહું તે ત્હારે કરવુંજ પડશે. સાંભળ ! મને નીધરહૉલમાં જે કમનસિબ વ્યક્તિ પેલા બંધ ભાગમાં રહે છે તેની પાસે લઇ જા—" આ શબ્દો બોલતાં તો ઑલિફન્ટની આંખો અને સ્વરમાં અજબ સખ્તાઈ આવી.

વૃદ્ધ લ્યુક ઘણોજ ગભરાઈ ગયો અને જો તેના સ્ટુલની પાછળ દિવાલ નહોત તો નીચે ગબડી પડત.

"હિમ્મત રાખ. ડર નહિ. લ્યુક ! હું જે પગલું ભરૂં છું તેની

ગંભીર જોખમદારી હું સારી રીતે જાણું છું. હું પુનઃ વચન આપું છું કે તમને બન્ને ભાઇને હું કંઇપણ નુકસાન થવા દઇશ નહિ—"

"હું તમારે શરણે છું, સાહેબ ! તમારી એવીજ આજ્ઞા છે તો હું તેને શરણ થવા તૈયાર છું—"

લ્યુક ગ્રીમસ્ટેડ અને જનરલ ઑલિફન્ટ બન્ને સાથે તે પીઠામાંથી બહાર નીકળ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### 'નીધરહૉલનું' દેવળ.

લગભગ સવાદસ વાગ્યાને સુમારે ચાર ઘોડેસ્વારો "નીધરહૉલ" ના દરવાજા આગળ આવી ઉભા રહ્યા. તેઓમાંના આગલા બે લાંબા ઝભ્ભા અને નીચી હૅટમાં સજ્જ થયા હતા. તેમની પાછળના બેનો પોષાક કોઇ શ્રીમન્ત અને ઉમરાવી કુટુંબના નોકરો જેવો હતો. સર વિલિયમ બ્રાન્ડ પોતાના આ પરોણાઓના આગમનની રાહ જોતો "ગેટ વે" માંજ ઉભો હતો અને આગલા બે ઘોડેસ્વારો જેવા દૃષ્ટિએ પડયા કે તે બે મસાલચીઓ સાથે તેમને આવકાર આપવા દોડી ગયો.

"હા......શ......કેવી કંટાળાભરી મુસાફરી ?......" એક ઘોડેસ્વાર ઘોડાપરથી ઉતરતાં બોલ્યો અને તેને બેરૉનેટે તરતજ સ્વર પરથી પીછાની લીધો. તે ચાર્લ્સ પોતે હતો.

"હું નથી ધારતો કે મેં તમારા કાસદને કહેલા સમય કરતાં અમે વધુ મોડા થયા હોઇએ—"

"ફક્ત પાજ કલાક, મારા નામદાર!..." સર વિલિયમ બ્રાન્ડે અતિ નમ્રતાપૂર્વક કહ્યું. તેણે તે દરરોજ પહેરતો હતો તેના કરતાં આજે સારો પોષાક પહેર્યો હતો તે મશાલના અજવાળામાં માલુમ પડી આવતું.

"આ ઘોડાઓ તમારા તબેલામાં મોકલી દો—મારા બે નોકરોને બે જૂદા જૂદા ઓરડા આપી વિદાય કરો—અને મને જલદીતમારા દિવાનખાનામાં લઈ જાઓ. સત્તર અઢાર માઇલની આવી કંટાળા ભરી મુસાફરી પછી મગજને શાન્ત કરવા માટે ઉમદા શરાબની પ્યાલીઓ

ગળામાં રેહયા વિના મને ચેન પડે એમ નથી. જોઉં તો ખરો, સર વિલિયમ! 'નીધરહૅાલમાં' આજે મને કેવો શરાબ મળે છે!—' ડૅાક્ટર! આ આપણા માનવંતા યજમાન સર વિલિયમ બ્રાન્ડ—અને સર વિલિયમ! આ મ્હારા માનવંત ધર્મગુરૂ ડૅાક્ટર ડારટન!—" રાજાએ સર બ્રાન્ડ અને શરાબમસ્ત ધર્મગુરૂની ઓળખાણ કરાવી.

રાલ્ફ ગ્રીમસ્ટેડ અને બીજા બે ત્રણ નોકરો રાજાના તથા તેના સાથીઓના ઘોડાઓ લઈ તબેલા તરફ ગયા. એક મશાલચી રાજાના બે નોકરોને તેમના ઓરડામાં લઈ ગયો અને સર વિલિયમ બ્રાન્ડ ચાર્લ્સ તથા ડૅાક્ટર ડારટનને નીધરહૅાલના એક ભવ્ય ઓરડામાં લઇ આવ્યો. તેમાંનું ફરનીચર બરાબર પૅાલિશ કરવામાં આવ્યું હતું. કાળા પરદાઓ પરની ધુળ સાફ કરવામાં આવી હતી. રૂપાની શામદાનીઓમાં બળતી મીણબત્તીના પ્રકાશથી ઓરડો પ્રકાશિત થતો હતો અને મધ્યભાગમાં ગોઠવેલા ટેબલપર મિષ્ટાન્ન તથા ઉત્તમ શરાબની બાટલીઓ પડી હતી. બૅરોનેટે રાજાને બેસવા એક ખુરશી મૂકી અને તેનો ઝભ્ભો તથા હૅટ બાજુએ મૂકી. પછી તેણે સ્વાદિષ્ટ ફ્રેન્ચ દારૂની પ્યાલી ભરી ઘુંટણીએ પડી તે રાજાની સ્હામે ધરી જે લઈ રાજાએ તેને ઉભા થવાની ઇસારત કરી.

એ સમયમાં ડૅાક્ટર ડારટને પણ પોતાનો ઝભ્ભો અને હૅટ ઉતારી બાજુએ મૂક્યા. તે ટૂંકો પણ સશક્ત હતો. તેનું વદન કંઇક લાલ અને ખીલવાળું હતું. તેની આંખો પાણી જેવી ચળકતી હતી અને નાકપરથી તે દારૂનો આશક હશે એમ પૂરવાર થતું હતું. તેના દેખાવપરથીજ તે કોઇ નીચ કુળનો હશે એમ લાગતું. તેણે તે સમયના પ્રોટેસ્ટંટ ધર્મગુરૂઓ જેવો પોષાક પહેર્યો હતો પણ તેના દેખાવ પરથી ધર્મગુરૂ કરતાં તે કોઇ પીઠાંમાં દારૂ પી લથડિયાં ખાતા દારૂડિયા જેવો વધુ લાગતો. તે ધર્મગુરૂ કહેવાતો—તેનું કર્ત્તવ્ય પવિત્ર અને ગંભીર જોખમદારીવાળું હતું. પણ તેના કર્ત્તવ્યની પવિત્રતા કે અપવિત્રતાની તેને દરકાર ન્હોતી. તે વખત જોઇને વાત કરનારો, સ્વાર્થી અને અસ્થિર મનનો હતો. તે પોતાના સ્વાર્થ માટે પ્રોટસ્ટંટ થયો હતો. અને સ્વાર્થ માટે કૅથૅાલીક અને કૅથોલીક થયા પછી પુનઃ પ્રોટેસ્ટંટ થઇ જતાં એના અંતઃકરણને જરા પણ ક્ચવાટ થાય એમ ન હતું. બાહ્ય દૃષ્ટિએ તે સમયની ઈંગ્લંડની પ્રજાના મ્હોટા ભાગની માન્યતા પ્રમાણે ચાર્લ્સને પ્રોટેસ્ટંટ ધર્મગુરૂ રાખવાની જરૂર હતી.

અને ડૅાકટર ડારટન ચાર્લ્સને જેવો જોઇએ તેવોજ ધર્મગુરૂ હતો. ચાર્લ્સના વિલાસી સ્વભાવને રૂચે એવા આ ધર્મગુરૂ મહાશય હતા. જ્યારે ચાર્લ્સ ડારટન સાથે બંદગી કરવા બેઠો છે એવું બધા માનતા ત્યારે ડારટન અને ચાર્લ્સ હસતા–વાતો કરતા–અને શરાબની પ્યાલીઓ ખાલી કરી આનન્દ મેળવતા.

" ડારટન—" સર વિલિયમે આપેલી દારૂની પ્યાલી ખાલી કરી ચાર્લ્સ બોલ્યો.

" મને લાગે છે કે તમે શરાબ પીવા માટે અધીરા થઇ રહ્યા છો. લો આ બરગન્ડી ચાખી જુઓ–નહિ–બ્રાન્ડ! તમારે ડૅાકટરની પ્યાલી ભરી આપવાની જરૂર નથી કારણકે ડૅાકટર પોતેજ પોતાની પ્યાલી સારી રીતે ભરી શકે છે—"

આ વાત ખરી હતી. ડૅાકટર ડારટનને કહેવું પડે એમ હતું જ નહિ. તેણે તરતજ એક પ્યાલું છલાછલ શરાબથી ભર્યું અને સ્હેજ પણ અટકયા વિના તે તે ગટગટાવી ગયો.

" આપ નામદાર શરાબના અચ્છા પરિક્ષક છો—" દારૂનું પ્યાલું ગટગટાવી ગયા પછી ખુશાલીમાં આવી ડારટન બોલ્યો.

" હું આ બરગન્ડીનો સ્વાદ અને સુગંધ પસંદ કરૂં છું. પણ એક બીજી પ્યાલી પીધા વિના સારા દારૂની બરાબર પરિક્ષા થઈ શકતી નથી—" એમ કહી તેણે પુનઃ બીજું પ્યાલું ભર્યું અને તે ગળામાં રેડી દીધા પછી હા...શ કરી ઘોઘરા અવાજે બોલ્યો.

" હા–આ ખરેખર સારો દારૂ છે. પણ ત્રીજી પ્યાલીથી એ અભિપ્રાય ખરોજ છે એવી મારી ખાત્રી થઇ જશે—"

તરતજ તેણે ત્રીજી પ્યાલી ખતમ કરી અને આનંદી મુખે પણ શરાબની લહેરથી લથડતે સ્વરે કહ્યું.

" હું ખાત્રીપૂર્વક અને અક્કલ હુશિયારીથી એક ગૃહસ્થ અને સાચા ખ્રિસ્તિ તરીકે નીધરહૅાલનો શરાબ ઉમદા છે એમ જાહેર કરૂં છું—"

આ શબ્દો સાંભળતાં જ રાજા મ્હોટેથી હસી પડયો. પછી તે બોલ્યો.

" ત્યારે બ્રાન્ડ! રૂથ તમારા કબજામાં છે ખરૂં?—"

" હા. મ્હારા નામવર!—"

"ત્યારે ઉતાવળ કરો. આજેજ રાત્રે હું પાછો લંડન જવા માગું

છું. ડૉકટર મ્હારી સાથે તેમને પાછું આજને આજ લંડન જવું પડે તેથી નારાજ છે. માટે તેમને માટે રહેવાની ગોઠવણ કરજો—"

"ખુશીથી. પણ નામદાર! આપ નામદારને માટે એક ઓરડો તૈયાર રાખવામાં આવ્યો છે અને આપ જો આજની રાત અહિં ગાળશો તો હું મને મોટું માન મળેલું માનીશ—"

"નહિ—મહેલમાં બધા શું ધારશે?—" રાજા બોલ્યો.

"નહિ એ અસમ્ભવિત છે. હું મારા વચન પ્રમાણે તમારા લગ્ન સમયે હાજર રહીશ અને પછી તરત ચાલ્યો જઇશ. મને ડબલ મુસાફરી કરવી પડશે તેની મને ચિન્તા નથી કારણ કે તમે જાણો છો બ્રાન્ડ! કે ભૂતકાલમાં મેં એના કરતાં પણ કંટાળા ભરી મુસાફરી કરી છે..." ઑલિવર ક્રૉમવેલના ઉન્નતકાલમાં તેને ન્હાસા ન્હાસ કરવી પડી હતી તે વિષે રાજાએ ઇસારો કર્યો.

"પણ હવે જલદી કરો—દેવળમાં ચાલો—"

"જેવી આપ નામદારની ઇચ્છા!—" સર વિલિયમ બોલ્યો.

"ડારટન!—" રાજાએ જરા મ્હોટે સ્વરે કહ્યું.

"આ તમારૂ પાંચમું પ્યાલું છે. લગ્નક્રિયા પૂરી થાય ત્યાં સૂધી હવે ડાહ્યા થઇ જાઓ; નહિતો લગ્ન ક્રિયા કરવાને બદલે તમારે કબ્રસ્તાનમાં જવું પડશે.....માટે બંધ કરો હવે—"

ડારટને કમને આ હુકમને માન આપ્યું.

"ને...બ્રાન્ડ! એ છોકરીનો મિજાજ કેમ છે? તે કેદ પકડાયા પછી કંઇ બકે છે કે!—"

"અરે! મારા નામદાર! તેને અહિં લાવવામાં આવી કે તરતજ હું તેની પાસે ગયો. તેણે મારી સાથે એવા ક્રોધથી—એવા દમામથી વાત કરી કે હું તો ડરી જ ગયો. હું ખરૂં કહું છું નામદાર! એ એના બાપ જેવીજ હઠીલી છે. મેં તેને બકવાજ દીધી—"

'ઘણુંજ સારૂં. બધી સ્ત્રીઓ બકબકારો કરી શાન્ત થઈ જાય છે. એમ જ એ જાત ઠેકાણે આવે છે. વારૂ, પછી?—"

"મેં તેને જણાવ્યું કે તે મારી પત્નિ થાય એવી આપ નામદારની ઇચ્છા છે અને મેં તેને આપ નામદાર લગ્નક્રિયા વખતે હાજર થશો એવી પણ ખાત્રી આપી....."

"ખરેખર, આવું માન તેને મળશે એ સાંભળી તે ખુશી થઈ

હશે. ” ડૅાકટરે ડારટન દારૂની પ્યાલીઓ પર અતૃપ્ત નજર ફેંકતો બોલ્યો.

“ મિસ રમ્બોલ્ડ ફક્ત એટલું જ બોલી કે ‘ ઠીક છે ’......” સર વિલિયમે કહ્યું.

“ અને ત્યાર પછી તે કંઈક શાન્ત થઈ. મેં તેને મનાવવાને—તેનું મન મારા તરફ આકર્ષવાને આભ અવનિ એક કરી નાંખ્યાં. મેં તેને મારા માનવંત નામની યાદ આપી—મારી લક્ષ્મી તેની સેવામાં અર્પણ કરી તેના પિતાને પણ હું ન્યાલ કરી નાખીશ એવી લાલચ આપી. મેં ભાર મૂકીને તેના મનપર ઠસાવવાનો પ્રયાસ કર્યો કે મારા તેની સાથેના લગ્નથી નામદાર મહારાજા ઘણા જ રાજી થશે અને—”

“ તમે તમારો ભાગ મઝાની રીતે ભજવ્યો છે—” રાજા હસીને બોલ્યો.

“ મને લાગે છે કે તેણી મને કરૂણ વિનંતી કરવા માગે છે. પણ મારો નિશ્ચય અડગ છે. હવે ડારટન! બધા કાગળો તમારી પાસે છે કે? ખાસ પરવાનો—લગ્નનું સરટીફીકેટ—”

“ બધું તૈયાર છે, નામદાર?—” પોતાના એક ગજવામાંથી એક કાગળોનું બંડલ ખેંચી કાઢી ડારટન બોલ્યો અને પછી જે કાગળોની જરૂર હતી તે તેણે ટેબલપર મૂક્યાં.

“ પેલા કાગળોમાં ચૂકવ્યા વગરના લોકોના બીલ છે કે—” રાજાએ હસતા હસતા પૂછ્યું.

“ મારૂં પવિત્ર કર્તવ્ય જુઠું બોલવાની મને મના કરે છે. હું કદિ પણ જુઠું બોલતો જ નથી.........” તે લુચ્ચો ધર્મગુરૂ બોલ્યો.

“ ઠીક—ઠીક-ચાલો, હવે દેવળમાં ચાલો—બધું તૈયાર છે તોપછી ઢીલ કરવાની જરૂર નથી........હં—પણ કન્યા તરફની સ્ત્રીનું કામ કોણ કરશે?—”

“ મારા કારભારીની પત્નિ સિવાય એ કામ કરી શકે એવી બીજી કોઇ સ્ત્રી નથી. આપ નામદાર જાણો છો કે આ કામ તદ્દન ખાનગી છે—” સર બ્રાન્ડ બોલ્યો.

“ હા. તદ્દન ખાનગી! તમારા કારભારીની પત્નિ તમારી વિશ્વાસુ છે?—”

" હા. નામદાર ! પણ તેણી ચાલશે કે—"

" ચાલશે ? શામાટે નહિ ? તેણી એ કામ ખુશીથી કરી શકશે. સર બ્રાન્ડ ! રૂથ પર લગ્નક્રિયા બંધનકર્તા છે; નહિ કે ત્યાં હાજર રહેનારાઓ. એકવાર કાયદેસર લગ્ન થયા પછી એ છોકરી શું કે ચાં કરી શકશે નહિ. પણ ચાલો હવે—"

સર વિલિયમ બ્રાન્ડે બે મિણબત્તીઓ હાથમાં લીધી અને એક ઓરડામાં તે રાજાને તથા ડારટનને લઇ ગયો કે જે અગાઉના વખતમાં દેવળ તરિકે વપરાતો હતો. તે હમણાં સાફ કરવામાં આવ્યો હતો અને ત્યાં જોઇતી સામગ્રી હતી. દરેક કૅથોલીક નિશાની ત્યાંથી દૂર કરવામાં આવી હતી કારણકે લગ્નક્રિયા પ્રોટેસ્ટંટ મત પ્રમાણે થવાની હતી. કૅથોલિક યજ્ઞકુંડને બદલે પ્રોટેસ્ટંટ વ્યવસ્થા કરવામાં આવી હતી. એક ટેબલની સામે કેટલીક ખુરશીઓ મૂકી હતી. બતીઓ તો ક્યારની અહિંયાં સળગાવવામાં આવી હતી અને તેના પ્રકાશમાં સઘળે ઝગઝગાટ થઇ રહ્યો હતો.

" કન્યા ક્યાં છે ?–" આજુબાજુ નજર ફેંકી ચાર્લ્સ બોલ્યો.

" મિસીસ ગ્રીમસ્ટેડ હમણાંજ તેણીને લઇ અત્રે આવશે, નામદાર ! મેં તેણીને ઘટતી સૂચના આગળથી આપેલી છે—"

ડૉકટર ડારટને ધર્મગુરૂનો ઝભ્ભો ચ્હડાવી દીધો, અને આંખો પર ચશ્મા ચઢાવ્યા. પછી તેણે પ્રાર્થનાનું પુસ્તક ઉઘાડ્યું અને લગ્નક્રિયા કરવા માટે તૈયાર થઇ ગયો. સર વિલિયમના હૃદયમાં ગમે તેવી લાગણીઓ તોફાન કરતી હશે. પણ બાહ્યદૃષ્ટિએ તે શાન્ત દેખાતો નીચું મ્હો કરી ઉભો હતો: જ્યારે સૌન્દર્ય લુબ્ધ ચાર્લ્સ રૂથ કેવીક સુન્દર છે તે જોવા માટે દેવળના પ્રવેશદ્વાર તરફ દૃષ્ટિ સ્થિર કરી રહ્યો હતો.

બારણું ઉઘડ્યું અને મિસિસ ગ્રીમસ્ટેડ–એક વૃદ્ધ સ્ત્રી જે આ પ્રસંગ માટે ઉત્તમ વસ્ત્રમાં સજ્જ થઈ હતી તે રૂથ રમ્બોલ્ડને લઈ અંદર આવી. યુવાન રૂથ પોતાના ફરવાના જ પોષાકમાં હતી. ફક્ત તેની હૅટ અને ઝભ્ભો તેણે કાઢી નાંખ્યાં હતાં. તેનું વદન ઘણુંજ ફીક્કું પડી ગયું :હતું. પણ તેના મુખપર પવિત્રતા સાથે અડગ નિશ્ચિતતા છવાઈ હતી. તે હજુ બેશુદ્ધ થઇ ન્હોતી પણ તેના વદન પર ગંભીર નિરાશા છવાયલી જણાતી હતી. તેની સ્થિતિ ઘણીજ દયાજનક હતી. તે નિરાધાર હતી અને એ અસહાય બાલાપર થતો

જૂલમ નજરે નીહાળવા ઇંગ્લંડનો સ્વામી ત્યાં હાજર થયો હતો. તેને જોઇ ચાર્લ્સ ઘણોજ તાજુબ થયો–ચમક્યો–અસ્થિર થયો. તેની સુંદરતા આવા દુઃખી સમયે પણ બગડી ગઈ ન્હોતી. શોક અને નિરાશાને લીધે છવાયલી ફીકાશને લીધે કે કોણ જાણે અન્ય કારણથી રાજાને તે અતિશય સુન્દર લાગી. જો એ બાલા આનંદમાં હોય તો એના ફીક્કા ગાલપર કેવી જાદુઈ સુરખી હોય તે રાજા કલ્પી શક્યો.

રૂથ ગમે તેવી કરૂણ વિનંતી કરે તો તે પર લક્ષ ન આપવાનો રાક્ષસી નિશ્ચય કરી ચાર્લ્સ તેના તરફ ગયો અને નજીક આવતાં મિસીસ ગ્રીમસ્ટેડે રૂથના કાનમાં કહ્યું.

“ આ આપણા રાજકર્ત્તા છે—”

રૂથે પૂર્વે કદિ પણ રાજાને જોયો ન્હોતો અને તે સમયની તેની કલાહીન છબી તેણે જોઇ હતી પણ તે પરથી રાજાને ઓળખી શકાય એમ ન હતું. તરત જ તે ઘુંટણીએ પડી કરૂણ સ્વરે બોલી:

“ સાહેબ! મ્હારી ખાત્રી છે–મને આશા છે કે આપ નામદારને મારી લાગણી વિષે છેતરવામાં આવ્યા છે અને તેથી જ આપ અત્રે પધાર્યા છો...હું આ લગ્નની વિરૂદ્ધ છું—”

“ ઉભી થા, કુમારિકા !......” બની શકતા દમામ અને વિનયથી રાજા બોલ્યો.

“ ઉભી થા......” રાજાએ તેનો હાથ પકડી તેને ઉભા કરી.

“ મારી પ્રજાના પિતા તરિકે હું તેમના સુખ પર ધ્યાન આપવાને બંધાયલો છું અને તેથી જ હું તને એવો પતિ આપવા માગું છું કે જે તને સુખી બનાવશે—”

“ મહારાજ !......” રૂથ કંઇક નિરાશ થઈ પણ તે નિશ્ચીત સ્વરે બોલી. તેનું વદન વધુ ફીક્કું પડ્યું. તે મોત જેવી ફીક્કી પડી. છતાં એનો નિશ્ચય અડગ રહ્યો. એ નિશ્ચય તોડાવવાની શક્તિ હજુ પૃથ્વીમાં જન્મી જ નથી.

“ જે પતિએ જોરજૂલમ વાપરી મને મારા માતા–પિતા પાસેથી અહિં આણી એવા પતિનો હાથ હું કાલાન્તરે પણ સ્વીકારીશ નહિ. નહિ, મહારાજા! આ કંઇ સારું નથી–બચ્ચાંઓની રમત નથી. પણ ચીરકાલીન્ બંધનમાં નાખતી પવિત્ર લગ્ન ક્રિયા છે. જ્યાં મારા માતા પિતા પોતાની સંમતિ દર્શાવી મને આશિષ આપવા હાજર નથી ત્યાં મારા લગ્ન થાય એ તદ્દન અસમ્ભવિત છે—”

"પણ હું–તારો રાજા તારા પિતા તરિકે અહિં ઉભો છું–નહિ –તારા પિતા કરતાં પણ તારા પર મારી વધુ સત્તા છે. હું તને સર વિલિયમ બ્રાન્ડની પત્નિ બનવાની આજ્ઞા કરૂં છું—"

"નહિ. તે નહિ બનશે. સાહેબ!" રૂથ પ્રખર સ્વરે બોલી. રાજાનો નિશ્ચય તેની વિરૂદ્ધ જવાથી તેની હિમ્મત હવે ખૂટવા આવી હતી.

"આહ! છોકરી! આવા શબ્દો મારી આગળ!......" રાજા ગુસ્સાથી–અભિમાનથી બોલ્યો.

"પણ કંઈ નહિ. ચાલ આવ–યજ્ઞકુંડ આગળ ચાલ–તને ખબર છે કે આવું માન મારી પ્રજાને હજુ સુધી મળ્યું નથી. એ વિષેની હવે પછી વાત કરતાં તું મગરૂર થશે. હું ખાત્રી આપું છું કે તારા પતિ પર હમણાં તે જે ખિતાબો ધરાવે છે તેના કરતાં ઉચ્ચ ખિતાબોનો વરસાદ વરસાવવામાં આવશે અને તેના ઉદય સાથે તારો પણ ઉદય થશે—"

"નામદાર!......" ભય–કિંચિત ભય જે રૂથના હૃદયમાં જનમ્યો હતો તે દૂર કરી તે પોતાના સ્વરમાં ભયાનકતા લાવી બોલી.

"તમે આ જૂલમ–એક નિર્દોષ અસહાય બાલા પર થતો જૂલમ શું નજરે જોઈ રહેશો? મહારાજા! શું તમે આ અન્યાય–આ જૂલમ ચાલવા દેશો?..."

"તારે મારી મરજીને તાબે થવું જ પડશે......" કહી રાજાએ ગુસ્સાથી રૂથનો કમલદાંડી જેવો કોમલ હાથ પકડ્યો અને તે તેને યજ્ઞકુંડ પાસે લઇ જવા લાગ્યો.

રૂથ સાહસિક બની. તેણે જુસ્સાથી પોતાનો હાથ રાજાના હાથમાંથી છોડાવ્યો અને ન્હાસી જવા માટે બારણા તરફ ફરી. પણ તે બંધ હતું. તેણી ત્યાં જઇ તે ઉઘાડવાનો વ્યર્થ પ્રયાસ કરવા લાગી; પણ તેમાં તેને નિરાશા મળી.

"મારા નામદાર!—" તે રાજા પાસે પાછી આવી પ્રખર સ્વરે બોલી.

"સાંભળો–હા–મારૂં કહેવું સાંભળી લો–હું તમને તે સાંભળવાની અરજ કરૂં છું. હું આ સ્થળે શાંતિથી અને રાજીખુશીથી આવી તેથી તમે એમ ન ધારતા કે હું આ બલાત્કારને શરણ થઇશ–નહિ. હું તમને વિનંતી કરવા આવી હતી. જેણે મારૂં જોર જૂલમથી હરણ

કરાવ્યું-જેણે મને કેદખાનામાં રાખી-જેણે એક બદમાસ જેવું નીચ વર્તન ચલાવ્યું તેના ગુન્હાની તમને ખબર આપવા અને ન્યાય માગવા હું તમારી પાસે આવી હતી. હું ન્યાય માગું છું અને તમે ન્યાય આપવાને બંધાયલા છો......"

"હઠીલી બાળા! આ બધું વ્યર્થ છે-એથી તને કિંચિત્ પણ ફાયદો થાય એમ નથી. મારો નિશ્ચય અડગ છે. તારે સર વિલિયમ બ્રાન્ડને પરણવું જ પડશે. હા-તારે તેની પત્નિ થવું જ પડશે. આ જો! તું આ પવિત્ર જગ્યામાં છે-ખાસ પરવાનો પણ લેવામાં આવ્યો છે-લગ્નની સરટીફીકેટ પણ તૈયાર છે-અને યજ્ઞકુંડ આગળ ધર્મગુરૂ ઉભા છે કે જે પ્રોટેસ્ટંટ મતાનુસાર તને સર બ્રાન્ડની પત્નિ તરિકે જાહેર કરશે. એમાંથી બચવું હવે અશક્ય છે. તારાથી શાન્ત રહી શકાય તો રહે-નહિ તો બેભાન અથવા ભાનમાં-બૂમ બરાડા પાડતાં અથવા ગમે તે સ્થિતિમાં લગ્નક્રિયા કરવામાં આવશે. હું-તારો રાજા-ઇંગ્લંડનો માલિક તે નજરે જોશે-તે એ લગ્નક્રિયાનો સાક્ષી થશે અને પછી અહિંથી છૂટીને તું લોકોને ગમે તે કહેશે તો પણ એ લગ્ન કાયદેસર નથી એમ કહેવાની હિમ્મત કોની ચાલશે? ડૅાક્ટર ડારટન, શરૂ કરો—"

આ શબ્દો બોલી રાજાએ તેનો એક હાથ પુનઃ પકડ્યો અને મિસીસ ગ્રિમસ્ટેડે બીજો હાથ ધર્યો. રૂથની બધી હિમ્મત રાજાના છેલ્લા ભાષણ પછી ખૂટી ગઇ-તે બેભાન થતી હોય તેવી જણાઇ-તેને યજ્ઞવેદી આગળ ખેંચી જવામાં આવી અને તે જ સમયે ડૅાક્ટર ડારટને લગ્નના મંત્રોચ્ચારનો પ્રારંભ કર્યો. સર વિલિયમ બ્રાન્ડે પોતાના ખીસ્સામાંથી લગ્નની વીંટી કાઢી જે તે રૂથને પહેરાવવા લઇ આવ્યો હતો.

રૂથ બેભાન થવાની અણીપર હતીઃ પણ તેના અંતરમાં કંઇ વિચિત્ર પ્રેરણા થઇ. તે જીવપર આવી અને તેણે એક ભયંકર આંચકો મારી રાજાના તથા મિસીસ ગ્રિમસ્ટેડના હાથમાંથી પોતાની દેહ છોડાવી. તે પ્રખર સ્વરે બોલી.

"બંધ કરો-હું તમને એ ક્રિયા બંધ કરવાની વિનંતી કરૂં છું. હું આ લગ્નમાં સંમત નથી. ઓ સર્વશક્તિમાન પ્રભુ! તું મને આ સમયે આ પાપીનાં જૂલમમાંથી બચાવી લે. ઓ પિતા! શું તારા પવિત્ર બાલકો પર જગતમાં આવો નીચ જૂલમ ગુજરે તે તું સહન કરશે?—"

"નહિ—" દેવળમાં એક પ્રબલ સ્વરની ગર્જના થઈ. એજ પળે બારણાં ઉઘડી ગયાં અને જનરલ ઑલિફન્ટ ત્યાં હાજર થયો.

એ જ પલે એક વ્યક્તિ—એક સ્ત્રી—કાળો ઝભ્ભો પહેરી અંદર આવી. તે ફીક્કી—મોત જેવી ફીક્કી—જાણે કબરમાંથી પાછી આવી હોય તેવી લાગતી હતી. તેની આંખો ઉંડી ઉતરી ગયલી હતી પણ હમણાં એ આંખમાંથી ઉશ્કેરાટના આવેશમાં પ્રચંડ અગ્નિ ખરતો હતો. તેણી કોઇ બીજી દુનિયાની નિવાસી હોય તેમ આમતેમ જોતી હતી.

"આનો અર્થ શું ?—" રાજા જે ઑલિફન્ટની ગર્જનાથી કંઇક દબાઈ ગયો હતો તે અભિમાનથી, પોતાનો ખરો મનોભાવ છૂપાવી, ગુસ્સાથી બોલ્યો.

"આહ ! તમને પ્રભુએ જ મને બચાવવા મોકલ્યા છે......" અવર્ણિય આનન્દના આવેશમાં ઑલિફન્ટ પાસે જઈ રૂથ બોલી.

"આ લગ્ન કરવાની હું મના કરૂં છું–" પેલી હાડપિંજર જેવી સ્ત્રી યજ્ઞવેદી પાસે જઇ બોલી.

"હું આ સામે સખત વાંધો ઉઠાવું છું—આ માણસ પરણેલો છે અને હું તેની પત્નિ છું—"

અને જેવો તેણે પોતાનો માંસરહિત હાથ સર વિલિયમ તરફ લાંબો કર્યો કે તે નીચ બૅરોનેટ હાંફ્લો ફાંફ્લો બની ગયો. તેનું પાપ પ્રકાશમાં આવવાથી તેનું મુખ કાળું પડી ગયું.

રાજા તો આ જોઇને આભોજ બની ગયો. ડૉક્ટર ડારટને પ્રાર્થના પુસ્તક બંધ કર્યું. મિસીસ ગ્રીમસ્ટેડે લેડી બ્રાન્ડને જોઇ ભયથી એક ધીમી ચીસ પાડી હતી; તે જ પલે એક બીજી સ્ત્રી ત્યાં ધસી આવીને બોલી:

"રૂથ—વ્હાલી રૂથ! તું ક્યાં છે ?—"

તેણીને ઑલીફન્ટે પડતી પડતી બચાવી કારણ કે તે રૂથને જોઈ અર્ધઘેલી થઈ ગઈ હતી. હેન્રીએટ્ટા રમ્બોલ્ડે પછી આજુબાજુ નજર ફેરવી અને જેવી તેણીની નજર રાજા પર પડી કે તેના મુખમાંથી એક ચીસ બહાર પડી.

"આહ ! આ તો તે જ—તે જ—જ્યોર્જ ફીટ્ઝવીલીયમ—"

આટલા જ શબ્દો તે બોલી શકી અને તે જ પલે તે બેભાન થઇ જમીનપર તૂટી પડી.

# પ્રકરણ ૧૨ મું.

## ઑલિફન્ટ અને ચાર્લ્સ.

'નીધર હૉલ'ના દેવળમાં જાણે અત્યારે નાટક ભજવાતો હોય તેવો દેખાવ થઇ રહ્યો. અજાયબી, ભય, આનન્દ, ધિક્કાર આદિ લાગણી ભિન્ન ભિન્ન વ્યક્તિઓના હૃદયોમાં ઉછળતી હતી. સર વિલિયમ બ્રાન્ડ પોતાની પંદર વર્ષની કેદમાં સબડતી પત્નિને આ સ્થળે અચાનક–અણધારી આવી પડેલી જોઇ શબવત જ થઇ ગયો. આમ કેમ થયું હશે તેની એને સમજ પડી નહિ. એનું પાપી હૃદય એને ડંખ્યું. એની નીચ ધારણા ધૂળમાં મળી અને રૂથ જૂલમી લગ્નના બંધન-માંથી મુક્ત થઇ. ડૉક્ટર ડારટન પોતાનું પુસ્તક બંધ કરી પોતે જે જોયું તે સત્ય છે કે દારૂની લહેરમાં તેને લાલપીળું દેખાય છે તે પોતાના મનને પૂછવા લાગ્યો. ભય અને ગભરાટથી ત્યાં રહેવું કે ન્હાસી જવું એવો વિચાર કરતી મિસિસ ગ્રીમસ્ટેડ બારણા તરફ દોડી. લેડી બ્રાન્ડ અને રૂથ હેન્રીએટ્ટાને જમીન પર બેભાન થઇ તૂટી પડેલી જોઈ તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયાસ કરવા મંડી. રાજા પોતાને હેન્રી-એટ્ટા રમ્બોલ્ડના વિશ્વાસઘાતક પ્રેમી જ્યોર્જ ફીટ્ઝ વિલિયમ તરિકે જાહેર કરવામાં આવ્યો તે વખતે એકદમ ડઘાઈ ગયોઃ પણ તેણે તરત જ પોતાની લાગણી પર કાબુ મેળવ્યો અને જનરલ ઑલિફન્ટ પાસે જઇ બોલ્યો.

"તમે શા માટે આ પગલું ભર્યું ?—"

"નામદાર!......" તે બહાદુર યોદ્ધા ગંભીર સ્વરે દમા-મથી બોલ્યો.

"આપની જૂલમી બાજી આમ ધૂળમાં મળી તે માટે હું જોખમદાર નથી. હું અહિં ઘણાં વર્ષોથી સર વિલિયમ બ્રાન્ડે દયાહીન રીતે કેદ કરેલી તેની કમનસિબ પત્નિને કંગાલ કારાગૃહમાંથી મુક્ત કરવા અને મિસ રૂથ તથા હેન્રીએટ્ટાને દગાબાજીથી ઉંચકી જવામાં આવી હતી તેમને બચાવવા આવ્યો હતો. લેડી બ્રાન્ડને મુક્ત કર્યા પછી જેઓ મારી આજ્ઞા માનતા હતા તેમને મેં હેન્રીએટ્ટાને મુક્ત કરવાની આજ્ઞા કરી અને ત્યાંથી છૂટી થયા પછી પોતાની ભત્રિજીના બલાત્કારથી થતાં લગ્ન અટકાવવા તે દેવળમાં ધસી આવી એ તદ્દન સ્વાભાવિક છે. એમાં મારો કશો દોષ નથી."

રાજાએ પોતાનો ઓષ્ઠ કરડયો. તે ક્રોધથી ઉશ્કેરાઈ ગયો હતો તે સાથે પોતાની નીચતા જાહેરમાં આવવાથી ફીક્કો પણ પડયો હતો. તે સર વિલિયમ બ્રાન્ડનો હાથ જોરથી પકડી બોલ્યો.

"હેન્રીએટ્ટા રમ્બોલ્ડ તમારા ઘરમાં હતી એ તમે મને શા માટે કહ્યું નહિ ?"

"કારણ કે આપ નામદારને તે જણાવવાની મને જરૂર જણાઈ નહિ—" ભયકમ્પિત સ્વરે સર બ્રાન્ડ બોલ્યો.

"મેં તેને જે ઓરડામાં કેદ પૂરી હતી ત્યાંથી તે બહાર આવી શકશે જ નહિ એવી મારી ખાત્રી હતી અને જો આ ઍાલિફન્ટે વચ્ચે માથું ન માર્યું હોત તો કંઇ ઘોટાળો થાત નહિ. એણે જ બધી બાજી બગાડી નાખી—"

"ખરેખર ! એણે જ બાજી બગાડી નાખી." રાજા મનમાં બબડયો.

"હવે થવાનું તે તો થઇ ગયું. ગમે તેમ એ વિષયમાં સમાધાન કરવું જોઇએ. તમારા ભેદની કે તમારા ઘોટાળાની મને દરકાર નથી. તમે તમને યોગ્ય લાગે તે વ્યવસ્થા તમારી પત્નિ સાથે કરી લેજો—પણ—સર બ્રાન્ડ ! તમારી પત્નિ જીવતાં હોવા છતાં રૂથ સાથેના લગ્ન સમયે મને હાજર રાખવા તૈયાર થવું એ ન્હાનો સૂની વાત નથી—" રાજા છેલ્લા શબ્દો સહેજ કરડા સ્વરે બોલ્યો.

"મહારાજા ! મને માફ કરો—મારી ભૂતકાલની સેવા ધ્યાનમાં લો—"

"ઠીક—ઠીક—એ વાત જવા દો. તમે તમારી પત્નિને સંભાળી લેજો." રાજા બોલ્યો અને પછી તે એકદમ રૂથ અને લેડી બ્રાન્ડ જ્યાં હેન્રીએટ્ટાને શુદ્ધિમાં લાવવાનો પ્રયાસ કરતી હતી; ત્યાં ગયો અને બોલ્યો.

"એને એકાદ ઓરડામાં લઇ જાઓ...અને મિસ રમ્બોલ્ડ ! એ જ્યારે શુદ્ધિમાં આવે ત્યારે તેને શાન્ત કરવાની હું તમને વિનંતી કરૂં છું. આજે અહિં જે બન્યું છે તે માટે હું તમારી ક્ષમા માગું છું—"

રૂથે રાજાએ કરેલી વિનંતીનો કંઈ જવાબ આપ્યો નહિ. તેના હૃદયમાં અનેક કારણોને લીધે રાજા તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો અને તેથી તે તેના તરફ જોવાનું પણ પસંદ કરતી ન્હોતી: કારણ કે તેની દૃષ્ટિમાંનો તિરસ્કાર જોતાં રાજા તેનો મનોભાવ જાણી

જશે એમ તે જાણતી હતી. ચાર્લ્સ અને પોતાની ફોઈનો વિશ્વાસઘાતી પ્રેમી જ્યોર્જ ફીટઝ વિલિયમ એ એકજ હતા એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે તેના આશ્ચર્યની હદ આવી. ચાર્લ્સે હેન્રીએટ્ટા તરફ કેવું નીચ વર્તન ચલાવ્યું હતું અને તેથી તેને કેવી અસહ્ય માનસિક યાતના સહન કરવી પડી હતી તેથી તથા પોતાને તે કેવા જૂલ્મી લગ્નના બંધનથી જકડવા માગતો હતો એ વિચારથી રૂથ તેને અંતઃકરણથી ધિક્કારે તો તે તદ્દન કુદરતીજ હતું.

રૂથ અને લેડી બ્રાન્ડ પાસેથી ખસી રાજા મિસિસ ગ્રિમસ્ટેડ પાસે જઈ બોલ્યો.

"પેલી બેભાન સ્ત્રીને એક ઓરડામાં લઈ જવામાં મિસ રમ્બોલ્ડને મદદ કરો–" પછી તેણે સર બ્રાન્ડ તરફ જોયું.

"સર વિલિયમ બ્રાન્ડ! મેં તમને કહ્યું છે તેમ તમારી પત્નિ સાથે સંતોષકારક સરતો કરી આજના બનાવની વાત લોકોમાં ન ચર્ચાય તેમ કરજો. ડૉક્ટર ડારટન! તમે રિફ્રેશમેંટ રૂમમાં જાઓ અને પીવાય તેટલો દારૂ પી આજે તમે જે જોયું તથા સાંભળ્યું છે તે તમારા દીલમાં દાટી દેવાનો પ્રયાસ કરો. જનરલ ઑલિફન્ટ! તમારી સાથે હું થોડીક ખાનગી વાતચીત કરવા માગું છું—"

"નહિ–નહિ—" લેડી બ્રાન્ડ એકદમ ઑલિફન્ટ પાસે જઈ થરથરતી બોલી.

"દયાળુ ગૃહસ્થ! તમે ગમે તે હો–પણ હવે મને આ માણસના તાબામાં છોડી જશો નહિ–" તેણે સર બ્રાન્ડ તરફ એક ભયપૂર્ણ નજર ફેંકી.

"એ મને મારી નાખશે–અરે! એ—"

"શાન્ત થાઓ–ડરો ના–હું આ ઘરમાં હોવા છતાં તમને કંઈ પણ દુઃખ થાય એ અશક્ય છે. શાન્ત થાઓ–બ્હીક કાઢી નાખો–જ્યાં સુધી ભવિષ્યમાં તમે સુખી થશો તથા તમને કોઇ પણ રીતે હેરાન કરવામાં નહિ આવશે એવી મારી ખાત્રી થશે નહિ, ત્યાં સુધી હું અહિંથી ચાલ્યો જઇશ નહિ. તમે જે સરતો સર બ્રાન્ડ સાથે કરવા માગતા હો તે તમે હવે કરી શકશો અને તે તેણે પાળવીજ જોઇશે–"

"સરતો! ......" દિવાનીની પેઠે આમતેમ જોઇ લેડી બ્રાન્ડ બોલી.

"સરતો! અને તે મારે નક્કી કરવાની? અહા! ત્યારે શું

હવે હું આજ્ઞા કરીશ અને તે આ માણસને પાળવી પડશે !......હા-હવે હું મુક્ત છું-સ્વતંત્ર છું. પેલા ભયંકર કારાગૃહમાં એણે મને જીવતી મારી નાખી હતી. પણ કંઇ નહિ. હવે હું મારે મનગમતી સરતો કરીશ-હું એને આજ્ઞા કરીશ-અને તે આજ્ઞા એને પાળવીજ પડશે; નહિ તો હું એક ગુપ્ત ભેદ ઉઘાડો પાડીશ........"

"પ્રભુને ખાતર ચૂપ રહે-શાંત થા-તું જે આજ્ઞા કરશે તેને હું શરણ થઇશ. હું હવે તને કદિપણ દુ:ખી નહિ કરીશ એવા કસમ ખાઉં છું—" સર વિલિયમ બ્રાન્ડ પોતાની પત્નિ પાસે જઇ બોલ્યો.

તે કમનસિબ સ્ત્રી સર બ્રાન્ડને જોઇ પુન: ભય પામી. તે તેને નજીક આવેલો જોઈ ડરી. ઑલિફન્ટ તે સમજી જઇ બોલ્યો.

"તમે એની પાસે રહો-એ શું કહે છે તે સાંભળો-જો તમારાથી બની શકે તો એની સાથે સંતોષકારક સલાહ કરો. પણ હું કહું છું કે તમે બ્હીતા નહિ. હું તમને તજી જઇશ નહિ. થોડીક વારમાં હું તમારી પાસે પાછો ફરીશ......નામદાર !..." જનરલે રાજા તરફ ફરીને કહ્યું:

"હું આપની આજ્ઞા સાંભળવા તૈયાર છું—"

એ દરમિયાન મિસીસ ગ્રિમસ્ટેડ અને રૂથ હેન્રીએટ્ટાને દેવળમાંથી એક ઓરડામાં લઈ ગઇ હતી અને ડૉકટર ડારટન રાજાની કિમતી સલાહ પ્રમાણે દારૂની પ્યાલીઓ ખાલી કરવા રિફ્રેશમેંટ રૂમમાં દોડી ગયો હતો; કારણ કે એ "મહાન ધર્મગુરૂ" ના અનુયાયીઓ એનાપર કોઇ જાતની આફત આણ્યા વગર ગમે તેવાં કાળાં ધોળાં કરે તેની એમને દરકાર ન્હોતી. લેડી બ્રાન્ડ જનરલે તેને સર બ્રાન્ડથી ન ડરવાની આપેલી સલાહથી જનરલપર વિશ્વાસ રાખી પોતાના પતિ સાથે દેવળમાંજ રહી જ્યારે તે બહાદૂર યોદ્ધા અને રાજા દેવળમાંથી બહાર નીકળ્યા. નીધર હૉલના એક નોકરને કોરી ડોરમાં જોઇ રાજાએ તેને એક ખાનગી ઓરડો બતાવવાની આજ્ઞા કરી કે જે આજ્ઞા તરતજ પાળવામાં આવી.

"જનરલ ઑલિફન્ટ !...' રાજા અને જનરલ ઓરડામા એકલા પડયા પછી રાજા બોલ્યો.

"હવે બીજાું શું સાહસ તમે કરવા માગો છો તે મને જણાવવાની કૃપા કરશો ? મારી ખાત્રી છે કે તમે આ પ્રશ્નનો જવાબ આપવાની ના પાડશો નહિ કારણકે મેં તમારૂં જીવન બચાવ્યું હતું

તે માટે તમારી કૃતજ્ઞતાપર મારો હક્ક છે."

"હું તે જાણું છું, મારા નામદાર !..." ઠંડે પેટે જનરલે વિનયથી જવાબ આપ્યો.

"હું મારૂં જીવન બચાવવા માટે આપનો આભારી છું. પણ હું આપ નામદારના પ્રશ્નનો સંતોષકારક જવાબ આપું તે માટે—"

"હું સમજી ગયો. મારે વધુ સ્પષ્ટ રીતે તમને સવાલ પૂછવા જોઇએ. ઠીક—જુઓ, સાંભળો આજના બનાવથી નવાનવા ઘોટાળા ઉત્પન્ન થયા છે તે તમે જાણો છો...પણ મને બીજા સાથે કંઇ સંબંધ નથી. હેન્રીએટ્ટા રમ્બોલ્ડ સાથેજ મારે ખાસ સંબંધ છે—"

"નામદાર ! એ હતભાગી સ્ત્રી તરફનું તમારૂં વર્તન તમારા જીવનમાં સારૂં પ્રકરણ રોકતું નથી—" ઑલીફન્ટ લશ્કરી અભિમાનથી જાણે તે કોઇથી ડરતો ન હોય તથા કોઇની પરવા રાખતો ન હોય તેમ બોલ્યો.

પણ એક પલકમાંજ તેના ભાવ બદલાયા. અને ભૂતકાલની કંઇ પ્રબલ સ્મૃતિ થઈ હોય તેમ તેના મુખપર ગંભીર છાયા છવાઇ. તે મનમાં બબડ્યો.

"નહિ. બીજાની પાસે નીતિના પાઠો વાંચવાનો મને હક્ક નથી."

રાજાના ગાલપર ઑલીફન્ટ પ્રથમ જે ઠપકાભર્યા શબ્દો બોલ્યો તેથી ગુસ્સાની રતાશ છવાઈ હતી. પણ ઑલિફન્ટ એકદમ ગંભીર થયો તેનું કારણ જાણ્યા વિના—તે જે શબ્દો બોલ્યો તે સાંભળ્યા વિના—ચાર્લ્સે અટકળ કરી કે ઑલિફન્ટ પોતાના રાજકર્ત્તા સામે જે શબ્દો બોલ્યો હતો તેથી ઃપસ્તાતો હતો. આવી લાગણી ચાર્લ્સને થવાથી તેણે તે પર ખાસ ટીકા કરી નહિ. તે ઑલિફન્ટ સાથે ગમે તે રીતે સમાધાન કરવા માગતો હતો.

"જનરલ !—" રાજાએ આગળ ચલાવ્યું.

"હેન્રીએટ્ટા રમ્બોલ્ડે આખરે મને શોધી કાઢ્યો છે અને હું કોણ છું તે પણ એ જાણી ગઈ છે. આજસુધી તેણીએ મને બહાર કોઇ જગ્યાએ ન જોયો અથવા ન ઓળખ્યો એ મારી અજાયબી છે...હવે જે થવાનું હતું તે થઇ ગયું અને અલ્પ સમયમાં એ વાત તેના રાજાને ધિક્કારનારા પ્યુરીટન ભાઇને ખબર પડશે. પણ હજુ એક બીજો ભેદ છે. એ ભેદ તમે જાણો છો—તમે બુરખાપાર્ટીને દિને મારા કાનમાં જે ભેદ કહ્યો હતો તે ભેદની હું વાત કરૂં છું, જનરલ !—"

"હું સમજું છું નામદાર ! આગળ ચાલો–" જનરલ ઑલિફન્ટ બોલ્યો.

"એ ભેદ કેટલાંક કારણોસર કોઇની જાણમાં ન આવે એમ હું ઇચ્છું છું. એ જાહેરમાં આવે તેથી કોઇનું ભલું થાય એમ નથી પણ ઉલટું હમણાં મારી આસપાસ જે મુઝવણો અને ગુંચવાડા વીટળાયા છે તેમાં વધારો થશે—"

જનરલ ઑલિફન્ટે એક મિનિટ દીર્ઘ વિચાર કર્યો અને પછી કહ્યું.

"આપ નામદાર સત્ય કહો છો એ ભેદ ખુલ્લો થાય તેથી કંઈ સારૂં થાય એમ નથી. તેથી એ ભેદ ગુપ્તજ રહેવાની જરૂર છે. હું સ્પષ્ટ રીતે ખુલ્લા દીલથી બોલવા માગું છું. કેટલાક સંજોગોને લીધે આપ નામદાર સાથે ચોક્કસ સરતો કરવાની મને ફરજ પડે છે. ટૂંકામાં જો હું જે સરતો હમણાં આપ નામદારને કહું તે કબૂલ કરવાને આપ તૈયાર હો તો હું એ ભેદ ખુલ્લો કરીશ નહિ–"

ઑલિફન્ટ સરતો કરે અને રાજાને તે માનવી પડશે એ વાત સાંભળી રાજાએ પુનઃ ઓષ્ઠ કરડ્યો અને તે મનમાં ઘણો ગુસ્સે થયો. પણ તે સારી પેઠે જાણતો હતો કે તેના જીવનનો એક ભયાનક ભેદ ઑલિફન્ટ જાણતો હતો અને તેથી તેની સરતો સ્વીકારીને તેને પોતાના પક્ષમાં લીધા વિના છૂટકો થાય એમ ન્હોતું.

"આગળ ચાલો, જનરલ ઑલિફન્ટ ! તમારી સરતો શું છે તે કહો—"

"મારે આપ નામદાર સાથે બે સરતો કરવાની છે..." જનરલ ઑલિફન્ટ રાજાની પદવીથી સહેજ પણ ન દબાતાં બેદરકારીથી બોલ્યો.

"પ્રથમ આંપ નામદારે સર વિલિયમ બ્રાન્ડને મેજર લીને ખરા દીલથી માફી આપી તેને પોતાનો વારસ બનાવવાની આજ્ઞા કરવી–"

"કબૂલ–બીજી સરત ?—"

"બીજી સરત એ કે આપ નામદારે મેજર લી અને મિસ રમ્બોલ્ડના લગ્નમાં કોઇ પણ જાતની અડચણ નાખવી નહિ અને સર વિલિયમ બ્રાન્ડે તેમાં પોતાની સંમતિ આપવી—"

"આ જરા કઠણ છે...પણ–ઠીક છે–એય કબૂલ–આહ ! ઑલિફન્ટ ! તમે વિચિત્ર માણસ છો. ઠીક–પણ મને એમ ખબર મળી છે કે જો અમુક જાતની પદવી તમને મારા રાજ્યમાં મળે તો તે

સ્વીકારવાને તમે રાજી છો. ધારો કે હું તમને અમેરિકન સંસ્થાનોના ગવર્નર જનરલની પદવી આપવા માગું તો તમે તે સ્વીકારશો ?–"

"જો આપ નામદાર એ પદવી મને હું આપનો ભેદ કોઇને ન કહું તે માટે લાંચ તરિકે આપતા હો તો હું તે સ્વીકારવાની ના પાડું છું. આપ નામદારે જોયું હશે કે જે એ સરતો મેં આપની સાથે કરી છે તેમાં મારા હિતાહિતને સંબંધ નથી; પણ જો આપ નામદાર અમુક સંજોગોમાં હું આપની ઉપયોગી સેવા બજાવી શકીશ એમ માનતા હો તો સંપૂર્ણ સત્તા સાથે જો આપ મને એ પદવી આપવા તૈયાર થાઓ તો તે સ્વીકારવા હું રાજી છું—"

"જનરલ ઑલિફન્ટ!" રાજાએ કહ્યું.

"તમે એક માનવંત અને વિશ્વાસપાત્ર પુરૂષ છો એવી મારી ખાત્રી થઇ છે. તમારે તમે મારો વિશ્વાસઘાત કરશો નહિ એવા પવિત્ર સોગન ખાવા પડશે. આટલાંટિક મહાસાગરને પેલે પારના મ્હારાં સંસ્થાનોના તમે ગવર્નર જનરલ નીમાવ તે જ દિને તમે તેને તમારા રાજકર્ત્તાની સત્તામાંથી છીનવી લઇ ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો પ્રયાસ કરશો નહિ એવા કસમ તમારે લેવા પડશે–"

"આવા કસમ લેવા હું તૈયાર છું, નામદાર! મને તે સામે કોઇપણ જાતનો વાંધો છેજ નહિ પણ એ કસમથી ફક્ત હું આપ નામદારને એટલીજ ખાત્રી આપીશ કે એ સંસ્થાનો આપની સત્તામાંથી છીનવી લેવાશે નહિઃ પણ એ સિવાય બીજી દરેક બાબતમાં હું મારી ઇચ્છાનુસારજ વર્તીશ. ત્યાંની અંધેર રાજનીતિને બદલે હું તેમાં આવશ્યક ફેરફાર કરીશ–નકામા કરો કાઢી નાખીશ–ખોટો ખર્ચ ઓછો કરીશ–ટૂંકામાં ત્યાંનો કારભાર હમણાં ચાલે છે તેનાથી તદ્દન નવીજ રીતે ચલાવવાની મને ફરજ પડશે. આપ નામદારે એ બધી સત્તા મને આપવી પડશે—"

"વારૂ એમ. આપણે એક બીજાની સરતો કબૂલ કરીએ છીએ. હવે હું તમને આજે બનેલા બનાવોપર વિચાર કરતા મૂકીને રજા લઉં છું. આહ! જ્યારે હું અહિં આવ્યો ત્યારે આવી આશ્ચર્યજનક ઉથલપાથલ થશે એમ મેં ધાર્યું ન્હોતું. પણ પરિણામ......"

"આપ નામદારની યોગ્યતા કરતાં વિશેષ સંતોષકારક આવ્યું છે–" ઑલિફન્ટે હિમ્મતથી અને નીડરતાથી રાજાનું વાક્ય પૂરૂં કર્યું;

"આપ કબૂલ કરશો, નામદાર! કે રૂથને બલાત્કારથી સર

બ્રાન્ડ જેવા વૃદ્ધ સાથે પરણાવવામાં આપ બહુ જુલમી થયા હતા.”

“ જનરલ ઑલિફન્ટ ! આવા શબ્દ પ્રહાર તમારા રાજકર્ત્તા સામે કરવામાં તમે તમારી સત્તાનો દુરૂપયોગ કરો છો. તમે જાણો છો કે આપણી વચ્ચે સંતોષકારક સલાહ થઈ છે અને હવે આવી ટીકા યોગ્ય નથી.”

“ જો મારા રાજકર્તા પ્રજાના ભલામાં મશગુલ રહેતા હોત, પ્રજાને ન્યાય આપવા આતુર હોત અને પ્રજા તેના ન્યાયી વર્તનની નકલ કરી ન્યાયી થાય તે માટે પોતે તદ્દન પવિત્ર અને ન્યાયી જીવન ગાળતા હોત તો હું તેમને દેવ પેઠે પૂજત—”

“ ઠીક–છે–જનરલ ! હમણાં મને નીતિના સિદ્ધાંતો પર ભાષણ સાંભળવાની ફુરસદ નથી. મારે હવે ઉતાવળથી જવું જ જોઇએ. હત્તારૂં ભલું થાય, સર બ્રાન્ડ ! તેં તો મને નીધર હૉલમાં આજે ભલભલી રમત બતાવી !–આહ–પણ મારે હવે જવું જ જોઇએ–પેલા મારા પવિત્ર ધર્મગુરૂ દારૂની પ્યાલી પર પ્યાલી ખાલી કરતા હશે અને મને ભય છે કે તેને એકાદ ગુનેહગારની માફક ઘોડાના સૅડલ પર બાંધીને લઇ જવો પડશે. જનરલ ઑલિફન્ટ ! હું જાઉં છું–ફૅરવેલ !—”

આટલું કહી રાજા વિનયથી નમ્યો અને તે ઓરડામાંથી બહાર ગયો. ઑલિફન્ટ એકલો ત્યાં જે બન્યું હતું તે પર વિચાર કરવા લાગ્યો. તે માથાપર હાથ ટેકવી ગંભીર વિચારમાં લીન થયો. પુનઃ તેના મુખપર ગંભીર છાંયા છવાઇ. તેના હૃદયમાં ભૂતસ્મરણો તાજાં થતાં હતાં અને ભૂતકાલની દુઃખદ સ્મૃતિ એના ભવ્ય વદન પર શોકની છાયા લાવતી હતી. આવી છાયા એના વદનપર ઘણી વેળા આવેલી વાંચનારે આ નવલકથામાં આગળ જોઇ છે. તેવીજ છાંયા હમણાં એના વદનપર છવાઇ અને જે બહાદૂર યોદ્ધો પોતાના અસામાન્ય શૌર્ય તથા ચપલતાથી બધાને મહાત કરતો હતો તે પોતે હવે દુઃખી થવા લાગ્યો.

તેની વિચાર નિદ્રામાંથી બારણું ઉઘડવાના અવાજથી તે જાગ્યો. અને બે ગ્રીમસ્ટેડ ભાઇઓ અંદર આવ્યા. મ્હોટા ભાઇ લ્યુકના મુખ પર ચિંતાની લાગણી હતી જ્યારે રાલ્ફના મુખ પર ફક્ત અજાયબી જણાતી હતી.

“ તમને ખલલ કરવા માટે માફ કરજો, જનરલ !......” લ્યુક બોલ્યો.

"પણ હવે શું થશે? અમને અમારા શેઠ—"

"તમે બન્નેનો વાંકો વાળ પણ થશે નહિ તેની ખાત્રી રાખો. સર વિલિયમ બ્રાન્ડ તમારા પર ગુસ્સે થવાની વાત તો બાજુએ રહી પણ આજે બનેલો બનાવ છુપો રાખવા માટે તે તમને મ્હો માગ્યું દામ આપી રાજી રાખશે. આ કોથળી લઇ જાઓ—તેમાંના પૈસા તમે બન્ને વહેંચી લો—અને તમારા શેઠથી હવે બ્હીતા ના—મહારાજા અહિંથી વિદાય થયા કે?—"

"હા. જનરલ! આ ભેટ માટે અમે તમારા ઘણા જ આભારી છીએ."

"આભાર! ખરેખર!—" રાલ્ફ બોલ્યો.

"તમારી અમારા પર ઘણીજ કૃપા છે—રાજા સાહેબ વિદાય થયા સાહેબ! પણ તેનો ધર્મગુરૂ! તોબાહ! મેં એવો દારૂડિયો હજુ સુધી કોઇ જોયો નથી. એ લંડન જવા નારાજ હતો. પણ રાજાએ તેને સાથે આવવાની ફરજ પાડી. આહ! એ તે કંઈ ધર્મ ગુરૂ છે! એના ટાંટીઆ દારૂની ઝુમમાં લથડતા હતા અને એ ગટર માપવા જતો હોય તેવો લાગતો હતો—પણ અમે તેને જેમ તેમ ઘોડા પર બેસાડયો......"

"આહ! એ દારૂડિયો નીતિ ભ્રષ્ટ મવાલી પોતાના ધર્મગુરૂના ઝભ્ભાને કલંક લગાડે છે—પણ અફસોસ! એજ દારૂડિયો આજે ઈંગ્લંડના રાજાનો મિત્ર ગણાય છે—અફસોસ!—"

જનરલે બન્ને ભાઇઓને ચાલી જવાની ઇસારત કરી અને પોતે દેવળમાં પાછો ગયો કે જ્યાં સર વિલિયમ અને લેડી બ્રાન્ડને મૂકી તે રાજા સાથે ખાનગી વાત કરવા આવ્યો હતો.



## પ્રકરણ ૧૩ મું.

### સર વિલિયમ અને લેડી બ્રાન્ડ.

લેડી બ્રાન્ડ—સર વિલિયમની તજાયલી પત્નિ અનેક વર્ષો કેદખાનામાં દુઃખ ભર્યા ચિંતનમાં ગાળવાથી, અનેક જૂલમો અને આફતોનો ભોગ થઇ પડવાથી તે ખરેખર હતી તે કરતાં વયમાં વધુ જણાતી હતી અને એક વેળા—તેની યુવાનીના મદભર વસન્તકાળમાં

તે જે નયનમનોહર સૌન્દર્યની સ્વામિનિ હતી તે સૌન્દર્ય અસહ્ય જૂલમ અને ચિન્તાને લીધે બહુજ ઝંખવાઇ ગયું હતું. દેવળમાં રૂથને બલાત્કારથી ચાર્લ્સ-ઇંગ્લંડનો માલિક ન્યાય અને નીતિને ભૂલી જઈ, પ્રભુના મહાન્ કાયદાનો અનાદર કરી, પોતાના રાજવંશી દેવત્વના ઘમંડમાં, સર વિલિયમની પત્નિ બની પોતાના આશાભર્યા જીવનમાં ઝેર રેડી જીવતાં મરી જવાની સલાહ આપતો હતો અને એ અન્યાયી અને જૂલ્મી લગ્નક્રિયાનો ભોગ ગરિબ-અસહાય રૂથ થઇ પડતી હતી તે સમયે જેમ પ્રભુ અચાનક ધર્મ સ્થાપન કરવા અને નીતિ તથા ન્યાયનું સંરક્ષણ કરવા કોઇને કોઇ રૂપે જગત્માં પધારે છે તેમ રૂથના સંરક્ષણ માટે તેણે ઑલિફન્ટને મોકલ્યો-રૂથ બચી-તેની પાછળ લેડી બ્રાન્ડ અને ચાર્લ્સની ધિક્કારપાત્ર વિલાસી વૃત્તિનો ભોગ થઈ જીવન ખારૂં-કડવું કરી બેઠેલી કર્નલ રમ્બોલ્ડની હતભાગી ભગિનિ હેન્રીએટ્ટા ધસી આવી અને સર બ્રાન્ડના રંગમાં ભંગ પડયો. ચાર્લ્સના મોતીઆ મરી ગયા. એ સમયે જે ઉશ્કેરાટ વ્યાપી રહ્યો હતો તેને લીધે લેડી બ્રાન્ડના દેખાવનું વર્ણન કરવાનું અમે ભૂલી ગયા હતા. અમે એમ જણાવ્યું છે કે તેનો ચહેરો મોત જેવો ફીક્કો હતો. મૃત્યુના ઝાલિમ જડબાંમાં ચવાયલી વ્યક્તિ જેવી તે તદન ફીક્કી લાગતી હતી. તેના વાળ તદ્દન સફેદ થઇ ગયા હતા અને તેણીની દૃષ્ટિમાં એક જાતની ભયંકર અને દયાજનક છાયા હતી કે જે દિનપ્રતિદિન વધતી જતાં તેણીને દિવાની બનાવી દે એવી હતી. તેનું શરીર પાતળું-માંસ વિનાનું હતું. તેણીએ એક કાળો ઝભ્ભો પહેર્યો હતો. સર વિલિયમની લાંબા સમયથી દુઃખી થતી પત્નિ એજ હતી. ડચેસ ઓફ પોર્ટસ્મથ લૉરેન્સ લી સાથે 'રાઇહાઉસ' માંથી "નીધરહૉલ" માં ફૂટતા ભોંયરામાંથી એક ઓરડામાં આવી હતી અને જ્યાં સર બ્રાન્ડના હાથમાંથી એક ભેદી વ્યક્તિએ ફાનસ ઝૂંટવી લઈ ડચેસ અને લૉરેન્સનાં હૃદય શંકિત કર્યાં હતા તે વ્યક્તિ લેડી બ્રાન્ડ હતી. તે ઓરડાની બાજુના ઓરડામાં તેને કેદ કરવામાં આવી હતી. તે જગત્માં મરી ગયેલી મનાતી હતી. તે ઓરડામાં લ્યુક ગ્રીમસ્ટેડ ઑલિફન્ટના હાથમાં તેનું માથું હોવાથી-ઑલિફન્ટ તેનો એક ભયંકર ભેદ જાણતો હોવાથી તેની બ્હીકને લીધે તેને લઈ ગયો અને ત્યાં તેણે હાડપિંજર જેવી-કોઈ બીજીજ દુનિયાની હોય એવી લાગતી, દુઃખી લેડી બ્રાન્ડને જોઇ-

બીજો એક બાજુનો ઓરડો તે શયનગૃહ તરિકે વાપરતી. તેમાં બે કોચ નાખેલા હતા. એક લેડી બ્રાન્ડ માટે અને બીજો એક આધેડ સ્ત્રી જે તેના પર ચાંપતી દેખરેખ રાખતી હતી તેને માટે; બધી બારીઓ મજબૂત રીતે બંધ કરવામાં આવી હતી કે જેથી કોઈ તેની ચીસ સાંભળી શકે નહિ. તે ઓરડામાં પ્રકાશ લાવવા માટે ઘણાજ ન્હાનાં કાણાં હતાં અને તે પણ જાડા કાચથી જડી લીધેલાં હતાં કે જેથી કેદી સ્ત્રીની બૂમ કોઈ સાંભળી શકેજ નહિ. આ સ્થલે—આ એકાંત ભયંકર સ્થલે તેને કેદ કરવામાં આવી હતી. ત્યાં તેની ચોકીદાર સ્ત્રી પણ પંદર વર્ષથી તપાસ રાખવાને નામે એક જાતનું કેદખાનું ભોગવતી રહી હતી. આ આધેડ બાઇ સાહેબને પોતાનું પખાલ જેવું પેટ ભરવાને ખોરાક અને મનગમતો દારૂ મળ્યાં કરે તો બહાર જવાની, જગતનો આનંદ ભોગવવાની અને સ્વતંત્રતાથી જીવવાની જરા પણ દરકાર ન્હોતી. વળી તેણી સર બ્રાન્ડના નીમકહલાલ નોકર ગ્રિમ-સ્ટેડની કંઇ સગી હતી અને સર બ્રાન્ડના લાભ જાળવવા માટે—સર બ્રાન્ડની સેવા બજાવવા માટે ઘેલી ઘેલી થઇ જતી.

એ ભયંકર ઓરડામાંથી—એ ભયંકર, નિરસ એકાંતવાસમાંથી—એ દુઃખપૂર્ણ કારાગૃહમાંથી જનરલ ઑલિફન્ટે હતભાગી લેડી બ્રાન્ડને પંદર વરસે મુક્ત કરી. જ્યારે તેણીને ખાત્રી આપવામાં આવી કે હવેથી તે મુક્ત છે—સ્વતંત્ર છે અને તેના પતિના જૂલમથી ડરવાની હવે જરૂર નથી ત્યારે તે કમનસિબ સ્ત્રીને જે અસામાન્ય ખુશાલી ઉત્પન્ન થઈ તે શબ્દોમાં વર્ણવી શકાય એવી નથી. મનુષ્યો આનંદના પ્રબલ આવેશમાં દિવાના થઈ જવાની વાત ઘણાઓએ સાંભળી હશે. આ એવો આનંદ હતો કે જે મનુષ્યને દિવાના બનાવી દે. પંદર વર્ષનો ભયંકર એકાંતવાસ, અસહ્ય જૂલમ, કટુ શબ્દપ્રહાર અને એવીજ અનેક જાતની જૂલમી છાંયાઓ લેડી બ્રાન્ડ પરથી પસાર થઈ ગઇ હતી. તેણીએ બીજીજ વાર તે ઓરડાનો ઉંબર ઓળંગ્યો. પ્રથમ તેણી ક્યારે તે ઓરડાની બહાર ગઇ હશે? વાંચનાર! લુઇડ કેરલ ભોંયરામાંથી નીધરહૅાલમાં પ્રવેશ કરવાના દાદરા પર ચઢતી હતી ત્યારે લેડી બ્રાન્ડે દેખાવ દીધો હતો. તેણે સર વિલિયમ તરફ ધસી જઇ તેના હાથમાંથી ફ્રાનસ ખૂંચાવી લીધું હતું. અમે એ વિષેનો સવિસ્તર ખુલાસો અહિં કરીશું. ત્રણ મહિના પહેલાં, લુઇ નીધર હૅાલમાં આવી તે દિને, લ્યુક ગ્રીમસ્ટેડ અને તેની પત્નિ બેટી

બ્રાન્ડની પહેરેગીર સ્ત્રી સાથે તે એકાંત ઓરડામાં વાતે વળગ્યાં હતાં. બારણું આ સમયે કર્મ સંયોગે ખુલ્લા રહી ગયાં–લેડી બ્રાન્ડે પહેલ વહેલી વાર આવી તક મેળવી. તેના પર ચોકસી રાખનારાંઓએ આવી અસાવધાનતા અગાઉ કદિ પણ બતાવી ન્હોતી. તેણી ઓરડામાંથી જોસ બંધ બહાર નીકળી ગઇ અને અચાનક સર વિલિયમ નજરે પડવાથી તે તેના તરફ ધસી ગઇ. આ બનાવ અચાનક બનવાથી–લૅમ્પ ઝૂંટવવાની હોજાતોજીમાં સર બ્રાન્ડના સદ્ભાગ્યે લૅમ્પ બુઝાઇ ગયો. લેડી બ્રાન્ડ સમ્પૂર્ણ ઓળખાઇ નહિ–પાછળથી તરતજ ગ્રીમસ્ટેડ અને તેની સ્ત્રી તથા પેલી બીજી બાઇ આવી પહોંચ્યાં. પછી મારા મારી થઇ–લેડી બ્રાન્ડને પકડવામાં આવી અને તેની ચીચીયારીઓ વચ્ચે ભેદી બનાવનો અંત આવ્યો. જ્યારે લેડી બ્રાન્ડને કેદ કરવામાં આવી ત્યારે તેના મગજની સ્થિતિ ખામીરહિત હતી; પંદર પંદર વર્ષના લાંબા ગાળામાં તેની મગજશક્તિ જરા જરા ગુમ થઈ હતી. અને જો કે તેણીને પૂર્વની બધી વાત યાદ હતી છતાં કોઈ કોઈ વાર અશાંત મગજને લીધે કંઇ કંઇ વિચિત્ર લવારો કરતી. એ બિચારીની સ્થિતિ પાષાણહૃદયીને પીગળાવી નાખે એવા દયાજનક હતી.

આહ ! જનરલ ઑલિફન્ટે જ્યારે તેણીને જોઇ ત્યારે તેના હૃદય પર કેવો કમ્પ થયો હશે ! ખરેખર, તેનું હૃદય દ્રવી ગયું હશે; કારણકે તેણી તદ્દન મરવા જેવી થઈ ગઇ હતી. જાણે તેના શરીરમાં એકલાં હાડકાં અને ચામડાંજ હોય એવું તેનું શરીર હતું. માંસને અભાવે તેણીની ચામડી પર કરચલી વળી ગઈ હતી; અને જ્યારે તેણીએ કાળા ઝભ્ભાની ઢીલી બાંહીથી ઢંકાયલો પાતળો–રક્તહીન હસ્ત લાંબો કર્યો ત્યારે તે જાણે કોઇ મૃત શરીરનો હાથ હોય એવો લાગ્યો. જીવંત હાડપિંજર જોઇ ઑલીફન્ટના હૃદયને સખ્ત કમ્પ થયો–તેનું હૃદય ભરાઇ આવ્યું–પણ તેણે પોતાની સઘળી પ્રબળ લાગણીઓને અંકુશમાં રાખી પોતાના મુખપર બાહ્યતઃ કંઇપણ છાયા જણાવા દીધી નહિ. પછી તેણે તેને તેણી હવે મુક્ત છે–સ્વતંત્ર છે અને સર વિલિયમના જૂલમમાંથી છૂટી છે એવી ખાત્રી આપી અને તેણીને એક ગરિબ–અસહાય બાલાને બળાત્કારથી ઉપાડી લાવી 'નીધરહૉલ'માં લુચ્ચાઇથી અને જોરજબરીથી પરણાવવામાં આવે છે માટે ત્યાં જઇ તે લગ્ન અટકાવવાની વિનંતી કરી અને એ વિનંતી

ઑલિફન્ટના મુખમાંથી બ્હાર પડતાંજ ભારે ઉશ્કેરાટના અને ધિક્કારના આવેશમાં તે દેવળ તરફ ધસી ગઈ. તે ત્યાં જઇ પહોંચતાંજ સર બ્રાન્ડનું મ્હો કાળું થઈ ગયું અને રૂથ બળાત્કારમાંથી બચી.

સર વિલિયમ ભવિષ્યમાં તેણીને જરાપણ સતાવી શકશે નહિ એવી ખાત્રી આપી ઑલીફન્ટ રાજા ચાર્લ્સ સાથે ખાનગી વાત કરવા ગયો હતો અને લેડી બ્રાન્ડ પોતાના જૂલ્મી પતિ સાથે દેવળમાં રહી હતી. તેણી હવે ભય પામતી ન્હોતી કારણકે ઑલિફન્ટ પર તેને સમ્પૂર્ણ વિશ્વાસ હતો. ઑલિફન્ટ જો તેને નિર્ભય ન કરત તો તે અશક્ત અને દુઃખી અબળા પોતાના જૂલ્મી–દયાહીન–અને પાષાણ-હૃદયી પતિ સાથે એકલી પડવાની હિમ્મત પણ કરી શક્ત નહિ અને તે એમ ડરી જાય એ તદ્દન બનવાજોગ છે. કારણકે તેણે દુર્ભાગ્યવશાત્ પંદર પંદર વર્ષ સુધી પોતાના પતિના અસહ્ય જૂલમો સહન કર્યાં હતાં. એ જૂલમથી–એ ત્રાસથી–એ દુઃખથી–સર વિલિયમના કટુશબ્દ પ્રહારથી એ જીવતી મરી ગઇ હતી. જગત્ તેને મુએલી–ખરેખર મરી ગયલી ધારતું હતું અને જો કે એ કારાગૃહમાં જીવતી હતી પણ ત્યાં ખરૂં જોતાં એ મૃત્યુ કરતાં પણ વિશેષ ખરાબ સ્થિતિમાં હતી. પંદર વર્ષમાં એકવાર તેણીએ પોતાના વજ્રહૃદયી શયતાન સમા પતિને જોયો હતો. તે તેણીની કંગાલ્યત વધારવા, તેની માનસિક યાતના કડવા શબ્દોથી વધુ તીવ્ર બનાવવા વારંવાર તે કેદખાનામાં જતો. સર વિલિયમનું અને તેના કુટુંબનું માન લેડી બ્રાન્ડે કલંકિત કર્યું હતું.–તેણે પોતાની પવિત્રતા લૂંટાવી હતી. તેનું જીવન લોકિક નજરે પાપમય ગણાયું હતું. અને સર વિલિયમે તેના પાપની ભરોસાલાયક સાબિતી મેળવી હતી. છતાં તેણે તેણીને કરેલી સજા ઘણી ભયંકર હતી. તે તેણીને તે ભયંકર કાળા ઓરડામાં જીવનપર્યંત રીબાવી રીબાવીને મારી નાખવાની શયતાની ઇચ્છા રાખતો હતો. આ નીચ ઈચ્છા તેણે લેડી બ્રાન્ડ આગળ ઘણીવાર જાહેર પણ કરી હતી. તે સમયે સર વિલિયમ સત્તાધીશ હતો. લેડી બ્રાન્ડ તેના તાબામાં હતી. પણ હમણાં ? હમણાં તેઓ સામ સામે ઉભાં હતા—તેમની સ્થિતિ બદલાઇ હતી. લેડી બ્રાન્ડ સ્વતંત્ર હતી–તેનું રક્ષણ કરનાર વીર ઑલીફન્ટ નીચરહૉલમાં હાજર હતો. સર વિલિયમ બ્રાન્ડની સઘળી સત્તા અને જૂલમી વૃત્તિનો લોપ થઈ ગયો. તે ડરતો ધ્રુજતો–ઉભો હતો.

"આહ! ત્યારે હવે આપણે અમુક સરતોએ સમાધાન કરવા અહિં આજે મળ્યાં છીએ—" ઍાલિફન્ટ અને રાજા દેવળમાંથી બહાર ગયા પછી બારણું ઢાંકી લેડી બ્રાન્ડ બોલી અને પછી તેણીએ પોતાનો હાડકા અને ચામડાવાળો હાથ પોતાની ભમર પર ફેરવ્યો અને જાણે પોતાના વિચારો એકઠા કરતી હોય તેવી જણાઇ.

"હા—આપણે સમાધાન કરવા ઉભાં છીએ—" સર વિલિયમે જવાબ આપ્યો.

"મેં તને ખાત્રી આપી છે કે, તું જે કહેશે તે હું કબૂલ કરીશ. અને એ શબ્દો હું પાછા કહું છું. પણ યાદ રાખજે—એકલો મારોજ વાંક નથી—"

"નહિ—નહિ—હું જાણું છું કે તેમ નથી—" લેડી બ્રાન્ડ ઉશ્કેરાઇને બોલી.

"ફક્ત પ્રભુજ જાણે છે કે મને કેવી કેવી લાગણી થઇ છે! પણ મારા ગુન્હા માટે મોતની સજા જો યોગ્ય ગણાતી હોય તો હું કહું છું કે મેં મોત કરતાં વધુ કાતિલ દુઃખ સહ્યું છે—મેં મારા પાપનો પૂર્ણ પશ્ચાતાપ કર્યો છે. મારા તરફ નજર કરો! મારૂં આ શરીર જુઓ! હાડપિંજર સિવાય મારામાં હવે શું રહ્યું છે? હું કબરમાં સુવા લાયકજ થઇ ગઈ છું. હું પંદર વર્ષ પહેલાં જેવી હતી તેની ઝાંખી છાયા પણ હવે મારામાં છે કે..........." અહિં થોડીકવાર તેણી અટકી.

"હા..........."

તેણી પુનઃ બોલવા લાગી.

"હા......પંદર વર્ષ! પંદર વર્ષનાં ભયંકર દુઃખો! અરે! પ્રભુ! એવાં અસહ્ય દુઃખો પાપીમાં પાપી મનુષ્ય પર પણ ના પાડતો! હાય! પંદર વર્ષ! પંદર વર્ષ! મેં તે ભયંકર—અતિ ભયંકર ઓરડામાં પસાર કર્યાં—અને તમારૂં અંતર પીગળ્યું નહિ—નહિ—નહિ—તમે વજ્રહૃદયી છો. તમે મારી શોકજનક સ્થિતિથી, મારા રૂદનથી પીગળ્યા નહિ—પણ ઉલટા તમે મારૂં દુઃખ વધારવા—મને મહેણાં મારવા ત્યાં આવતા હતા! આહ! એ મારા ગુન્હાની સજા ન્હોતી—પણ હું તમારા ભયંકર વેરનો ભોગ થઇ પડી હતી. તમે નિર્દય રીતે મારા પર વેર વાળ્યું હતું..........."

"શાન્ત થા—શાન્ત થા. જનરલ ઍાલિફન્ટે આપણને સમા-

ખાત્રી કરવા અહિં એકલાં મૂક્યાં છે; અને આપણી વચ્ચે શાન્તિથી સમાધાની થાય એવી મ્હારી ઇચ્છા છે. ભૂતકાલના બનાવોનું સ્મરણ કરવું વ્યર્થ છે......" સર બ્રાન્ડે નમ્ર અવાજે કહ્યું.

"આહ! ભૂતકાલ! ભયંકર! તમે એનું નામજ ન દો...આહ! એ ભૂતકાલ! ખરેખર, તે મ્હારે માટે અસહ્ય જૂલમોથી ભરપૂર હતો. પણ તમારે માટે તો તે ભયંકર પાપોથી ભરેલો હતો-તમને તમારાં ભૂત-જીવનની સ્મૃતિ થતાંજ કમ્પારી છૂટતી હશે-તમે સ્વપ્નામાં તમારાં કાળાં કામો યાદ કરી અથવા નજરે જોઇ થરથરતાં હશો-તમે-હા-તમેજ તેનું ખૂન કરી તમારા હાથો તેના રક્તથી રંગ્યા હતા—" લેડી બ્રાન્ડ ગુસ્સાથી-તિરસ્કારથી બળતા હૃદયે બોલી.

"મેં નહિ-મેં નહિ-મેં તેના લોહીમાં હાથ ખરડ્યા નથી..." અચાનક કોઈ ભયંકર કૃત્યની સ્મૃતિ થવાથી કમ્પીને તે બૅરોનેટ બોલ્યો.

"હશે કદાપિ. તમે પોતે તેને આ જગતમાંથી નાબુદ ન કર્યો હોય એ સમ્ભવિત છે......" તે દુઃખી-કંગાળ સ્ત્રી બોલી.

"પણ એ નીચ કૃત્ય તમારાં નીચ, દગલબાજ, દયાહીન નોકરે કર્યું-તમારા હૃદયમાં પ્રજળતા વેરની આગ ઠંડી કરવા માટે તમે એક મનુષ્યના જીવનો અન્ત આણ્યો-અને પછી તમે-હા-તમે મારી પાસે જાણે તમે કેવોક દિગ્વિજય કર્યો હોય તેમ, એ વાત કહેવા આવ્યા. તમે મને કહ્યું કે તે મરી ગયો છે-તેનું ખૂન કરવામાં આવ્યું છે અને તેને તેજ ઓરડામાં દાટવામાં આવ્યો છે કે જે ઓરડામાં તમારા વેરના તરસ્યા હૃદયે મને પંદર વર્ષ સુધી કેદમાં રાખી......"

"જો તું આ ભૂતકાળના બનાવોની મને સ્મૃતિ કરાવી મને મ્હેણાં મારશે તો મ્હારે કહેવું જોઇએ કે તું મને અન્યાય કરે છે. શાન્ત થા-વિચાર કર-શાન્તિથી વિચાર કર અને પછી કહે કે કોનો વાંક વધુ ભયંકર છે? ફૂબીઅન પર્સી નીધરહૅાલમાં એક પરોણા તરિકે આવ્યો હતો. મને તે ગમ્યો અને મેં તેને આપણે ત્યાં વધુ દિવસ રહેવાનો આગ્રહ કર્યો. તે નીધરહૅાલમાં વધુ વાર રહ્યો; પણ મારા સુખનું સત્યાનાશ વાળવાને! આહ! તે ભયંકર કમનસિબ દિવસ કે જે દિને મેં તમને પ્રેમભરી વાતચીત કરતાં સાંભળ્યાં ત્યારે મ્હારા દિલમાં કેવો કાતિલ જખમ થયો હશે તેનો તને ખ્યાલ આવે છે? તેં ફૂબીઅન પર્સી માટે મ્હારો નહિ પણ પ્રભુનો ગુન્હો કર્યો. તેં મ્હારા તરફ બેવફાઇ બતાવી એટલુંજ નહિ પણ તેં એક ગુપ્તમાં

ગુપ્ત ભેદ જે મ્હારો ન્હોતો પણ મહારાજાનો હતો તે પણ તેને કહી દીધો. આ શું ત્હારો જેવો તેનો ગુન્હો હતો ? શું તેં મને દુઃખ દીધું ન હતું ?......"

"હા—એ હું કબૂલ કરૂં છું—મેં ખોટું કર્યું હતું—ઘણું ખોટું કર્યું હતું..............." લેડી બ્રાન્ડ અતિ કરૂણ સ્વરે બોલી.

"અને તેથી તને જે સજા કરવામાં આવી હતી તે ત્હારા ગુન્હા સાથે સરખાવતાં યોગ્યજ હતી. તું મને ઝનુની સ્વભાવનો કહે છે—હું વેરનો તરસ્યો છું એવો તું મારા પર આરોપ મૂકે છે પણ હું તને પૂછું છું. કે શું ત્હારા હૃદયમાં એવું ઝનૂન નથી ? તું શું મ્હારા પર વેર લેવા જો ત્હારામાં શક્તિ હોત તો તૈયાર ન થાત ? વિચાર કર—શાન્ત થા ને વિચાર કર—ત્હારા અંતઃકરણને પૂછ—શું તું તદ્દન પવિત્ર વિચારો ધરાવે છે ? નહિ...હું કસમ લઇ, પ્રભુને હાજર ગણી કહું છું કે, જ્યારે મેં તને પ્રથમ કેદ કરી ત્યારે તને તે ભયંકર એકાંત કેદખાનામાં જીવન પર્યંત સબડતી રાખવાનો મ્હારો વિચાર ન્હોતો. જો તેં પશ્ચાતાપ કર્યો હોત—ત્હારા પાપ માટે—ત્હારા ગુન્હા માટે તું દિલગીર થઈ હોત—તેં મ્હારા પગ આગળ ઝૂકી પડીને મ્હારી માફી માગી હોત તો મ્હેં તને ક્ષમા આપી હોત. હા—આપણે પુનઃ સાથે રહી શકીએ એ અશક્ય હોવાથી તથા ત્હારા મૃત્યુની ખોટી ખબર ચારે બાજુએ ફેલાવવામાં આવેલી હોવાથી જો તેં કોઇ એકાન્ત સ્થલમાં કોઇને પણ મળ્યા વગર જીવન ગાળવાનું મને વચન આપ્યું હોત તો તે સરતે મેં તને ત્હારા કેદખાનામાંથી મુક્ત કરી હોત...પણ નહિ ! તું પસ્તાઈ નહિ—દિલગીર થઇ નહિ—તેં ત્હારા ગુન્હા માટે—ત્હારા પાપ માટે પ્રભુની ક્ષમા માગી નહિ—મ્હારી ક્ષમા માગી નહિ—પણ ઉલટી જ્યારે હું તને મળવા આવતો ત્યારે તું ઝનુની વાઘણ જેવી મ્હારા તરફ તિરસ્કારપૂર્ણ દૃષ્ટિએ જોઇ ખૂની—પાપી કહી સંબોધતી...વિચાર કર ! હજારો વાર તેં મને કહ્યું હતું કે તું કેદખાનામાંથી જે પળે મુક્ત થશે તેજ પળે સરકારી અમલદાર પાસે દોડી જશે અને મને ખૂનના ભયંકર વાંક માટે કેદ પકડાવશે. હજારો વાર તેં મને 'નિર્દય,' 'કસાઇ' 'ખૂની' કહી બોલાવ્યો હતો. તું ઝનુનથી આંધળી બની ગઇ હતી. તેં મિસ્ટર અને મિસીસ ગ્રીમસ્ટેડને તથા ત્હારા પર ચોકી કરતી બાઇને પણ કસમ ખાઇને કહ્યું હતું કે તું મને ખૂની તરિકે જગતમાં જાહેર કરશે

અને જ્યારે મ્હારી ખૂનના આરોપ માટે ન્યાયાધિશ સમક્ષ તપાસ ચાલશે ત્યારેજ તું સુખી થઈશ–"

"હા. એ ખરૂં છે. હું એમ બોલી હતી અને તેવી મ્હારી ઇચ્છા હતી એ વાત પણ સત્ય છે...." તે કંગાળ–અપવિત્ર–જૂલમ અને ત્રાસથી મૃત્યુને કિનારે પહોંચેલી સ્ત્રી દિવાલ તરફ નજર નાંખી બોલી. એના પતિની આંખોમાં હમણાં સખ્તાઇ આવી હતી તે એણે જોઇ; પણ તેજ પલે જાણે અચાનક એના મગજમાં કોઈ નવીન વિચાર જનમ્યો હોય તેમ ચોંકીને તે સર બ્રાન્ડ તરફ દૃષ્ટિ તાકી બોલી.

"જો હું તમારી ક્ષમા માગવા તૈયાર થાત તો તમે મ્હારા તરફ દયા બતાવત ! નહિ–નહિ. દયા, ભીની લાગણી, હૃદયની કુમાશ અને અન્તઃકરણની મૃદુતા સાથે તો તમારા વજ્ર સમા કઠીન્ હૃદયને હડહડતું વેર છે. તમે મ્હારા તરફ દયા બતાવત ? નહિ. એવા ખોટા શબ્દો બોલી દયાળુ હોવાનો દાવો ન કરો. તમારા એ શબ્દો તમારી કપટમય વાકચાતુરી બતાવે છે. તમે જે બોલો છે તે તદ્દન ખોટું છે. તમારામાં લાગણીજ નથી. તમારૂં રાક્ષસી હૃદય દયા શું છે તે જાણતુંજ નથી. જો તમારામાં દયાનો–મનુષ્યત્વનો લેશ માત્ર પણ અંશ હોત તો એક અસહાય સ્ત્રીને પંદર પંદર વર્ષ સુધી અંધારા કારાગૃહમાં તમે ન સબડાવત ! તમે કેવા છો–તમારૂં હૃદય કેટલું કઠોર છે તે તમારાં કૃત્યોએ અત્યાર અગાઉ ક્યારનુંય પૂરવાર કરી આપ્યું છે. તમારામાં દયા ? અસમ્ભવિતઃ તમે કદિ પણ મને મુક્ત કરવાનો વિચાર રાખ્યોજ ન્હોતો. આહ ! મ્હારી તમે જીવતી કબર બનાવી હતી. જો તમે મને મુક્ત કરવાના હતા તો મને મરણ પામેલી શા માટે જાહેર કરી ? શા માટે તમે મ્હારી જૂઠી મરણ ક્રિયા કરી ? શા માટે તમે મને મરણ પામેલી જાહેર કરી અને પછી ઢોંગ કરતા કબર સુધી ગયા ? આહ ! મને એ ભયંકર દિવસ બરાબર યાદ છે. એ બધાં નીચ કામો કરી, તમે મ્હારી પાસે આવ્યા અને મને એ વાત રસ લઈ લઇને કહી ! મ્હારૂં હૃદય બળીને ખાખ થઇ ગયું–મ્હારી આંખોમાંથી અશ્રુનો જોસબંધ ધોધ પડયો અને તે જોઈ તમને આનંદ થયો ! તમારૂં હૃદય કેટલું દયાહીન હતું તે તે સમયે મ્હેં જાણ્યું ! તમે કેવું ભયંકર વેર લેવા તરસ્યા બન્યા હતા તે પણ મને ત્યારેજ જણાયું. અને હવે તમે દયાળુ છો અથવા તમે

મ્હને કેદખાનામાંથી મુક્ત કરવાની ઇચ્છા રાખતા હતા એમ કહેવાની હિમ્મત કરી શકો છો? નહિ—નહિ. હું મુક્ત થાત તે પહેલાં તો તમે મ્હારૂં ખૂન પણ કીધું હોતઃ મને જીવનપર્યંત તમે કંગાળ કેદખાનામાં રાખવા ચાહતા હતા. તમે એ રીતે તમારૂં વેર વાળત અને ફેબીઅન પર્સીનું તમે ખૂન કીધું હતું એ વાત તમે ગુપ્ત રાખી શકત......"

"અને મ્હારા હૃદયમાં એવી લાગણી હોય તોપણ શું? તું મને તે માટે ઠપકો આપી શકે એમ છે? ત્હારા પોતાનાં કૃત્યનો તું વિચાર કરે છે? હું પુનઃ કહું છું કે તું પણ ઝેરીલી બની હતી—તેં પણ મ્હારા પર વેર વાળવાનો કૃત નિશ્ચય કર્યો હતો અને ફક્ત થોડાજ સમય પહેલાં મહારાજાની સમક્ષ—જનરલ ઑલિફન્ટની સમક્ષ તું બોલી હતી કે ત્હારીજ સરતો મ્હારે પાળવી પડશે અને જો હું ત્હારી આજ્ઞાનુસાર નહિ ચાલું તો તું ફૅબીઅન પર્સીના ખૂનનો ભેદ જાહેર કરશે. બોલ, તેં આ ધમકી મને ન્હોતી આપી?"

"આપી હતી. મેં એ ધમકી આપી હતી અને મેં કદાચ એ કાળાં ખૂનનો ભેદ ખુલ્લો કરી તેજ સમયે મ્હારૂં વેર વાળ્યું હોત. પણ અરે! પ્રભુ! હવે આનો અન્ત નહિ આવે? એક પાપની કેવી ભયંકર સજા? મ્હારા પાપ માટે પંદર પંદર વર્ષનું કંગાળ કેદખાનું શું પૂરતું નથી? આહ! પંદર વર્ષ! મ્હારે મન જાણે એક લાંબી ભયંકર રાત્રિ વીતી ગઇ એવું લાગે છે. પણ...પણ...મને ચક્કર આવે છે...હું બેભાન થઈ જઇશ..."

લેડી બ્રાન્ડ ઉપલા શબ્દો બોલી બાજુમાં પડેલી એક બેઠક પાસે લથડતી લથડતી ગઈ અને તે પર બેસી નીચું મ્હોં ઘાલી ગંભીર શોકમાં ગીરફતાર થઈ ગઇ. તેણીની આંખોમાંથી આંસુ ખરતાં હતાં અને તેનું હૃદય તેને ડંખતું હતું. તે નીચું જોઇ બેઠી હતી. તેના પતિના મુખ પર શયતાનના જેવા ધિક્કારની જે દયાહીન છાયા પ્રકટી તે તે જોઈ શકી નહિ.

"જનરલ ઑલિફન્ટે અત્રે પુનઃ આવવાનું કહ્યું છે અને તે આવે તે પહેલાં આપણે ભવિષ્યમાં શી રીતે ચાલવું તેની સરતો નક્કી કરવાની છે........." સર વિલિયમે લેડી બ્રાન્ડને કહ્યું.

"તમે શું કહેવા માગો છો?—"

"સાંભળ—આપણે હવે પતિપત્નિ તરિકે એકજ જગ્યાએ રહી શકીએ તે તદ્દન અશક્ય છે—"

"હા-તદ્દન અશક્ય! તમારા જૂલમી આશરા નીચે હું હવે વધુ વાર રહેવા માગતી નથી—"

"આથી જો તું કોઇ દૂરના પ્રદેશમાં ચાલી જાય—"

"મઠમાં—હું ફ્રાન્સમાં કોઇ મઠમાં રહી મ્હારૂં શેષ જીવન પ્રભુની પ્રાર્થના કરવામાં ગાળીશ—" લેડી બ્રાન્ડ બોલી.

"જેવી ત્હારી મરજી. તું ત્હારી સાથે તને જોઇએ તેટલું દ્રવ્ય લઇ જજે કે જેથી તને કોઇ જાતની અગવડ પડે નહિ. હવે જો! જ્યારે તું મઠવાસિનિ યોગિનિ થઇ ત્હારૂં શેષ આયુષ્ય પ્રભુ પ્રાર્થનામાં ગાળવા માગે છે તો આપણે ભયંકર ભૂતકાલ અને ભૂતકાલની ઝેરી લાગણી ભૂલી જવી જોઇએ. જો હું તને માફ કરૂં તો તું મને ફેબીઅન પર્સીના ખૂનનો ગુપ્ત ભેદ કોઇને ન કહેવાનું વચન આપવા તૈયાર છે?—"

"હા. હું વચન આપું છું—હા—હું તમને વચન આપું છું. એકલો પ્રભુજ જાણે છે કે મારા હૃદયમાંથી એ ઝેરી લાગણીઓ દૂર કરવા માટે મેં કેવો પ્રયત્ન કર્યો હતો—પણ હવે મારા હૃદયમાંનું ઝેર નીકળી જવુંજ જોઇએ- બોલો, મને તમે માફ કરો છો એવા શબ્દો અંતઃકરણના ઉંડાણમાંથી બોલો અને હું તમારા નીચ કૃત્યની વાત કોઇને પણ નહિ કહેવાના કસમ ખાઉં છું."

લેડી બ્રાન્ડ પોતાના પતિને ચરણે પડી. પંદર પંદર વર્ષના ભયંકર એકાન્તવાસમાંથી છૂટયા પછી પહેલેજ દિવસે એવા ઉશ્કેરાટ ભર્યાં બનાવો બન્યા હતા કે તેના હૃદય પર તે વધુ વાર કાબુ રાખી શકી નહિ. અને તેથી સર વિલિયમનું વજ્ર સમું કઠોર હૃદય તેના પર વિજય મેળવી પોતાની ધારણા પાર પાડી શકયું.

"હું તને માફ કરૂં છું—" મહામહેનતે સર વિલિયમ બોલ્યો. તેણે પોતાની પત્નિને ઉભી કરવા પોતાનો હાથ લંબાવ્યો. પણ તેને માટે જે ધિક્કાર તેના હૃદયમાં હતો તે પર તેણે જ્યારે લેડી બ્રાન્ડનો ઠંડો હસ્ત પકડયો ત્યારે સમ્પૂર્ણ વિજય તે મેળવી શકયો નહિ.

"તમે મને માફ કરો છો..." લેડી બ્રાન્ડ અશ્રુ સારતાં બોલી.

"તમે મને માફ કરો છો અને હું આ પવિત્ર યજ્ઞવેદી આગળ, પ્રભુને હાજર ગણીને કહું છું કે જે ગુપ્ત ભેદ પ્રકાશમાં આવવાથી તમારૂં નામ કલંકિત થવાનો ભય છે તે હું કદિપણ કોઇને કહીશ નહિ."

તેણી આ શબ્દો બોલી રહ્યા પછી દેવળનાં બારણા ધીમેથી

ઉઘાડયા અને જનરલ ઑલિફન્ટ તેમની સ્હામે આવી ઉભો. લેડી બ્રાન્ડ જે પોતાના પતિને ચરણે પડી હતી તે ઉભી થઇ અને જનરલ પાસે જઇ બોલી.

"વીર પુરૂષ! હું તમને ઓળખતી નથી. જો કે તમારૂં નામ આજે ઘણી વાર મારા કાનોએ અથડાયું છે પણ તમે મારાથી તો તદ્દન અપરિચિતજ છો. તમે મને આજે જે ભયંકર કેદખાનામાંથી મુક્ત કરી છે તે માટે તમારી હું જીવનપર્યંત આભારી રહીશ. એ આભાર એવો છે—મારા હૃદયમાં એવી કૃતજ્ઞ લાગણી ઉભરાય છે કે જે વ્યક્ત કરવા માટે ભાષામાં યોગ્ય શબ્દો નથી—તમે જ્યારે મને મુક્ત કરી ત્યારે આવેશમાં મેં તમારો યોગ્ય શબ્દોમાં આભાર માન્યો ન્હોતો—"

"શ્રીમતી!" ઑલિફન્ટે ધીમા—મંદ અવાજે જવાબ આપ્યો. તે આ શબ્દ બોલ્યો તે સમયે તેને પણ—તેના સશક્ત હૃદયને પણ પોતાની ખરી લાગણીઓ છૂપાવવાનું અશક્ય લાગ્યું.

"મારો આભાર માનવાની કંઇ જરૂર નથી. મેં ફક્ત મારૂં મનુષ્ય તરિકેનું કર્તવ્ય બજાવ્યું છે......" આટલું બોલી તેણે સર વિલિયમ તરફ દૃષ્ટિ ફેંકી કહ્યું.

"સર વિલિયમ! હું ધારૂં છું કે તમે તમારાં પત્નિ સાથે યોગ્ય સરતો કરી લીધી હશે. અને—"

પણ અહિં તે અચાનક બોલતો અટકી ગયો.

"જનરલ ઑલિફન્ટ!—" સર વિલિયમે જવાબ આપ્યો

"મારી પત્નિ આવતી કાલે ફ્રાન્સના એક મઠમાં જવા તૈયાર થઇ છે. એ તેની પોતાની મરજી છે—"

"હા. એવી મારીજ મરજી છે......" લેડી બ્રાન્ડ બોલી.

થોડીક પળ તે મૌન રહી અને પછી બોલી.

"મારા પતિએ મને ક્ષમા આપી છે અને હવે મારે મારા પ્રભુની ક્ષમા મેળવવાની બાકી છે."

જનરલ ઑલિફન્ટે જોયું કે લેડી બ્રાન્ડ ઘણી થાકી ગઈ છે તેથી તેણે સર બ્રાન્ડને કહ્યું.

"લેડી બ્રાન્ડ ઘણાંજ થાકી ગયાં છે અને તેથી તેમને માટે યોગ્ય ગોઠવણ કરો કે જેથી તેમને શાંતિ મળે—" આ શબ્દો બોલતી વેળા જનરલે સર બ્રાન્ડ તરફ એવી નજર ફેંકી કે જે નજર

જાણે લેડી બ્રાન્ડનો તે હમ્મેશ માટે રક્ષક બનશે એવું સર બ્રાન્ડને જણાતી હોય.

બૅરોનેટ આ શબ્દો સાંભળી નમ્યો અને દેવળના બારણા આગળ જઇ તેણે એક દાસીને બૂમ મારી. તેને લેડી બ્રાન્ડને માટે ઘટતી વ્યવસ્થા કરવાની તેણે આજ્ઞા કરી અને તેણી ત્યાંથી ચાલી ગઈ તે પહેલાં તેણે જનરલ ઑલિફન્ટનો પુનઃ આભાર માન્યો.

"સર વિલિયમ બ્રાન્ડ!—" ઑલિફન્ટે લેડી બ્રાન્ડ તે ઓરડામાંથી ચાલી જવા પછી કહ્યું.

"હવે ભવિષ્યમાં લેડી બ્રાન્ડ તરફ તમે કોઇ પણ જાતનો જૂલમ ગુજારતા નથી તથા તેણી તરફ કોઇ પણ જાતનું અયોગ્ય વર્તન ચલાવતા નથી તેની હું તપાસ રાખીશ એ વાત તમને કહેવાની જરૂર મને જણાતી નથી. યાદ રાખજો કે, તમે લેડી બ્રાન્ડને કેદ કર્યાં હતાં એ વાત મને ખબર છે—"

"હા—એ તમે જાણો છો—મારા નોકરોને ફોડી–લાંચ આપીને તમે—"

"હવે એવા કટાક્ષની જરૂર નથી. આકસ્મિક સંયોગમાં મને તમારી પત્નિ કેદમાં છે તેની ખબર મળી અને લ્યુક ગ્રીમસ્ટેડને દમ ભરાવવાથી હું તેને મારા પક્ષમાં લેવામાં વિજયી થયો. ગમે એમ પણ હવે એ બે ભાઇઓને સતાવવામાં સાર નથી અને જો તમે તેમના પર ગુસ્સે થશો તો તેઓ શું કરશે તે તમે જાણો છો. હવે હું મિસ રૂથ અને તેની ફોઇને 'રાઇ હાઉસ'માં લઇ જવા માંગું છું. તેમને માટે બે અશ્વો તૈયાર કરાવો–મારે માટે મારો અશ્વ છે—"

આટલું કહી જનરલ ઑલિફન્ટ દેવળમાંથી બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### જનરલ ઑલિફન્ટની સલાહ.

કર્નલ અને મિસિસ રમ્બોલ્ડ હેન્રીએટા અને રૂથ અચાનક ગૂમ થઇ જવાથી અત્યંત દુઃખી થયાં હતાં એમ કહેવાની જરૂર નથી. વાંચનાર, એક વ્હાલી બહેન–દુઃખી બહેન અને વ્હાલી પુત્રી અચાનક ગૂમ થઈ જાય, એ શું ન્હાનીસૂની આફત છે? પ્રિયજનનો એક

કલાકનો વિરહ મનુષ્યથી સહન થતો નથી તો તે અચાનક ગૂમ થઇ જાય એ શી રીતે સહન થઇ શકે?

રૂથ હેન્રીએટ્ટા સાથે શી રીતે ગૂમ થઇ? તે બિચારી "રાઇ-હાઉસ" માં આવ્યા પછી પહેલવહેલી વાર રૂથ સાથે બહાર નીકળી હતી. વીસ બાવીસ વર્ષ સુધી તીવ્ર યાતના સહન કર્યાં પછી તે પોતાના ઓરડામાંજ એકલી રહી હતી. તે ક્વચિતજ પોતાનાં ભાઇભાભી સાથે ભોજન લેવા આવતી—બગિચામાં નિર્મલ હવાથી પોતાનું હૃદય પ્રફુલ્લ કરવા પણ તે ક્વચિતજ જતી. તેના હૃદયપર એક જાતનો દુઃખદ ભાર હતો કે જે કદિપણ હલકો થાય તેમ ન્હોતું—એના જીગર પર એવો કાતિલ જખમ થયો હતો કે જે કદિપણ રૂઝવાનો ન્હોતો. છતાં છેલ્લા કેટલાક દિવસથી, સર વિલિયમ બ્રાન્ડના પૈસા ચૂકવાયા પછી—જનરલ ઑલિફન્ટ અને લૉરેન્સ લી સાથે તેનો પરિચય થયા પછી તેના મનમાં હમેશાં ઘોળાયા કરતી દુઃખદ લાગણીમાં કિંચિત ફેરફાર થયો હતો. જો કે તેના દીલપર ભયંકર વજ્રપ્રહાર થયો હતો અને તેથી તે જીવતી મરી જેવી ગઇ હતી; છતાં પણ લૉરેન્સ લી સાથે રૂથના લગ્ન નક્કી થવાની આનન્દજનક ખબરથી તેને કંઇક હર્ષ થયો હતો, અને જે દિવસની અમે વાત કરીએ છીએ તે દિવસે તેણે રૂથ સાથે ફરવા જવાનું તેની વિનંતી પરથી કબૂલ કર્યું હતું. રૂથે—તે પ્રેમાલ કુમારિકાએ પોતાની દુઃખી ફોઈ જો બહાર ફરવા આવે તો તેને તાજી હવાથી ફાયદો થશે અને તેના એકાંતવાસમાં તેને જે અસહ્ય યાતના સહેવી પડે છે તેમાં કંઇક આશ્વાસન મળશે એવા વિચારથી તેને પોતાની સાથે થોડેક સૂધી ફરવા આવવાની આગ્રહ-પૂર્વક અરજ કરી અને સ્નેહાળ રૂથની સ્નેહભરી વિનંતીનો અના-દર કરવાની તે હિમ્મત કરી શકે એ અશક્ય હતું.

સર વિલિયમ બ્રાન્ડે જે નીચ કપટજાળ બીછાવી હતી અને જેમ કરવાની રાજા ચાર્લ્સે તેને સલાહ આપી હતી તે વાંચનારને યાદ હશે. સર વિલિયમે બે બદમાસો રોક્યા હતા અને તેઓ રૂથ બહાર નીકળે તેનીજ રાહ જોતા હતા, બન્ને બદમાસો પોતાની નીચ ધારણામાં વિજય મેળવી શક્યા હતા અને તેઓજ રૂથ અને હેન્રી-એટ્ટાને "નીધરહૉલ"માં ઉપાડી ગયા હતા. દિવસે મધ્યાન્હ સમયે આ બનાવ બન્યો. કર્મયોગે આ બનાવ કોઈની પણ નજરે પડ્યો નહિ અને સર વિલિયમની યુક્તિ વિજયી થઇ. રૂથ અને હેન્રીએટ્ટા

"નીધરહૉલ"ની કેદી બની. રૂથ સાથે કોઈ પણ સ્ત્રી હોય તેને સાથે ઉપાડી લાવવાની બદમાસોને ખાસ સૂચના કરવામાં આવી હતી કે જેથી રૂથને કોણ ઉપાડી ગયું તે કોઈ જાણી શકે નહિ. સમય પસાર થતો ગયો અને રૂથ તથા હેન્રીએટ્ટા પાછી ફરી નહિ એટલે કર્નલ તથા મિસીસ રમ્બોલ્ડને ચિન્તા થઇ. વૃદ્ધ સૈનિક રમ્બોલ્ડ પોતાના અશ્વ પર સવાર થઇ પોતાની પુત્રી તથા ભગિનીની શોધમાં નીકળ્યો, પણ તેને કંઇ પણ નિશાની જણાઈ નહિ. આજુબાજુ કર્નલ રમ્બોલ્ડે ઘણી તપાસ કરી–ઘણાને પૂછપરછ કરી પણ રૂથ વિષે કંઇજ ખબર મળી નહિ. નિરાશ થઈ તે ઘેર આવ્યો અને પોતાના એકેએક નોકરને રૂથ તથા હેન્રીએટ્ટાની શોધમાં મોકલ્યા. તે પોતે પણ પાછો શોધમાં નીકળ્યો. નીધરહૉલના માલિક સર બ્રાન્ડે આવું નીચ કપટ કર્યું હશે અને તેની દગાબાજીથી તેની પુત્રી તથા બહેન કેદી બની હશે એવું સ્વપ્ન પણ તેને આવ્યું નહિ. કર્નલ એમજ ધારતો હતો કે તેમને દુર્ભાગ્યે કંઈ અકસ્માત નડયો હશે. આથી તેણે આખી નદિમાં તપાસ કરાવી–જો કદાપિ દુર્ભાગ્યે તેઓ નદિમાં ડૂબી ગઇ હોય તો તે જાણવા માટે તેણે નદિના પાણી ડહોવી કઢાવ્યાં–પણ કંઇ પત્તો મળ્યો નહિ. અંધારૂં થયું–સૂર્યાસ્ત થયો ત્યાં સુધી બધાની તપાસ ચાલુ રહી પણ કંઈ વળ્યું નહિ, અને કર્નલ રમ્બોલ્ડ દુઃખી–હતાશ હૃદયે પોતાની પત્નિ પાસે પાછો ફર્યો ત્યારે તેની શૂરવીર આંખો અશ્રુભીની થઇ હતી. તેનું વદન કરમાઇ ગયું હતું. ખરેખર, તેના દુઃખનો પાર ન્હોતો. એક દુઃખી બહેન–એક વ્હાલી પુત્રી આમ અચાનક ગૂમ થાય! આહ! એ ખ્યાલ–એ વિચારજ છાતી ચીરી નાખનારો હતો! મિસિસ રમ્બોલ્ડની સ્થિતિ પણ એના જેવીજ હતી! રૂથ અને હેન્રીએટ્ટાને જાણે પૃથ્વી ગળી ગઈ હોય એવી રીતે તે બન્ને ગૂમ થઇ ગઈ હતી!

સન્ધ્યાકાલ વહી ગયો. કલાકપર કલાક પસાર થઇ ગયા. રાત્રિની ભયાનકતા વધવા માંડી. મિસીસ રમ્બોલ્ડ પોતાની પુત્રીના વિરહથી તથા તેને લગતી હૃદયવિદારક ચિન્તાથી એટલી હતાશ થઇ ગઈ કે તેને બિછાને જવાની કર્નલે આગ્રહભરી વિનંતી કરી; અને જો કે કર્નલની એકેએક ઇચ્છાને સરકારી કાયદા જેટલું માન આપવાને તેની પવિત્ર પત્નિ ટેવાયલી હતી છતાં વર્તમાન સંયોગોમાં તે પોતાના વ્હાલા પતિની વિનંતીને માન આપી શકી નહિ. તેની

નીર્બલતા એટલી બધી વધી પડી હતી–તે એટલી બધી હતાશ થઇ ગઈ હતી અને એવી ભયંકર યાતના તેના પુત્રીવત્સલ હૃદયને ચીરી નાખતી હતી કે આરામ લેવા માટનો વિચાર પણ તેને આવી શકે એમ હતું નહિ. કર્નલે તેને આશ્વાસન આપવા–શાન્ત કરવામાં કોઇ જાતની કચાસ રાખી નહિ. પણ વ્યર્થ! કર્નલ બિચારો આ સમયે શું કરે? બન્ને પતિપત્નિએ અનેક યુક્તિઓ ખોળવા માંડી–અનેક તર્ક વિતર્ક કરી જોયા–! રૂથ અને હેન્રીએટ્ટા કદાચ દૂર સુધી ફરવા ગઈ હશે અને પછી રસ્તો ભૂલી ગઇ હશે. તેઓ કોઇ ગરિબ કુટુંબના માંદા માણસને સહાય કરવામાં રોકાઇ હશે; પણ નહિ. આ કલ્પના આવતાંજ કર્નલ અને મિસીસ રમ્બોલ્ડની ખાત્રી થઇ કે તેમની કલ્પના ભૂલભરી હતી; કારણકે જો રૂથ અને હેન્રીએટ્ટા ભૂલી પડી હોય તો તેમને એક માર્ગદર્શક ભોમિયો મેળવતાં મુશ્કેલી નડે એમ ન હતું અને જો તેઓ કોઇ કમનસિબ રંક મનુષ્યને સહાય કરવા ગઇ હોય તો ઘરમાં ચિંતા થાય એટલો વખત ત્યાં બેસી રહે એ અસમ્ભવિત હતું. ટૂંકામાં કલ્પનાશક્તિ યા તર્કશક્તિથી શોધી શકાય એવું એક પણ ચિન્હ તેમને જણાયું નહિ કે જેથી રૂથ તથા હેન્રીએટ્ટાની શોધ આગળ ચલાવી શકાય. ફક્ત એક ભયંકર કલ્પના બન્નેને આવતી હતી. તે એ કે કદાચ દુર્ભાગ્યવશાત્ બન્ને નદિમાં ડૂબી ગઇ હોય! આ વિચાર–આ કલ્પના હૃદય ચીરી નાખનારી હતી; પણ નદિ કિનારે તેવાં કોઇ ચિન્હ જણાયાં ન્હોતાં.

આવી જ ભયંકર અશાન્તિમાં રાઈહાઉસદુર્ગનાં બધાં માણસ પોતાનો સમય પસાર કરતાં હતાં. સાડા અગિયારેક વાગ્યાનો સમય થઇ ગયો. સઘળાંની ચિન્તા પ્રતિક્ષણે વધતીજ જતી હતી. એટલામાં દુર્ગ તરફ આવતા અશ્વોના પગલાંનો અવાજ કર્નલ તથા તેની પત્નિની કર્ણેન્દ્રિયે અથડાયો. બન્ને હજુ પોતાના ઓરડામાં જાગતાં બેસી રહ્યાં હતાં. એ ત્રણ મજુરો–દારૂ ગાળનારાઓ—જેઓ રૂથની શોધ કરવામાં નિષ્ફલ થઈ હતાશ વદને પાછા ફર્યા હતા–તેઓના મ્હોમાંથી હર્ષના પોકારો નીકળી પડયા અને તે સાંભળતાજ કર્નલ અને મીસીસ રમ્બોલ્ડ એકદમ દુર્ગના પ્રવેશ દ્વારમાંથી બહાર દોડી ગયાં. એ અશ્વો પૂલ પાસે ઉભા રહ્યા હતા. અને એકપરથી રૂથ નીચે ઉતરતાં જ તે તેના વ્હાલા માતાપિતાની ગોદમાં જઇ પડી. હેન્રીએટ્ટાને લઇ બીજા અશ્વપર જનરલ ઑલિફન્ટ બેઠો હતો કારણકે નીચરહોલમાં બેશુદ્ધ

થયા પછી હેન્રીએટ્ટા મહા મુસ્કેલીએ શુદ્ધિમાં આવી હતી પણ તે એટલી શક્તિહીન થઇ ગઇ હતી કે તેનાથી એકલાં અશ્વપર સ્વારી કરાય તેમ ન્હોતું. તેથી જનરલ ઍાલિફન્ટને તેને સાથે લઇ અશ્વપર બેસવાની ફરજ પડી હતી.

અમે હવે આ કરૂણ બનાવપર થોડોક આવશ્યક ખુલાસો કરી પરદો નાખીશું. જનરલ ઍાલિફન્ટનો તેણે રૂથ તથા હેન્રીએટ્ટાના કરેલા અણધાર્યા—બહાદૂરીભર્યા બચાવ માટે કર્નલ તથા મિસિસ રમ્બોલ્ડે અંતઃકરણપૂર્વક આભાર માની પોતાની પવિત્ર કૃતજ્ઞતા લાગણીભર્યા સ્વરે વ્યક્ત કરી એ વાંચનારને કહેવાની જરૂર નથી. રૂથને કોની આજ્ઞાથી તથા કેવી નીચ ઇચ્છાથી ઉપાડી જવામાં આવી હતી તે જાણતાં કર્નલના અશાન્તિપૂર્ણ મગજમાં તિરસ્કારનો અગ્નિ સળગ્યો. મિસીસ રમ્બોલ્ડ પણ સર બ્રાન્ડની નીચતાથી કમ્પી ગઇ. પણ કર્નલને હજુ એક વધુ દુઃખદ બીના સાંભળવાની હતી. જનરલ ઍાલિફન્ટ હેન્રીએટ્ટા પોતે પોતાનાં ભાઇભાભીને પોતાની પવિત્રતા ખંડિત કરનાર દગાબાજનો હેવાલ એકાન્તમાં કહી શકે એવી ઇચ્છાથી પોતાને માટે ખાસ તૈયાર કરેલા ઓરડામાં ગયો અને તેના જવા પછી હેન્રીએટ્ટા રમ્બોલ્ડે પોતાનાં ભાઇ તથા ભાભી સમક્ષ જે વ્યક્તિએ તેની સુકીર્તિ કલંકિત કરી હતી, જેણે તેની સઘળી ચળકતી આશાઓને સમૂળી બાળી નાખી હતી, જેણે તેના કૌમાર્યપર કાળો ડાઘ લગાડયો હતો, જેણે પ્રથમ તેને ચાહવાનો શરમભર્યો ઢાંગ કરી પાછળથી તેને દગો દઈ, ક્રૂરતાથી તજી દીધી હતી અને જેને તે જ્યોજ ફિટ્ઝ વિલિયમના ખોટા નામથી ઓળખતી હતી તે કોઇ જ નહિ પણ આ રાજ્યનો માલિક ચાર્લ્સ બીજો જ છે એ વાત ચીરાતા હૃદયે જાહેર કરી.

આશ્ચર્ય અને તિરસ્કારની લાગણીના ભેગા બળે કર્નલ પોતાની દુઃખી ભગિનિ તરફ અવાક્ થઇ જોઈ રહ્યો. તરતજ તે પોતાની ખુરશી પરથી ઉભો થયો અને ક્રોધ, તિરસ્કાર, વૈર આદિ ઝનુની લાગણીથી અશાન્ત થઇ ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો. તેના વદનપર વજ્રહૃદયી પુરૂષના જેવી દ્રઢતા છવાઈ. તેના ઓષ્ઠ વૈરના આવેશમાં પીસાયા. તેની આંખોમાંથી આગના સોળેસોળા નીકળવા લાગ્યા. તેને જોતાંજ તેના હૃદયમાં કોઇ ભયંકર વિચારો ઘોળાતા હશે અને તેથી તેનું હૃદય બળી જતું હશે એમ કોઇને પણ માલૂમ પડી આવે તેમ હતું.

રૂથ, તેની માતા તથા હેન્રીએટ્ટા કર્નલને અશાન્ત–ભયભર્યા હૃદયે જોઈ રહી. કર્નલના મગજમાં ભયંકર વેર લેવાની લાગણી જન્મી છે એ તેમને તરતજ જણાઇ ગયું; પણ તે વૃદ્ધ સૈનિકનો દેખાવ તે સમયે એવો ગમ્ભીર–એવો સ્થિર–એવો ભવ્ય–લાગતો હતો કે તેની પત્નિ કે તેની બ્હેન તેની પાસે જવાની હિમ્મત કરી શકી નહિ. ખુદ રૂથ પણ–કર્નલની વ્હાલી પુત્રી પણ પોતાના પિતા પાસે જઇ શકી નહિ.

અન્તે હેન્રીએટ્ટા તેની પાસે ગઇ અને તેના પગ આગળ ઘુંટણીએ પડી વિનીત–કરૂણ સ્વરે તે બોલી.

"રિચર્ડ! મારે માટે તારે કોઈ પણ જોખમ વહોરી ન લેવું એવી હું તને વિનંતી કરૂં છું. તારી પુત્રી અને પત્નિ જે મને અને તને અત્યંત વ્હાલી છે તેમનું સુખ મારે માટે જોખમમાં ના નાખતો........."

કર્નલ રમ્બોલ્ડ પોતાની બ્હેનના કરૂણ શબ્દો સાંભળી ઉભો રહ્યો અને તેને ઉભી કરી બોલ્યો.

"હેન્રીએટ્ટા! મને આવી રીતે ન શરમાવ—તેં અત્યાર સૂધી ઘણું–ઘણું દુઃખ સહન કર્યું છે–હા–તેં અસહ્ય દુઃખો સહ્યાં છે–પણ આજે રાત્રે તારા હૃદયમાં બીજી કાતિલ છૂરી ભોંકાઇ છે, કારણ કે આજે જેને તેં અથાગ પ્રેમથી ચાહ્યો હતો તેણે તને પોતાની પત્નિ બનાવવાની લેશ માત્ર ઇચ્છા ન્હોતી રાખી પણ ફક્ત તારૂં કૌમાર્ય કલંકિત કરવાની નીચ વાસનાજ તેના જીગરમાં હતી એવી તારી ખાત્રી થઇ છે—"

મિસીસ રમ્બોલ્ડ અને રૂથ પણ હવે કર્નલ પાસે ગઈ અને ત્રણે સ્ત્રીઓએ કર્નલ તરફ એવી કરૂણ દ્દષ્ટિએ જોયું કે તે દ્દષ્ટિ જાણે કર્નલને તેના જીગરમાં રાજા જેવા સશક્ત મનુષ્ય સામે ગમે તેવી રીતે વેર લેવાની જે પણ યુક્તિ તેના મનમાં ઘોળાતી હોય તે તજી દેવાની અરજ કરતી હોયની એવી લાગતી!

"આજે હવે આપણે એ વિષે કંઇ બોલીશું નહિ........" કર્નલે કહ્યું.

"રાત બહુ વહી ગઈ છે અને તમે ત્રણેએ આજે ઘણું સહન કર્યું છે. તમને સર્વને આરામની ખાસ જરૂર છે. રૂથ, તારી માતાએ આજે અસહ્ય દુઃખ સહન કર્યું છે......"

"આહ! મારી વ્હાલી બા!—" તે યુવાન કુમારિકા પ્રીતિભીના સ્વરે બબડી અને બીજી પલે પોતાની વ્હાલી માતાની ગોદમાં જઇ લપાઇ.

ત્યાર પછી તે દુઃખી કુટુંબ નિદ્રાદેવીને શરણે ગયું અને "રાઈહાઉસ" દુર્ગમાં શાન્તિ પ્રસરી.

પ્રાતઃકાલે જનરલ તથા કર્નલ બન્ને સૌથી વહેલા ઉઠયા અને ઉભય ગઇકાલના બનાવ વિષે મુકત હૃદયે વાત કરવાના ઇરાદાથી બહાર ફરવા નીકળ્યા. કર્નલ રમ્બોલ્ડે પોતાની પુત્રી તથા ભગિનિને કેદખાનામાંથી મુકત કરવા માટે જનરલ ઑલિફન્ટનો પુનઃ કૃતજ્ઞ હૃદયે આભાર માન્યો; છતાં એ કૃતજ્ઞભાવના વ્યકત કરતી વેળા તેના મુખપર એક જાતની એવી વજ્ર જેવી સખ્તાઇ તથા ગમ્ભીરતા છવાયલી હતી કે તેના હૃદયમાં આવેશભરી લાગણીઓનું તુમૂલ યુદ્ધ થતું હતું તે જનરલ ઑલિફન્ટથી ગુપ્ત રહ્યું નહિ.

"મારા વ્હાલા મિત્ર," જનરલ ઑલિફન્ટ ગત રાત્રિના દુઃખદ બનાવનું સવિસ્તર વર્ણન કર્યા પછી બોલ્યો.

"હવે તમારે શાન્તિથી આ બનાવપર વિચાર કરવાની જરૂર છે. વર્તમાન સ્થિતિ પર નજર નાખો. પ્રથમ તો સર વિલિયમ બ્લાન્ડ ખુદ મહારાજાના હુકમથી લૉરેન્સ લીને પોતાના વારસ તરિકે સ્વીકારશે અને તે લૉરેન્સ સાથેના તમારી પુત્રીના લગ્નમાં પોતાની સંમતિ આપશે. બીજું હું અલ્પ સમયમાં ઇંગ્લંડ છોડી વિદેશ જવાનો હોવાથી અલ્પ સમયમાંજ લૉરેન્સના લગ્ન મિસ રમ્બોલ્ડ સાથ કરી આપવાની કૃપા કરશો કારણકે હું એ પ્રેમી યુગ્મના શુભલગ્ન સમયે હાજર રહી તેમની સલામતી લેવાને આતુર છું. લૉરેન્સ અને રૂથને સુખી જોવાની મને ઉત્કટ ઇચ્છા છે. ત્રીજું સર કર્નલ રમ્બોલ્ડ! સરબ્લાન્ડ અથવા મહારાજાપર વેર લેવાની તમારા મનમાં કોઈ પણ જાતની લાગણી ઉત્પન્ન થઈ હોય તો તે નષ્ટ કરવાની હું તમને સલાહ આપું છું. "નીધરહૉલ" ના માલિક સરબ્લાન્ડને યોગ્ય સજા તેના પાપ માટે થઇ ચૂકી છે. તેની કપટબાજી પકડાઇ આવી છે—તેની ધારણા ધૂળમાં મળી છે. અને પોતાની પત્નિને પંદર પંદર વર્ષે સુધી કેદ કરી તેને મરણ પામેલી જાહેર કરવાની તેની નીચતા જાહેરમાં આવવાથી લોકો હવે તેનાપર ફીટકાર વરસાવશે. હા—પ્રજાનો ફીટકાર અને ધિક્કાર એજ એના પાપની યોગ્ય સજા છે. કર્નલ રમ્બોલ્ડ!

એક સ્ત્રી વિકારને વશ થઈ ગમે એવું વર્તન ચલાવે; તો પણ તેને પંદર પંદર વર્ષ સુધી એકાન્તમાં કેદ પૂરી રાખવી; તેના ચીરાયલા હૃદયપર વજ્રપ્રહાર કર્યાં કરવા, તેને દુનિયામાં મરેલી જાહેર કરવી એ કૃત્ય એટલું દયાહીન છે કે તે મનુષ્યનું કામ છે એમ હું માની શકતો નથી. એવું કામ રાક્ષસી હૃદયજ કરી શકે. આથી એનાપર વેર લેવાની જરૂર નથી. અને રાજાપર વેર લેવા માટે વર્તમાન પરિસ્થિતિ એવી છે કે, જો એવા પ્રયત્ન કરશો તો તેથી તમને જ હાનિ થશે—"

કર્નલ રમ્બોલ્ડે પોતાના રણશૂરા મિત્રની સલાહ એક પણ શબ્દ વચ્ચે બોલ્યા વિના લક્ષપૂર્વક સાંભળી; અને જ્યારે જનરલ ઑલિફન્ટનું ભાષણ પૂર્ણ થયું ત્યારે કર્નલે તેપર કેટલીક મિનિટ સુધી ગમ્ભીર વિચાર કર્યો. તેણે વિચાર કર્યો ખરો; પણ તેના વદનપર જે સખ્તાઇ ગઇ રાત્રિથી છવાઇ હતી તે તો તેવીને તેવીજ રહી.

"સર વિલિયમ બ્રાન્ડપર વેર લેવાનો વિચાર, કોઇને માટે નહિ તો શૂરવીર લૉરેન્સ–એ દુષ્ટ બૅરોનેટના ભત્રિજાને માટે હું માંડી વાળીશ; પણ મને શક છે કે લૉરેન્સ પોતાના કાકા સાથે સમાધાન કરવા તૈયાર થશે કે ? મારી ખાત્રી છે, જનરલ ઑલિફન્ટ ! કે જે જૂલમ અને નીચતા તેના બદમાસ કાકાએ બતાવ્યાં છે તે જાણ્યા પછી તે કદાપિ પણ સરબ્રાન્ડ સાથે સમાધાની કરશે નહિ. હું ધારૂં છું કે આ બધી વાતની તેને ખબર હશે—" થોડોક સમય ગમ્ભીર વિચાર કરી 'રાઇહાઉસ'નો માલિક બોલ્યો.

"નહિ–તે એ વિષે કંઇ જાણતો નથી—" તેના બહાદૂર સાથીએ પ્રત્યુત્તર આપ્યો.

"હું આજે બપોરે હર્ટફર્ડ જઇ તેને એ ખબર આપવા માગું છું. જો કે તેના કાકાએ જે કાવત્રું લૉરેન્સની વ્હાલી પ્રિયતમાનું હરણ કરવા માટે રચ્યું હતું તેનો નીચ હેતુ જાણી: લૉરેન્સ ઘણો ક્રોધિત થશે પણ તેજ પલે તેના જેવા વિશુદ્ધ પ્રેમીને આનન્દ આપે એવી એક ખબર મારે તેને આપવાની છે. હું સહર્ષ તેને જણાવીશ કે મિસ રમ્બોલ્ડ સાથેનાં તેનાં લગ્નમાં હવે રાજા કે સરબ્રાન્ડ–કોઇ પણ કોઇજાતનું વિઘ્ન ઉપસ્થિત કરશે નહિ. આ સાંભળી તે જરૂર રાજી થશે...પણ મારા વ્હાલા મિત્ર ! મહારાજાપર વેર ન લેવાના મેં પૂછેલા પ્રશ્નનો તમે મને જવાબ આપ્યો નથી. કર્નલ ! હું જોઉં છું કે

તમારા હૃદયને એજ વિચાર ઉશ્કેરી રહ્યો છે........"

"તમે મારાપર અને મારા કુટુંબપર એટલા બધા ઉપકારો કર્યા છે—" તે વૃદ્ધ સૈનિક બોલ્યો.

"કે તમારી સલાહ મારે લક્ષમાં લેવી જોઇએ એમ હું માનું છું. જનરલ! હું તમારી સલાહ પ્રમાણે વર્તવાને શક્ય પ્રયાસ કરીશ—હા—હું મારા દીલમાં તોફાન મચાવતા વિચારોનો ત્યાગ કરવા જરૂર પ્રયત્ન કરીશ—પણ હું તમને પવિત્ર વચન આપી શકતો નથી; કારણકે એ વિચારોને તદ્દન ભૂલી જવા એ બહુ મુસ્કેલ છે. આહ! મારી બહેન તથા મારી વ્હાલી પુત્રીએ એ બાદશાહી બદમાસના જુલમથી જે સહન કર્યું છે તેનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મારૂં મગજ ભમી જાય છે—મારા હૃદયમાં આગ લાગે છે—અને જનરલ ઑલિફન્ટ! નીધરહૉલમાં ગઇ રાત્રે તમે જે જોયું હશે તે પરથી તમારી ખાત્રી થઇ હશે—"

"હું તમારી લાગણી સમજી શકું છું—" ઑલિફન્ટ વચ્ચે બોલ્યો.

"હા—હું સારી પેઠે જાણું છું કે રાજાએ તમારી બહેન મિસ રમ્બોલ્ડનું જીવન ધૂળમાં મેળવી તેની આખી જીંદગી કંગાળ કરી નાખી છે.—"

"અને જનરલ! તમે મારી જગ્યાએ હો તો એક ભાઇ તરિકે તમે શું કરો? બોલો, મારા વ્હાલા મિત્ર! એક વ્હાલી બ્હેનની પવિત્રતા કલંકિત કરનાર નરાધમ કોણ છે તે જાણ્યા પછી તમે શું કરો? જો તમે જાણો કે એ બહેને વીસવીસ વરસ સુધી હૃદયની કાતિલ વેદના, માર્મિક યાતના અને ભયંકર નિરાશા સહન કરી છે અને પછી અચાનક એ ખીલતી કળીને પગતળે છૂંદનાર—એ ખીલતાં પુષ્પને કરમાવી નાખનાર—તમારી નજરે પડે તો—જનરલ ઑલિફન્ટ! બોલો, હું ફરીથી પૂછું છું કે તમે શું કરો?—"

"તમારા આ પ્રશ્નનો સામાન્ય જવાબ આપી શકાય એમ નથી—" તે વજ્રહૃદયી યોદ્ધો શાન્તિથી બોલ્યો.

"જો તમે કહો છો તેવી સ્થિતિમાં કોઇ દગાબાજની કપટજાળમાં મારી બહેન ફસી પડી હોય અને તેના પવિત્ર જીવનને કલંકિત કરનાર અચાનક મારી દૃષ્ટિએ પડે તો અલબત્ત, હું તેજ પલે, જરા પણ અચકાયા વિના મારૂં વેર લઉં—"

"આહ !......" પ્રશંસાની લાગણીથી જનરલનો હાથ પકડી કર્નલ બોલ્યો.

"મેં તમારા જેવા વીર યોદ્ધાના મ્હોમાં બીજા જવાબની આ-શાજ રાખી ન્હોતી—"

"હા-પણ સાંભળો ! કર્નલ ! મેં મારૂં વેર એવી સ્થિતિમાં લીધું હોત. કારણકે જો તેથી મારૂં મૃત્યુ થાય તો તેથી મારી પાછળ દુઃખી થનાર કોઇ મિત્ર કે નિકટનાં સ્નેહી કોઇ નથી. મારે પ્રેમાલ પત્નિ નથી કે જે મારી પાછળ વિધવા થાય: નથી વ્હાલી પુત્રી કે જે પિતા વિના નિરાધાર બને: આથી તમે જે સ્થિતિ વર્ણવી તેવી સ્થિતિમાં હું મારી ભગિનિની પવિત્રતા પર કાળો ડાઘ લગાડનારપર વૈર લઇ મારૂં જીવન જોખમમાં નાખવા તૈયાર થાત. પણ તમને હું પૂછું છું કે તમે મારા જેવી સ્થિતિમાં છો? જો તમે રાજાપર વેર લેવા જાવ અને પરિણામમાં તમને ફાંસીને લાકડે લટકવું પડે તો તેની અસર શું થાય તેનો તમે વિચાર કર્યો છે? એ ખરૂં છે કે તમારી બ્હેનની પવિત્રતા લૂંટનાર પર વેર લઇને તમે ફાંસીએ જાવ એ તમારે માટે માનભર્યું છે. પણ તમે તમારી પાછળ એક પ્રેમાળ પત્નિ અને વ્હાલી પુત્રીને નિરાધાર બનાવી મૂકી જશો કે જેઓ તમારા શોકજનક અવ-સાન માટે નવધાર આંસુ રેડતી ચીરાતા હૃદયે તમારી કબર પર ફૂલ વધાવવા જશે ! બોલો, કર્નલ ! એક બ્હેનના દગાબાજ પ્રેમીપર વેર લેવાથી તમને સંતોષ મળશે કે તમારી પુત્રી અને પત્નિને હમેશને માટે દુઃખી અને નિરાધાર બનાવ્યાથી? જો તમારી બ્હેનની પવિત્રતા ખંડિત કરનાર પર વેર લેવાનું કામ તમને પવિત્ર કર્ત્તવ્ય જેવું જણાતું હોય તો તેજ પલે તમારી પત્નિ અને પુત્રીને સુખી રાખવાનું પણ તમારૂં કર્ત્તવ્ય છે...કર્નલ! મારા વ્હાલા મિત્ર! હવે તમે સમજી શકશો કે તમે એવી સ્થિતિમાં નથી કે જેથી તમે હાલના મહારાજા પર વેર લઈ શકો—"

કર્નલ રમ્બોલ્ડ જનરલ ઑલિફન્ટની મજબૂત દલીલો સાંભળી છક્ક થઇ ગયો. શું બોલવું તેજ તેને સૂઝ્યું નહિ. થોડીકવાર ગંભીર વિચાર કરી તે બોલ્યો.

"તમે અસામાન્ય માણસ છો—જનરલ ! જેવા તમારાં કાર્યો શૂરાતન ભર્યાં છે તેવાજ તમારા વિચારો પણ ઉમદા છે. ખરેખર, હું તમારો મિત્ર થવા માટે મગરૂર છું—"

ઉક્ત વિષય પર બન્નેમાંથી કોઈ પણ કંઇ બોલ્યું નહિ. જનરલ ઑલિફન્ટે પોતે પોતાની દલીલોથી કર્નલપર જે અસર કરી હતી તે પરથી તે પોતાની સલાહ પ્રમાણે વર્તશે એવી આશા રાખી. જ્યારે તે બહાદૂર સૈનિકો "રાઇહાઉસ" માં પાછા ફર્યા ત્યારે રૂથ અને તેની માતા નાસ્તા માટે તેમની રાહ જોતી હતી. હેન્રીએટ્ટા ગઇ રાત્રીના કરૂણ બનાવ પછી ઘણી અશક્ત થઈ જવાથી પોતાના ઓરડામાંજ રહી હતી.

પ્રાતઃકાલનું ભોજન પૂર્ણ થયા પછી જનરલ ઑલિફન્ટે હર્ટફર્ડ જવા માટે પોતાનો અશ્વ તૈયાર કરાવવાની કર્નલને વિનંતિ કરી. આ વાત સાંભળતાં જ કુમારિકા રૂથના ગાલ પર મોહક રાતી સુરખી છવાઇ કારણકે તે જાણતી હતી કે ઑલિફન્ટ તેના વ્હાલા લૉરેન્સને મળવા જાય છે. વળી તેના લૉરેન્સ સાથના લગ્નમાં સર બ્રાન્ડની સંમતિ મળી ચૂકી છે તથા મહારાજા તરફથી પણ હવે કોઇ જાતનું વિઘ્ન નાખવામાં આવશે નહિ એ પણ તે જાણતી હતી. "નીધરહૉલ"થી "રાઇહાઉસ" આવતી વેળા માર્ગમાં જનરલ ઑલિફન્ટે એ આનન્દજનક ખબર રૂથને કહી હતી.

---

# પ્રકરણ ૧૫ મું.

---

## લૉરેન્સ લી અને લુઇ દે કેરલ.

મેજર લી હજુ હર્ટફર્ડ ખાતેની સેનાનો સેનાપતિ હતો; કારણકે ત્રણ મહિના પૂર્વે જનરલ ઑલિફન્ટ સાથે દ્વંદ્વયુદ્ધ રમવા જતાં ઘાયલ થયેલો કર્નલ ગ્રેહામ હજુ સાજો થયલો ન હોવાથી પોતાનું કર્તવ્ય બજાવવા અશક્ત હતો. લૉરેન્સને હમણાં જે પદવી મળી હતી તે માનભરી હતી, પણ તેને એ પદવીથી આનન્દ મળ્યો નહિ. તેના હૃદયમાં અનેક કારણોને લીધે અસંતોષ પ્રગટ્યો હતો. પ્રથમ તો તે રાજાના સૈન્યમાં એક અમલદાર તરિકે નોકરી કરતો હોવાથી તેને રાજાના જૂલમ અને આપખુદીનો થોડોક અનુભવ મળી ચૂક્યો હતો. ટાવરમાંથી—કેદમાંથી મુક્ત થયા પછી તેને તરત પોતાની સેનાનો કબજો લેવાની સખત રાજાજ્ઞા થયલી હોવાથી તે પોતાની જીવનાધાર રૂથની મનોહર મૂર્તિના દર્શન કરવા માટે "રાઉહાઉસ" માં પણ જઇ

શક્યો ન્હોતો. હર્ટફર્ડ ન છોડવાની તેને ખાસ તાકીદ કરવામાં આવી હતી અને એ કરડી આજ્ઞા પ્રેમમસ્ત યુવાનના યુવાન જીગરને ખળભળાવી નાખતી હતી. અલબત્ત, તે જે પળે હર્ટફર્ડ જઇ પહોંચ્યો તેજ પળે પોતે જનરલ ઑલિફન્ટના લાગવગથી કેદખાનામાંથી મુક્ત થયો છે એ વાતની રૂથને ખબર આપવા માટે તેણે તેને એક પત્ર લખ્યો અને જ્યારે તેણે તે પત્ર પૂર્ણ કર્યો ત્યારે ઘણું મોડું થઇ ગયલું હોવાથી તેણે એક કાસદને સ્હવારના પહોરમાં તે “ રાઇહાઉસ ” માં જઇ આપી આવવાની આજ્ઞા કરી. આ બનાવ ૨૬ મી સપ્ટેમ્બરે બન્યો આથી તારીખ ૨૭ મી સપ્ટેમ્બરના યાદગાર પ્રાતઃકાલે નીધર હૉલમાં આશ્ચર્યજનક બનાવો બન્યા તેજ દિવસે સ્હવારે—રમ્બોલ્ડ કુટુંબે લૉરેન્સ લી કેદખાનામાંથી મુક્ત થવાની આનંદજનક ખબર સાંભળી. એજ પત્રમાં તેણે રાજાની સખત આજ્ઞા પણ દર્શાવી હતી અને એ આજ્ઞાને લીધે રૂથને તથા કર્નલ આદિને જાતે મળવા આવવવાને તે અશક્ત છે એમ જણાવી એ સંબંધી પોતાની તિવ્ર લાગણી જાહેર કરી હતી.

લૉરેન્સ મુક્ત થયો તે પછી બીજે દિને એટલે ૨૮ મી સપ્ટેમ્બરને દિને બપોરે તે પોતાના નિવાસસ્થાનમાં એક ઓરડામાં બેઠો બેઠો વિચારમગ્ન થયો હતો. તેના મનમાં જો તે લશ્કરી પદવી ત્યજી દે તો તેને ઉપરી અમલદાર કે રાજા પણ રૂથ સાથે પરણતો અટકાવી શકે નહિ એવા વિચાર આવતા હતા. સર વિલિયમ બ્રાન્ડ—તેના કાકાની ઇચ્છાની તેને પરવા ન્હોતી કારણકે તેના વારસાની લૉરેન્સને લેશ માત્ર પણ દરકાર ન્હોતી. પોતાની પદવીનું રાજીનામું ચીતરીઆપવાનો ગંભીર વિચાર તેના મનમાં ધમાલ મચાવી રહ્યો પણ પછી પોતાના ગુજરાન માટે શું કરવું ? તે જાણતો હતો કે કર્નલ રમ્બોલ્ડની આર્થીક સ્થિતિ સારી ન્હોતી કે જેથી તે પોતાની પુત્રીને સારી રકમ કન્યાદાન વેળા આપી શકે; અને કદાચ તેમ હોત તોપણ જે કન્યા પોતાની જીવનસખી થવાની છે તેના પિતાની દોલતપર જીવવાનું લૉરેન્સને પસંદ ન્હોતું. તે સમયે એક યુવાનને માટે તેનું શિક્ષણ અને યોગ્યતા ઉચ્ચ પ્રકારના હોય તોપણ એક ધંધામાંથી બીજા ધંધામાં કૂદકો મારવાનું સહેલું ન્હોતું. હાલમાં એ મુશ્કેલી કંઇક ઓછી થઇ છે છતાં પણ હજુ તેનો તદ્દન અન્ત આવ્યો નથી. અને તેથીજ અમારી નવલકથાનો બહાદૂર નાયક પોતાનું કમીશન છોડી બીજા વ્યવસાયમાં પડવા પહેલાં ગંભીર વિચાર કરવામાં લીન થયો હતો.

વિશુદ્ધહૃદયી લૉરેન્સ પોતાની વ્હાલી રૂથની ભવ્ય મૂર્તિ પોતાની આંખો સ્હામે નીહાળતો, તેને લગતા કંઇ કંઈ વિચારોમાં ગોથા ખાતો હતો એટલામાં નોકરે આવી એક કુલીન સ્ત્રી જે પોતાનું નામ આપવા નારાજ છે, તે લૉરેન્સને મળવાની ઇચ્છા રાખે છે, એવી ખબર આપી. લૉરેન્સને તેજ ક્ષણે રૂથ યાદ આવી અને તે ખરેખર, મુક્ત થયો છે તે નજરે જોઈ ખાત્રી કરવા માટે રૂથજ પ્રેમના આવેશમાં તેને મળવા દોડી આવી હશે એમ તેણે માન્યું. આ વિચારથી તે હર્ષઘેલો બની ગયો અને તેથી તે તેપર વિશેષ વિચાર કરી શક્યો નહિ. જો તેણે પોતાની એ માન્યતાપર સ્હેજ પણ વિચાર કર્યો હોત તો રૂથ જેવી નિર્દોષ અને સદ્‌ગુણી બાલિકા પોતાની પવિત્રતા નિંદક લોકોની જીભથી વગોવાય એવું, પોતાના પ્રેમીને ઘેર મળવા જવાનું સાહસિક પગલું ભરવા કદાપિ પણ તૈયાર ન થાય એ તેને તરતજ જણાઇ આવત; પણ પ્રિયતમાની સ્મૃતિથી દિવાનું થયલું મગજ એવો વિચાર કરવા ક્યારે બેસે છે? તેણે તેથી નોકરને તરતજ તે સુન્દરીને અંદર લઇ આવવાની આજ્ઞા કરી અને બેચાર મિનિટમાં એક બુરખાવાળી સ્ત્રી લૉરેન્સના ઓરડામાં દાખલ થઈ. તેણે સાદો સ્વારીનો પોષાક પહેર્યો હતો. લૉરેન્સ તરતજ તે રૂથ ન્હોતી એ જાણી ગયો અને તે સ્ત્રી પોતાનો બુરખો કાઢી મૂકે તે પહેલાં તે ડચેસ ઑફ પોર્ટસમથજ હતી એવી લૉરેન્સની ખાત્રી થઇ ગઇ. એ જાણતાંજ તેના વદન પર સખ્તાઇ આવી. તેનું વદન એક પલમાં અજબ રીતે ફેરવાઇ ગયું. રૂથને મળવા માટે અધીરા લૉરેન્સનું મોહક સ્મિત હવામાં ઉડી ગયું અને તેની જગ્યા ગંભીર સખ્તાઇ અને અજાયબીની લાગણીએ લીધી. તેના હૃદયની સ્થિતિ પણ વિચિત્ર થઇ પડી. તેના દેખાવ પરથી તે ડચેસને ત્યાં જોવા નારાજ હતો એમ સ્પષ્ટ માલૂમ પડી આવે તેમ હતું. તે પવિત્ર હતો—રૂથનોજ તે સાચો આશક હતો—અને તેથી તે જમાનાના અનેક વિલાસી સૈનિકોએ ડચેસના આગમનને ગરમાગરમ સ્વાગતથી વધાવી લીધું હોત જ્યારે લૉરેન્સે તે તરફ અણગમો અને તિરસ્કાર વ્યક્ત કર્યો.

"મેજર લી,—" ડચેસ ઑફ પોર્ટસમથ પોતાના મુખપર પુનઃ બુરખો નાખી બોલી અને પછી તે એક ખુરશીપર બેસી ગઇ.

"તમે મેં જે પગલું ભર્યું છે તેથી અજબ થયા લાગો છો—"

"અજાયબી! મૅડમ! તમારી અત્રેની હાજરીથી અને જે લા-

ગણી થાય છે તેને માટે "અજાયબી" શબ્દ યોગ્ય નથી—એ લાગણી વ્યક્ત કરવા ભાષામાં યોગ્ય શબ્દજ નથી—"

લુઇ દે કેરલે તેના બોલવાનો ખરો ભાવાર્થ જાણવા માટે તેના મુખપર એક આતુર દૃષ્ટિ ફેંકી; કારણકે લૉરેન્સના શબ્દોમાંથી બે અર્થ નીકળતા હતા—જો કે દ્વિઅર્થી બોલવાની તેની ઇચ્છા ન્હોતીઃ તેના શબ્દો આનન્દ અને પ્રેમના આવેશમાં એક પ્રેમી પણ બોલી શકે એવા હતા. પણ તેના વદનપરની સખ્તાઇ એ અર્થને સંમતિ આપતી ન્હોતી.

"હા. મૅડમ! મારી અજાયબીનો પાર રહ્યો નથી. હું જાણું છું કે તમે તમારી હાજરીથી મને જે માનઆપ્યું છે તેથી હું ફૂલાઇ જઈશ એમ તમે માનતાં હશો—પણ નહિ. તમારી અમર્યાદ ધૃષ્ટતા જોઇ મને બહુ શોક થાય છે. મૅડમ! એક સૈનિક આવા શબ્દો એક સ્ત્રીને કહે એ બહુ સખ્ત કહેવાય એ વાત ખરી છે; પણ વર્ત્તમાન પક્ષે મને તે બોલવાની ન્યાયને ખાતર જરૂર પડે છે. તમે જે પગલું લીધું છે તે એવું સાહસિક અને અવિચારી છે કે મારે લાચારીથી એવા કઠોર શબ્દો બોલવા પડે છે."

લુઇનું વદન આ સાંભળી પ્રથમ ક્રોધથી યા શરમથી લાલ થઇ ગયું અને પછી તેનું મુખ ફીકકું પડી ગયું. ભૂતકાળના કેટલાક બનાવો પરથી લૉરેન્સ એકદમ તેના પ્રેમનો સ્વીકાર કરે એમ ન્હોતું એ તે જાણતી હતી પણ એને એની કાતિલ આંખો અને એ વિજયી સુન્દરતાપર સમ્પૂર્ણ વિશ્વાસ હતો. એક નખરાંબાજ નાઝનીન પોતાના વ્હાલા યુવાનને સપાટામાં લેવા માટે જેવા ઉપાયો લઇ શકે તેવા દરેક ઉપાયથી લૉરેન્સના સંયમી હૃદયને ચલાવવાનો નિશ્ચય કરી તે ત્યાં આવી હતી; પણ લૉરેન્સ આવા સખ્ત શબ્દોદ્વારા તેનો તિરસ્કાર કરશે એવી તેને આશા ન હતી. લૉરેન્સ કોણ? લુઇ કોણ? લુઇની પદવી શી? લૉરેન્સની પદવી શી? એક સામાન્ય ડ્રેગુન ઑફિસરના ઓરડામાં તે મોહલુબ્ધ થઇ પોતાની પદવી અને પોતાના નામને કલંક લગાડવા આવી હતી. લૉરેન્સના કઠોર શબ્દ પ્રહારનો શું જવાબ આપવો તે એને સૂઝયું નહિ. શું લુઇ પોતાનો અભિમાની સ્વભાવ તજી દઇ લૉરેન્સના કાલાવાલા કરી કરૂણ ભાષામાં પોતાનો પ્રેમ વ્યક્ત કરે? કે નાજનખરાં ને ચેનચાળાથી લૉરેન્સને પોતાનો કરી લે? તે ભ્રષ્ટ હતી, પતિત હતી; પણ અથાગ સૌન્દર્યની સ્વામિનિ

હતી. તેનાં નાજનખરાં ઇંગ્લાંડના વિધાતાને મરજી પ્રમાણે નચાવતાં. તેની આંખોના ચમકારા ચાર્લ્સને દિવાનો બનાવી દેતા. ભલભલા ઉમરાવો અને સૈનિકો લુઇના કૃપાકટાક્ષ માટે વલખાં મારતા હતા. સઘળા તેની ખુશામત કરવામાં મોજ માનતા કારણકે લુઇનું સ્મિત તેમને માટે પદવી, માનચાંદ, લક્ષ્મી આદિ જીતવા સમર્થ હતું. આવી રૂપગર્વિતા લુઇ એક યુવાનપર તેની નજર ચ્હોંટયા પછી, તેને ચલિત કર્યા વિના, પોતાની આશા પાર પાડયા વિના પાછી ફરે એ તેને માટે બહુ મુસ્કેલ હતું. થોડીક પલ વિચાર કરી તેણે લૉરેન્સને જો બની શકે તો પોતાના બાહુપાશમાં બદ્ધ કરવાનો નિશ્ચય કર્યો અને એક નિપુણ નટીની માફક પોતાનાં સ્નેહમત્ત નયનો લૉરેન્સ તરફ તાકી તે પ્રેમીલીના સ્વરે બોલી.

"મેજર લી! તમારૂં મારા પ્રત્યેનું વર્તન ક્રૂર છે. તમને એ છાજતું નથી. જ્યારે હું પોતે તમને મળવાને–તમારી મોહક મૂર્તિના દર્શન કરવાને ખાસ અહિં આવવાનું જોખમ વહોરવા તૈયાર થઇ છું ત્યારે મારો પ્રેમ કેટલો પ્રબલ હોવો જોઇએ તેનો વિચાર શું તમે કરી શકતા નથી? તમારા દર્શન માટે ફક્ત એકજ નોકરને લઇ લાંબી મુસાફરી કરી હું અહિં આવી છું. લૉરેન્સ! વ્હાલા! હું તને ચાહું છું—"

"ભદ્રે! જે ભાષા તમારા મુખને યોગ્ય નથી તે હું સાંભળવા માગતો નથી. નહિ. તમે જે અયોગ્ય વાંછના તમારા હૃદયમાં પોષો છો તે મલીન છે, પાપી છે અને હું મારી પવિત્રતા તમને શરણ થઈ કદિપણ કલંકિત કરીશ નહિ. જાઓ, હું તમને અહિંથી ચાલી જવાની અરજ કરૂં છું અને જો તમે મારી વિનંતી પ્રમાણે ગુપચુપ ચાલ્યાં જશો તો હું વચન આપું છું કે આ વાત આપણા બેનાં હૃદય સિવાય બીજું કોઇ જાણશે નહિ—"

"નહિ. નહિ—" ડચેસ વિકારના આવેશમાં બોલી.

"હું તમને આમ છોડી જઇશ નહિ. લૉરેન્સ લી! તમે મારા થાઓ. હું તમે મને 'રાઇહાઉસ'માં પહેલવહેલા મળ્યા ત્યારથી તમને ચાહું છું—"

"શ્રીમતી! 'રાઇહાઉસ' દુર્ગેનું નામજ મારૂં હૃદય અહર્નિશ જેનું ચિંતન કર્યા કરે છે તેની મને સ્મૃતિ કરાવે છે; અને વર્ત્તમાન સ્થિતિમાં હું તમારી સાથે જે પલ પસાર કરૂં છું તેથી મારી પવિત્ર

પ્રિયતમાને હું અન્યાય કરૂં છું એમ મને લાગે છે. હવે જો તમારામાં સ્ત્રીજાતિની કંઇ પણ લાગણી હોય તો અહિંથી ચાલ્યાં જાઓ. જો તમારામાં સહેજ પણ શરમ હોય તો ચાલ્યાં જાઓ—

"મેજર લી—" પ્રેમભિક્ષા માગતાં નિરાશ થયલી તે અભિમાની ડચેસ ગભરાટ-મુઝવણથી અકળાઈ, અશ્રુભરિત નયને બોલી.

"તમે મારા પ્રત્યે બહુજ ક્રૂરતા બતાવો છો. હા-હા-મેં જે પગલું લીધું છે તેથી તમે મારા વર્ત્તન વિષે શંકિત થયા હશો-તમે મારે માટે હલકો અભિપ્રાય બાંધ્યો હશે-પણ હું તમને ચાહું છું. લૉરેન્સ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું તમને ચાહું છું. હું તમારી દયા યાચતી તમારે ચરણે પડું છું અને તમારા પ્રેમની ભીખ માગું છું-"

આમ કહી તે સુન્દર ડચેસ જેને ચરણે ઇંગ્લંડનો મુકૂટધર ચાર્લ્સ બીજો નમ્યો હતો, જેની બ્રિટિશ રાજ્યના સૌથી ઉંચા ખિતાબ ધરાવનારા ઉમરાવો અને ઉમરાવજાદીઓ હંમેશાં ખુશામત કરતાં હતાં, અને જેની સત્તા મહારાણી કરતાં પણ વિશેપ હતી તે મોહવશ થઈ-વિકારવશ થઇ, પોતાનું માન, પદવી, અભિમાન સર્વ ભૂલી જઇ એક સામાન્ય સૈનિકને ચરણે પડી, તેના પ્રેમની ભિક્ષા માગવા લાગી. વાંચનાર! વિકાર માનવીને અંધ કરી નાંખે છે એમ કહેવાય છે તે શું ખોટું છે?

"મૅડમ!" તે મોહલુબ્ધ યુવતીને અંતઃકરણથી તિરસ્કારી તેની પદવી, તેની સુન્દરતા તથા તેની સત્તાથી લેશમાત્ર ન અંજાઇ તે સંયમી યુવાન બોલ્યો.

"હું તમને ઉભાં થવાની અરજ કરૂં છું-ઉભાં થાઓ-હું તમને આજ્ઞા કરૂં છું કે ઉભાં થાઓ-અને મને છોડી જાઓ; નહિ તો તમને અહિંયા મૂકી ચાલી જવાની મને ફરજ પડશે."

"તમે મને હૂકમ કરો છો!......" ક્રોધ અને નિરાશાની મિશ્રીત લાગણીથી ડચેસ ઑફ પોર્ટસ્મથ બોલી.

"તમે મને હૂકમ કરો છો અને મારે એ હુકમને તાબે થવું પડશે ખરૂં?...હા-કારણકે તમે, આ ચાર દીવાલોના ઘેરાવામાં, મારા તમારા પરના અંધ પ્રેમને લીધે જે સંયોગો ઉપસ્થિત થયાં છે તેથી મારા પર હૂકમ કરી શકો છો; પણ મારૂં કહેવું થોડીક વાર સાંભળી લો અને પછી હું અહિંથી ચાલી જઇશ—"

ડચેસના સ્વરમાં પ્રખરતા આવી.

"તમે હવે ગભરાતા ના—હું હવે પ્રેમયાચના કરવાની નથી કે પ્રેમને લગતો એક બોલ પણ બોલવાની નથી. નહિ—એ વખત હવે વહી ગયો છે, એ પ્રેમપુષ્પ કરમાઇ ગયું છે."

આ શબ્દો બોલતી વખતે લુઇ દે કેરલ ઉભી થઇ હતી અને તે લૉરેન્સના વદન સ્હામે ક્રોધભરિત નયને જોઇ ઉપલા શબ્દો બોલતી હતી. તેના ગાલપરની ઉશ્કેરાટ અને ક્રોધની લાગણીની છાયા પલે પલે ફેરવાતી હતી; અને એક બે પલ પહેલાંની લૉરેન્સને તન—મન—ધન અર્પણ કરનારી લુઇ હમણાં કાળી નાગણ જેવી બની હતી.

"સાંભળો, મેજર લી!—" તે પુનઃ બોલી.

"મેં તમને પહેલાંથીજ કહ્યું છે કે મેં તમને રાઇહાઉસમાં તમે મને મળ્યા તે પલથીજ ચાહ્યા હતા. હા—અને છેલ્લા થોડાક દિવસોમાં તો મારો તમારા પરનો પ્રેમ અમર્યાદિત થઇ ગયો હતો. તે સમયે મને માલૂમ પડ્યું કે તમે પેલા પ્યુરિટન રમ્બોલ્ડની નાદાન છોકરીને ચાહો છો. આ ખબર મળતાં જ મેં તમને ધિક્કારવાનો નિશ્ચય કર્યો. આહ! એવો નિશ્ચય કરવો એ સહેલું હતું પણ તે પ્રમાણે વર્તવું ઘણું મુસ્કેલ હતું. હું તમારા પર દિવાની થઈ ગઈ હતી. આહ! મુઇ હું અભાગણી! મેં મનમાં વિચાર કર્યો: "જો હું એની સાથે ન્હાસી જાઉં, જો હું એને મારા પ્રેમની પ્રબલતાનો પૂરાવો આપું તો તે જરૂર મારો થશે—" આવા વિચારથી પુનઃ હું તમને ચાહવા લાગી. મેં તમને મળવાનો પુનઃ નિશ્ચય કર્યો. પણ અફસોસ! જોખમો વેઠીને હું અહિં આવી, મારી કીર્તિ, મારી પદવી, મારા અભિમાનને બાજુએ મૂકી મેં તમારા પ્રેમની યાચના કરી ત્યારે મને તેનો બદલો શું મળ્યો? હું ધારતી હતી કે તમે રસિક હશો: પણ નહિ. તમે મારા પ્રેમને યોગ્ય નથી. હા. લૉરેન્સ લી! હવે ફરીથી હું તમને ધિક્કારૂં છું—લાંબા સમયથી હું તમારી રૂથની દુશ્મન થઈ ચૂકી છે—આજથી તમારી અને તેની હું કટ્ટી દુશ્મન થઇશ—હા—યાદ રાખજો, મેજર લી! તમારા આજનાં નઠોર વર્ત્તન માટે, તમે મારે માટે વાપરેલા કઠોર શબ્દો માટે હું તમારા પર વેર લઇશ—હા—ભયંકર વેર લઇશ—અને જ્યારે હું મારૂં વેર વાળીશ ત્યારે તમે થરથરી જશો—"

આ શબ્દો લુઇ એટલા જુસ્સાથી અને એવી ઝનુની લાગણી સહિત બોલી કે તે ઉશ્કેરાટને લીધે હાંફી ગઇ. તેની આંખો જાણે

તેમાંથી જાણે આગના સોળેસોળા નીકળતા હોય તેવી જણાવા લાગી; અને ક્રોધના આવેશમાં તેની ભોગીઓને નચાવનારી ભ્રમર અતિ વક્ર થઇ ગઈ. તે કલંકિત સ્ત્રીના દેખાવમાં અત્યારે એક જાતની ભીષણતા આવી હતી. લૉરેન્સ દમામથી શાંત ઉભો રહ્યો. તેણે ડચેસના શબ્દોનો જવાબ પણ આપ્યો નહિ કારણ કે જેમ બને તેમ જલદી આ મુલાકાતનો અંત આવે એમ તે ઇચ્છતો હતો. વળી જો તે ડચેસની વેરની ધમકીનો કંઇ જુસ્સાભર્યો જવાબ આપે તો ડચેસની ઝનુની લાગણી વધુ ઉશ્કેરાય તેમ હતું. એમ ધારી તે મૌન રહ્યો, પણ તે મૌન રહેવાથી ડચેસનું ઝનૂન અનહદ વધી ગયું. તે ઝનૂનમાં દીવાની થઇ ગઇ. લૉરેન્સ પર તે ગુસ્સે થઈ એટલુંજ નહિ પણ આવું જોખમભર્યું અને ભયંકર પગલું લેવા માટે તે પોતાની જાત પર પણ ઘણીજ ગુસ્સે થઇ. નિરાશ થઇ, શરમથી અવનત મુખે, પોતાનો તિરસ્કાર કરનાર ઉદ્ધત યુવાન તથા તેની વ્હાલી સખી પર ભયંકર વેર લેવાનો વિચાર કરતી ડચેસ બહાર જવાના ઇરાદાથી બારણા તરફ ગઈ. તેણી એટલી બધી ઉશ્કેરાયલી હતી કે તેની લાગણી તે છૂપાવી શકશે કે કેમ તેની પણ તેને શંકા આવી. તે બે ચાર ડગલાં ચાલી એટલામાં બારણું એકાએક ઉઘડી ગયું. લૉરેન્સનો નોકર અંદર આવ્યો અને તેણે જનરલ ઑલિફન્ટના આગમનની ખબર આપી,

જનરલ ઑલિફન્ટનું નામ સાંભળતાંજ જાણે પોતાના મ્હો આગળ જ્વાલામુખી ફાટયો હોય એવું લુઇને લાગ્યું. તે ગભરાઇ ગઇ, હતાશ થઇ ગઇ અને એક બેઠકપર બેસી ગઇ. તેજ ક્ષણે જનરલ ઑલિફન્ટ ત્યાં આવી પહોંચ્યો અને ડચેસને ત્યાં જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને લૉરેન્સ લીના વિશુદ્ધ ચારિત્ર્ય પર સહેજ પણ શંકા આવી નહિ. તે તરતજ સમજી ગયો કે લૉરેન્સની વીર કાંતિએ ડચેસના વિલાસી હૃદયને દીવાનું બનાવી દીધું હતું.

"મારા વ્હાલા જનરલ! તમે આજે એવા પ્રસંગે આવી પહોંચ્યા છો કે જે સમયે તમારી ખાસ જરૂર છે. જે મુલાકાતનો હું અંત લાવવા માગતો હતો અને જે મને અત્યંત અપ્રિય થઈ પડી હતી તેનો તમારા આગમનથી અંત આવે છે. હું દિલગીર છું કે મારે આજે આવા શબ્દો એક સ્ત્રી સામે બોલવા પડે છે: પણ જનરલ! પ્રસંગ એવો છે કે, મને એ શબ્દો ન્યાયને ખાતર બોલવા પડે છે."

"હું બધું સમજી ગયો છું, મેજર લી!–" જનરલ ઑલિફન્ટ લૉરેન્સ સાથે વ્હાલથી હસ્તધૂનન કરી બોલ્યો.

"તમારે કંઇ ખુલાસો કરવાની જરૂર નથી......મૅડમ!–" તે ડચેસ તરફ ફરીને બોલ્યો.

"જો તમે આજે જે ભયંકર પગલું ભર્યું છે તે ગુપ્ત રાખવા માગતાં હો તો તમે પોતેજ જાણે આ બનાવ બન્યો નથી એમ વર્તવા તૈયાર છો?—"

"હું તમારી બન્નેની ઉદારતા પર એ છોડું છું–" શરમ અને ગભરાટથી લુઇ તદ્દન ધીમા સ્વરે બોલી.

"અમે સ્ત્રીઓ સાથે લડતા નથી અને જ્યાં સુધી અમને ફરજ પાડવામાં ન આવે ત્યાં સુધી અમે તેમની લાગણી દુખવવા નારાજ છીએ. નહિ. મૅડમ! જો તમે આ બનાવ બન્યો જ નથી એમ સમજીને ભવિષ્યમાં સારી રીતે વર્તશો તો તમારે અમારા તરફથી આજના તમારા શરમભર્યાં વર્તન માટે જરા પણ બ્હીવાની જરૂર નથી......"

ડચેસ ઑફ પોર્ટસ્મથે ઉતાવળથી પોતાનું મુખ બુરખાથી બરાબર ઢાંકી દીધું અને તે ઓરડામાંથી તે બહાર નીકળી. તે ગયા પછી લૉરેન્સે બધી વાત જનરલને અથ ઇતિ કહી સંભળાવી.

ડચેસે લૉરેન્સ અને રૂથ પર વેર લેવાની જે નીચ ઇચ્છા લૉરેન્સ સમક્ષ વ્યક્ત કરી હતી તે વાત પણ તેણે જનરલને કહી; પણ ડચેસે લૉરેન્સ પરના મોહને લીધે વિકારના પ્રબલ આવેશને શરણ થઈ, જે શરમભર્યું અને તેની પદવીને ચીરકાલ પર્યંત કલંકિત કરે એવું પગલું ભર્યું હતું, એ વાત તેની જાણમાં આવી ગઈ અને ડચેસ તેથી ખરેખર, ગભરાઇ. તેનું પાપ પ્રકાશમાં આવ્યું અને તેના મુખ પરનાં ભીરૂ ભાવ પરથી બન્ને બહાદુરો સમજી ગયા કે તેનાથી બ્હીવાની જરૂર નથી.

જનરલ ઑલિફન્ટે હવે વાતનો વિષય બદલ્યો. તેણે નીધર હૉલમાં જે નીચ કપટબાજી રમાઇ હતી તેની હકિકત લૉરેન્સને કહેવા માંડી અને તેની વ્હાલી રૂથ તથા તેની ફૌઇને તેના કાકાના નીચ ગુલામો ઉપાડી ગયા હતા તથા ખુદ રાજા રૂથના જોર જૂલ્મથી લગ્ન કરાવવા ત્યાં આવ્યો હતો એ જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તેની અજાયબી, ઉશ્કેરાટ તથા ક્રોધનો પાર રહ્યો નહિ: પણ તેના ક્રૂર

કાકાનાં સાહસોનો અત્રે જ પાર આવતો નથી. જ્યારે તેની કાકી લેડી બ્રાન્ડ હજુ જીવતી છે એ ખબર તેણે જનરલને મ્હોડે સાંભળી ત્યારે તો તે અવાક્ જેવો થઇ ગયો! પંદર પંદર વર્ષ સુધી તેના દયાહીન કાકાએ પોતાની પત્નિને કંગાળ કેદખાનામાં પૂરી રાખી હતી અને આ વાતની કોઇને પણ ખબર પડી ન્હોતી! વળી ચાર્લ્સ બીજો–ઇંગ્લંડનો રાજાજ કર્નલ રમ્બોલ્ડની દુઃખી ભગિની હેન્રી એટ્ટાના જીવનને કલંકિત કરી, તેની સઘળી આશા લુપ્તઃપ્રાય કરી, તેને જીવતી મારી નાખનાર જ્યોર્જ ફીટ્ઝવીલીયમ–હતો એ સાંભળીને તો તે ઘણો જ ઉશ્કેરાઇ ગયો. તેને રાજાપર ધિક્કાર છૂટયો. પહેલવહેલીવાર હેન્રીએટ્ટાના ભૂત જીવનની તેને કંઇક ખબર પડી!

ઍાલિફન્ટે જે આશ્ચર્યજનક ઘટનાનું લૉરેન્સ આગળ વર્ણન કર્યું તે સાંભળી તે શૂરવીર યુવાનના હૃદયમાં કેવી લાગણી થઇ હશે તે વાંચનારે કલ્પી લેવાનું છે; કારણ કે તેની લાગણીનો ચિતાર આ કલમથી આપી શકાય એમ નથીઃ આ સઘળી દુઃખદ બીનામાં સંતોષની–આનંદની એક વાત હતી. લૉરેન્સનો કાકો સર વિલિયમ બ્રાન્ડ કે રાજા ચાર્લ્સ હવે તેના રૂથ સાથેના લગ્નમાં કોઇ જાતનું વિઘ્ન નાખે તેમ ન્હોતું; તેમ જ કર્નલ રમ્બોલ્ડ પણ રૂથને લૉરેન્સ સાથે જલદી લગ્નગ્રંથિથી જોડી આપવા તૈયાર છે. આ ખબર લૉરેન્સના સઘળાં દુઃખોનું વિસ્મરણ કરાવે તેવી હતી. જનરલની વાત પૂરી થતાં જ પોતાની વ્હાલી પ્રિયતમાનું રક્ષણ કરવા માટે લૉરેન્સે તેનો કૃતજ્ઞ–અતિ કૃતજ્ઞ હૃદયે આભાર માન્યો. તે ઉપરોક્ત વાત સાંભળી એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો કે પુનઃ શાન્ત થતાં કેટલીક મિનિટ વહી ગઇ. તેના કાકાની નીચતા તથા ચાર્લ્સની નિંદનીય વિલાસપ્રિયતા પર તેને અનહદ તિરસ્કાર ઉપજ્યો હતો.

“ મારા વ્હાલા જનરલ!......” લૉરેન્સ થોડીક વાર વિચાર કર્યા પછી બોલ્યો.

“ હવે આ યુનિફૉર્મ મારાથી વધુ વાર પહેરી શકાય એમ નથી. મેં મારી નોકરીનું રાજીનામું આપવાનો અર્ધો નિશ્ચય તો અત્યાર પહેલાંનો કરી નાંખ્યો હતોઃ પણ હવે તમે જે વાત કહી છે તે સાંભળ્યા પછી રાજાના સૈન્યમાં હું વધુ વખત નોકરી કરી શકું એ મને અસમ્ભવિત લાગે છે—”

“ ખરેખર, તમે તમારી વર્તમાન પદવી ગૂમાવી દો તેથી હું

દિલગીર છું: પણ હવે તેમ કર્યા વિના છૂટકોજ નથી–" જનરલે જવાબ આપ્યો.

"મારા કાકાના કોઈ પણ જાતના ઉપકારમાં હવે હું આવવા માગતો જ નથી. ફક્ત એક જ વાર–આવતી કાલે જ છેલ્લી વાર હું નીધરહૉલમાં પગ મૂકીશ અને તે પણ મારી હતભાગી કાકીને મળવા માટે જ......"

"તમે તેણીને મળી શકશો નહિ, લૉરેન્સ !—" તે બહાદુર યોદ્ધાએ ઉત્તર આપ્યો.

"કારણ કે આજે જ તે એક મઠમાં જવા માટે ઈંગ્લંડ તજી જવાની છે. વળી તમે તેને ન મળો એ જ વધુ સારૂં છે કારણ કે જખમી જીગરોને ભૂતકાલની સ્મૃતિ કરાવવાથી ઉલટું વધુ દુઃખ થાય છે—"

"હું તમારી સલાહ સ્વીકારૂં છું અને તે પ્રમાણે વર્તવાનું તમને વચન આપું છું. જનરલ ! તમે મારાપર તથા મારી વ્હાલી રૂથના કુટુંબીઓ પર એટલા બધા ઉપકારો કર્યા છે કે તેનો બદલો મારાથી જીવનપર્યંત વાળી શકાય એમ નથી. મારા વ્હાલા મિત્ર ! તમારી દરેક સૂચના શિરસાવંધ કરવામાં હું આનંદ માનીશ–"

"ઠીક. તમે જે વચન આપ્યું છે તેનો હું હમણાં જ ઉપયોગ કરવા માગું છું." જનરલ હસીને બોલ્યો.

"હું તમારા એકેએક શબ્દને માન આપીશ."

"ઠીક ત્યારે......" જનરલ બોલ્યો પછી તેનો સ્વર જરા ગંભીર થયો.

"તમે તમારૂં મેજરનું કમીશન તજી દેવાના નિશ્ચય પર આવ્યા છો એટલે કે તમારે માટે હમણાં જે એક કમાણીનું સાધન છે તે બંધ થાય છે કારણ કે તમે તમારા કાકાની તીજોરીનો લાભ લઈ તેના ઉપકાર નીચે આવવા માગતા નથી તે હું જાણું છું. હું તમારા નિશ્ચયની પ્રશંસા કરૂં છું. તમારો નિશ્ચય માનપાત્ર છે. એક બહાદુર યુવાન એ સિવાય બીજા કોઇ નિશ્ચયપર આવી શકે જ નહિ; મેં તમારા નિશ્ચયને અનુમોદન આપ્યું છે. હવે તમે તમારા ભાવીનો વિચાર મને કરવા દો......શાંત રહો !......વચ્ચે ના બોલો–લૉરેન્સ ! મારા બહાદુર મિત્ર ! તમને યાદ હશે કે મેં તમને થોડાક સમય પહેલાં કહ્યું હતું કે હું તમને તમારી બાલ્યાવસ્થાથી ઓળખું

છું. મેં તમને વ્હાલથી રમાડ્યા હતા—આથી મને તમારા પર પ્રેમ આવે એ સ્વાભાવિકજ છે. આથી તમે મારી સહાય સ્વીકારવાની ના પાડશોજ નહિ. નહિ—એ સહાય નથી—એ ઉપકાર નથી. ફક્ત હું મારૂં કર્ત્તવ્યજ બજાવું છું. હું અલ્પ સમયમાં વિદેશ જાઉં છું. અમેરિકાના બ્રિટિશ સંસ્થાનોના ગવર્નર જનરલ તરિકે હું અમેરિકા જાઉં છું. મારી મીલકત મોટી છે. મારો બંગલો પણ મારા જવાથી ખાલી પડશે. એ બંગલો તમારે તમારો પોતાનો માની મારી મીલકતની સંભાળ રાખવાની છે. તમે મારા વિશ્વાસપાત્ર મિત્ર છો. જ્યાં સુધી હું પાછો આવું ત્યાં સુધી તમારે મારી મીલકતની સંભાળ રાખવી, અને જે વ્યાજ આવે તે તમારે તમારા ખર્ચ માટે વાપરવું......બસ, કંઇ પણ ના બોલો. મારી માગણી સ્વીકાર્યા વિના તમને ચાલે એમ નથી. હવે ચાલો—આપણે તમારૂં રાજીનામું લખી નાખીએ. હું પોતે તે લંડન લઇ જઈશ; અને આવતી કાલે તમે મુક્ત છો એવો હુકમ તમને મળી જશે......આવતી કાલે મારા વ્હાલા લૉરેન્સ! તું પુનઃ સ્વતંત્ર થઈ જશે—અને 'રાઇહાઉસ' માં તું જેને મળવા આતુર છે તેને મળવા જઇ શકશે—"

છેલ્લા શબ્દો બોલતી વેળા જનરલ ઑલિફન્ટના વદનપર આનંદ દર્શક હાસ્ય ફરક્યું!

---

## પ્રકરણ ૧૬ મું.

### પરદા પાછળ જાસુસી.

અન્તિમ પ્રકરણમાંના બનાવ પછી એક મહિનો વહી ગયો હતો. હમણાં અકટોબર મહિનો પૂરો થવા આવ્યો હતો. પ્રિય વાંચનાર, ફરીથી આજે આપણે ડચેસ ઓફ પોર્ટસ્મથના ભવ્ય શયનગૃહમાં પ્રવેશ કરવાના છીએ.

બપોરે લગભગ બે વાગ્યાનો સમય હતો. ડચેસ—ઈંગ્લાંડના વિલાસી રાજાપર સત્તા ધરાવતી સૌન્દર્યાભિમાની લુઈ—કંઇ ઉંડા વિચારમાં ડૂબી જઇ એક આસન પર બેઠી હતી. વિચારના વમળમાં વીંટળાયલી હોવા છતાં કોઈ કોઇવાર લુઇ તિરસ્કારથી હસતી. તે કંઇ ભયંકર વિચારો કરતી હતી. તેના હૃદયમાં કોઇના નાશની કાતિલ છૂરી પર તે પાણી ચઢાવતી હતી. લુઈ! ઈંગ્લાંડની રાજ કરતી

રાણીનું અપમાન! અને તે પણ કોને હાથે! લૉરેન્સ લી જેવા એક સામાન્ય સૈનિકને હાથે? લુઇ આ અપમાન સહન કરી બેસી રહે એ અસમ્ભવિત હતું. તેનું સ્વાત્માભિમાન ઘવાયું હતું અને જ્યારે એના જેવી રૂપગર્વિષ્ઠ લલના પોતાની આંખો જેના પર ઠરી હોય તેના તરફથી પોતાનું અપમાન થાય ત્યારે શાન્ત રહી શકતી નથી એ સ્ત્રીસ્વભાવના અભ્યાસીઓ જાણે છે. એના સુન્દર વદન પર ધિક્કારની–ભયંકર તિરસ્કારની લાગણી છવાઇ હતી. લૉરેન્સ અને રૂથને આ જગત્માંથી વિદાય કરવાની શક્તિ જો એનામાં હોત તો તેમ કરવાને પણ એ પાછી પાની કરે તેવી ન્હોતી.

પણ તેના શોકનું આ એકજ કારણ ન હતું. લૉરેન્સે તેનું અપમાન કરી તેના જીગરપર ઘા કર્યો હતો; છતાં ડચેસ આજે બીજા કોઈ ખાસ કારણસર વધુ દિલગીર હતી. તેના મુખપર શોકની છાયા એવી ગાઢ રીતે છવાઇ ગઇ હતી કે તેને જોતાંજ તે દુનિયાની અત્યંત દુઃખી સ્ત્રી હશે એમ જોનારને લાગે! શા માટે લુઇ આવા દુઃખી વિચારો કરતી હતી? અયશઆરામ અને વૈભવવિલાસ તેનાં ગુલામ હતાં છતાં શામાટે તે આજે આટલી બધી શોકગ્રસ્ત જણાતી હતી?

છેલ્લા બેત્રણ અઠવાડિયાથી તેને તેની પડતીનાં ચિન્હ જણાતાં હતાં. તેની કટ્ટી દુશ્મન ડચેસ ઓફ ક્લીવલેંડ ખાઇ પીને તેની પાછળ પડી હતી અને લુઇના પ્રેમપાશમાંથી ચાર્લ્સને ખૂંચવી લેવાને આકાશપાતાળ એક કરી રહી હતી; ડચેસ ઓફ પોર્ટ્સમથને મળેલી ખબર પરથી તેની પ્રતિસ્પર્ધિનીનાં સઘળા પ્રયાસો વ્યર્થ ન્હોતા ગયા એવી તેની ખાત્રી થઇ હતી. આથી પોતાની દુશ્મનને શી રીતે છક્કડ આપી, ચૂપ કરી નાખવી અને પોતાની સત્તા દિનપ્રતિદિન વધારવી તેના વિચારમાં તે પડી હતી. જ્યારે તે ગુસ્સાથી–તિરસ્કારથી આંખમાંથી અગ્નિ વરસાવતી ત્યારે તે બાર્બેરાને જાણે મારી નાખવા તૈયાર થતી હોય તેવી જણાતી. એક સરોવરને કિનારે જલતરંગપર નજર નાખી મંદમંદ વાયુલહરીથી હૃદયને આનંદ આપતો કોઇ કુદરતનો ભક્ત પસાર થતો હોય અને તેની દૃષ્ટિએ અચાનક સરોવરમાં મોહક કમલો અને સ્વચ્છ બિલોરી કાચ જેવા પાણીને બદલે કોઇ કમનસિબ મનુષ્યની ફૂગાઈ ગયલી લાસ નજરે પડે તો જેમ તે ભયથી ધ્રુજી આભો બની જાય તેમજ લુઇને જાણે એકવાર તેના

સૌન્દર્યના બહારમાં ચાર્લ્સ સાથે યા બીજા કોઈ મિત્ર સાથે નાચતી જોઇ હોય તે તેની હમણાંની શોકમગ્ન સ્થિતિ જોઇ ચકિત થઇ જાય. એ સારી પેઠે જાણતી હતી કે તેની પ્રતિસ્પર્ધાની અસહાય નથી અને તેણે છેલ્લા બેત્રણ અઠવાડિયામાં પોતાની સત્તા વધારવા અને લુઇને અવનત કરવા માટે જે સાહસિક પ્રયાસો કર્યા હતા તે પરથી પોતાની દુશ્મન કેટલી ભયંકર છે તેનું સમ્પૂર્ણ ભાન લુઇને થયું હતું. લૉરેન્સના પ્રેમમાં નિરાશા અને પોતાની સત્તા ચૂર્ણ થઇ જવાનો ભાવી ભય, એ બે આફતને લીધે સૌન્દર્યની મૂર્તિમંત પૂતળી આભી બની ગઈ હતી!

લુઇનો સ્વભાવ ઘણો અવિશ્વાસુ હતો. તે કોઇના પર પણ વિશ્વાસ મૂકી શકતી નહિ. આથી આવા આફતના સમયમાં પણ તે જેઓ તેના મિત્રો ગણાતા હતા તેની સલાહ લેવા ગઇ ન્હોતી, તેનો ખરો મિત્ર કોઇજ નથી એમ તે માનતી હોય તો તે સંભવિત છે; કારણકે તે પોતેજ વિશ્વાસને પાત્ર ન્હોતી. તે પોતેજ પવિત્ર અને સદ્‌ગુણી ન્હોતી. સંયોગવશાત્ તેનું સૌન્દર્ય ચાર્લ્સની આંખોને ચકરાવી શક્યું અને તે સત્તાશીલ બની. સર્વ ઉગતા સૂર્યને નમવા લાગ્યા; પણ એ ઉગતા સૂર્યરૂપ ડચેસ અને તેના મિત્રો બધાંય જાણતાં હતાં કે ઉગતો સુર્ય સન્ધ્યા સમયે જરૂર અસ્ત પામે છે. ડચેસને પોતાના ભયંકર અસ્તનાં જ્યારે સ્વપ્નાં આવતાં ત્યારે તેના શોકની અવધિ થઇ જતી. તેનાં નિકટના સગાઓમાં ફક્ત તેની બહેન–કાઉંટેસ ઓફ પેમ્બ્રોકજ હતી અને તેને રાજદરબારના ભેદભરમો અને કાવત્રાં સાથ ખાસ સંબંધ ન્હોતો. કાઉન્ટસને પોતાની મોટી બહેન પર અંધ વિશ્વાસ હતો. તે ડચેસની સલાહ માને–તેની વાત સાંભળે–તે કહે તેમ કરવા તૈયાર થાય–આફતના વખતમાં તેને દિલાસો દે–પણ તે ડચેસને કંઇ સલાહ આપી શકે એવી તેની સ્થિતિ ન્હોતી. આથી લુઇએ તેની સલાહ લીધી નહિ. આવા ગંભીર મામલા વેળાએ તે પોતાનો ગુપ્ત મનોભાવ કોઇ પણ વ્યક્તિને જાણવા દેતી નહિ. આથી જ તે પોતાની દાસીઓને રજા આપી એકલી પોતાના શયનગૃહમાં વર્તમાન સ્થિતિપર વિચાર કરતી બેઠી હતી.

લુઇ દે કેરલ આજસુધી ફ્રાંસ અને ઇંગ્લંડ વચ્ચે કેટલાક પ્રતિષ્ઠાહીન કોલકરાર કરાવવામાં મુખ્ય ભાગ ભજવતી હતી એમ પ્રજા માનતી હતી. ફ્રાંસનો માલિક ૧૪ મો લુઇ ઈંગ્લાંડના મોજીલા મહા-

રાજાની આર્થીક મુસ્કેલીનો ડચેસદ્વારા સારી રીતે લાભ લેતો અને ચાર્લ્સની મુસ્કેલીમાં તેને વખતો વખત થોડાક હજાર પૌંડ આપી અનેક સનદી લાભ લુંટી લેતો હતો. જ્યારે પણ રાજાને પૈસાની જરૂર પડતી ત્યારે લુઈ તેને ફ્રેંચ તીજોરીમાંથી તે અપાવતીઃ આથી તે ચાર્લ્સની પ્રતિષ્ઠા ભયમાં આવી પડે તેવા કેટલાક રાજકિય ભેદો પણ જાણુતી હતી; અને રાજા પર તેના સૌન્દર્ય, નાજ નખરાં તથા સ્ત્રી ચારિત્ર્યથી જે સત્તા તે ભોગવતી હતી તે સત્તાની સાંકળ આ ભેદોને લીધે વધુ પ્રબળ થઈ હતી. લુઈની ઉન્નતિના આ પ્રધાન કારણો હતાં, પણ છેલ્લાં બે ત્રણ અઠવાડિયામાં તેની પ્રતિસ્પર્ધિનિ બાર્બેરા વીલીઅર્સે રાજાને એક મોટી રકમ આપી પોતાના પક્ષમાં લેવાની વાત તેને કાને આવી હતી. આ દ્રવ્યમાંથી એક શિલિંગ પણ બાર્બેરાએ પોતાની તિજોરીમાંથી કાઢી ન્હોતી; જો કે તેની તિજોરીમાં અઢળક દ્રવ્ય તેણે ગમે તે રીતે ભેગું કર્યું હતું. રાજા પર સત્તા ભોગવવા કરતાં પણ દ્રવ્યસંગ્રહની તે વિશેપ શોખીન હતીઃ પણ તેની કૃપા માટે વલખાં મારનારા ઘણા ઉમરાવો તે સમયે વિદ્યમાન હતા કે જેઓએ પોતાની સત્તા ધીમે ધીમે ગૂમાવવા માંડી હતી અને જે પુનઃ પ્રાપ્ત કરવા માટે તેઓ આભઅવની એક કરતા હતા. તેમના પોતાના સ્વાર્થ માટેજ તેમણે ડચેસ ઓફ ક્લીવલેંડને તેની પૂર્વીય ઉન્નત દશામાં લાવવાનો નિશ્ચય કર્યો હતો. આથી તેમણે રાજાના વિલાસી સ્વભાવ પર વિજય મેળવવા માટે તેણીને એક મોટી રકમ અર્પણ કરી. તેઓ જાણુતા હતા કે જો ડચેસ વિજયી થશે તો તેમના પૈસા ચક્રવર્તિ વ્યાજ સહિત તેમને માનચાંદ, પદવી, પેન્શન, વિગેરે હજારો રસ્તે પાછા મળશે.

અંગ્રેજી દરબારમાં આવી ગડમથલ ચાલી રહી હતી, એ વાત લુઈની જાણુમાં આવી હતી. આજ વાત તેના શોક અને ક્રોધનું મૂલ હતી. આજ વાતથી આજે તે બેચેન અને અસુખી બની હતી. બાર્બેરાના સહાયકો તેના કટ્ટા દુશ્મનોજ હોવા જોઇએ એ તે જાણુતી હતી. તેણે પોતાની એક દાસી દ્વારા સાંભળ્યું હતું કે તેની પ્રતિસ્પર્ધિનિએ રાજાને એક ટીપ આપી તેમાંના ગૃહસ્થોને માન ચાંદ આદિ આપવાની આજ્ઞા કરી હતી. આ ટીપ જો લુઇના હાથમાં આવે તો કોનાથી તેને ડરવાનું છે અને કોણુ તેના ખરા શત્રુઓ છે તે તે તરતજ જાણી શકે અને તરતજ પોતાની શોક્યના મિત્રોને બમણી

લાલચ આપીને કે ગમે તે ભોગે પોતાના પક્ષમાં લઇ પોતાની દુશ્મનને ધુળ ફાક્તી બનાવી દે.

પણ એ ટોપ મેળવવી શી રીતે ? વિચારમાંને વિચારમાં તેને એક યુક્તિ સૂઝી હતી. તેણીએ પોતાની સામે મેન્ટલપર પડેલા સુન્દર ટાઇમપીસપર દૃષ્ટિ ફેંકી. અઢી વાગ્યા હતા. એ જોતાંજ તેના મુખ-પર સંતોષની છાયા છવાઇ. તેણે એક રૂપેરી ઘંટડી વગાડી. તરતજ એક દાસી હાજર થઈ.

"મને યાદ છે કે આજ વખતે જનરલ ઑલિફન્ટ રાજ્યના સત્તાધીશ અમલદારો તથા મહારાજા સમક્ષ હાજર થઈ અમેરિકન સંસ્થાનોના ગવર્નર જનરલ તરિકે તેમની થયલી નીમણુકને લગતા વફાદારીના કસમ લેવાના છે......" લુઇએ શાંત મુદ્રાએ કહ્યું

"હા. એમજ છે, શ્રીમતી ! નામદાર મહારાજા પ્રધાનો સાથે હમણાં કાઉન્સીલ ચેમ્બરમાં છે અને નામદાર ગવર્નર જનરલ હમ-ણાંજ આવી પહોંચ્યા છે"

"ત્યારે એ ક્રિયા લગભગ એકાદ કલાક ચાલશે ખરૂં ?–" લુઇએ પૂછ્યું,

"હું તે જાણતી નથીઃ પણ એથી ઓછા વખતમાં એ ગંભીર ક્રિયા થાય એ શકય નથી....ખરેખર, જનરલ ઑલિફન્ટ એક ભવ્ય પુરૂષ છે. મેં હમણાંજ તેમને પોતાના સહાયક અમલદારો તથા તેમના નવા નોકરો સાથે દમામથી દાદર ચઢતા જોયા. અલબત્ત, તેમના બધા માણસો સુન્દર છે પણ એ પોતે આરજ છે—"

"હા. તે ખુબસુરત છે—"

"ખરેખર, શ્રીમતી ! તે ઘણાજ ખુબસુરત છે. તેમનો દેખાવ ભવ્ય સૈનિક જેવો છે. તેમણે જે બખ્તર પહેર્યું હતું તેથી તેમની સુન્દરતા જરા પણ ઓછી લાગતી ન્હોતી. વળી તેમના માથાપરની ટોપીનાં પીંછા હાલતાં તેમનો દેખાવ ઘણોજ ભવ્ય લાગે છે. તેમના સશક્ત હસ્તો જાણે લાંબી સમશેર ઝઝુમાવવા માટેજ સરજાયાં હોય તેવા લાગે છે–"

"જાઓ–અને જે પુરૂષને જોતાં તમને આટલો બધો આનંદ થાય છે તેને જોઈ રાજી થાઓ. મારે હમણાં તમારૂં કામ નથી." લુઈ બોલી.

આ સાંભળી તેની દાસી તેને વિવેકપૂર્વક નમન કરી ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી લુઇ પોતાની બેઠકપરથી ઉભી થઈ અને પોતાની કબાટમાંથી એક ચાવીનો ઝુમખો કાઢી શયનગૃહમાંથી બહાર નીકળી. તેની અશાંતિને તેણે રજા આપી દીધી અને શાન્ત પણ નિશ્ચીત વદને તે એક લાંબા કોરીડોરમાંથી પસાર થઇ ગઇ. તેને કોઇએ પણ જોઇ નહિ. થોડુંક ચાલ્યા પછી તે એક જગ્યાએ આવી જ્યાંથી અનેક ઓરડામાં જઇ શકાતું હતું. તેણે પોતાના ઝુમખામાંથી એક ચાવી અજમાવી. તેની ઘટતી અસર થઈ અને તે બીજા ઓરડામાં દાખલ થઇ.

તેણી રાજાના ખાનગી ઓરડામાં દાખલ થઇ હતી. ઓરડાના મધ્ય ભાગમાંના એક ટેબલપર અસંખ્ય દસ્તાવેજો અસ્તવ્યસ્ત પડેલા હતા; પણ તેમાં ડચેસ ઓફ પોર્ટસમથ જે દસ્તાવેજ વાંચવા માટે અત્યંત આતુર હતી તે ન્હોતો એમ તે ખાત્રીથી જાણતી હતી. ચાર્લ્સ ઘણી બાબતમાં બેદરકાર હતો. પણ પોતાની અનેક વિલાસ સખીઓને લગતા ગુપ્ત કાગળ પત્રો માટે તે ઘણોજ સાવધાન રહેતો. એકની વાત બીજી ન જાણે તે માટે તે બહુ ચિંતા રાખતો. સ્ત્રીના ઇર્ષ્યાગ્નિની ભયંકર જ્વાલા તે જોઇ શકતો નહિ. જો ચાર્લ્સ પાસે બાર્બેરાએ આપેલી ટીપ હશે તો તે પેલા અવ્યવસ્થિત પડેલા દસ્તાવેજોમાં નહિ પણ કોઇ સલામત જગ્યાએ સંતાડેલી હશે એવી ડચેસની ધારણા હતી. રાજાની ખાનગી ઓરડીમાં બે ત્રણ ડેસ્ક અને કેટલીક પેટીઓ પડેલી હતી અને આ પેટીઓ તથા ડેસ્કોમાંના દસ્તાવેજો ખોળવા તે હમણા અહિં આવી હતી. તેણી પોતાની ચાવીનો ઝુમખો લાવી હતી અને તેમાંની કોઈ પણ ચાવી વિજયી થશે જ એવી તેની ખાત્રી હતી કારણ કે તે સમયે તાળા બનાવવાની કલા હાલની ઉન્નત સ્થિતિએ પહોંચી ન્હોતી.

પોતાની ધારણામાં લુઈ ઠગાઇ ન્હોતી. કેટલીક ચાવીઓ અજમાવ્યા પછી અન્તે એક ચાવીએ પહેલી ડેસ્ક ઉઘાડી અને લુઇ તેમાંના કાગળો આતુર નયને તપાસવા લાગી; પણ સંભાળભરી તપાસ પછી તેને માલુમ પડ્યું કે, તેની મહેનત પાણીમાં મળી હતી. બીજી ડેસ્કો અને પછી પેટીઓ પણ તેણીએ ઉઘાડી. દરેકમાંના કાગળપત્રો તેણીએ ફેંદી નાખ્યા; અને જેમ જેમ તે તપાસતી ગઇ તેમ તેમ તેની આશા ઓછી થતી ગઇ પણ અંતે અકસ્માતિક રીતે

છેલ્લી પેટીમાંથી તે જે ટીપ માટે લોહીનું પાણી કરી રહી હતી તે મળી આવી; તેણીની દાસીએ તેને સત્ય ખબર આપી હતી. તે ટીપમાં બાર નામો હતાં! અને દરેક નામની સામે પેન્શન, પદવી, ઓદ્ધા આદિ લખવામાં આવ્યું હતું. આ બાર માણસો લુઇના ખરા શત્રુઓ હતા. તેઓ તેણીને અવનત કરી તેની પ્રતિસ્પર્ધિનીને સત્તાશીલ બનાવવા ચાહતા હતા. આ ટીપમાં સર હેક્ટર ગ્રેહામ-હર્ટફર્ડ શાયર રેજીમેંટના કર્નલનું નામ પણ હતું.

સર હેક્ટર ગ્રેહામે જનરલ ઑલિફન્ટ સંબંધી જૂઠું વર્ણન કરી ડચેસ ઑફ ક્લીવલેંડને છેતરી હતી અને ડચેસે તેનું નૃત્ય સમયે અપમાન કર્યું હતું એ બનાવ વાંચનારને યાદ હશે; છતાં તેનું નામ આ ટીપમાં હોવા પરથી આપણે અનુમાન કરી શકીશું કે તેણે ગમે તે રીતે ડચેસને મનાવી લીધી હશે, અને જમાનાખાધેલ ડચેસ આવા એક સૈનિકને પોતાનો સહાયક બનાવવા સમજી ગઇ હશે.

પેટીઓ ઉઘાડવામાં અને દસ્તાવેજો તપાસવામાં ઘણો વખત ગયો હતો અને જ્યારે ડચેસ ઑફ પોર્ટસમથે પેલી ટીપ વાંચીને પાછી પેટીમાં મૂકી દઇ તેને તાળું માર્યું ત્યારે તેને કાને દાદર પર કોઇનાં પગલાં સંભળાયાં. આ પગલાં રાજા અને જનરલ ઑલિફન્ટનાં હતાં. તેઓ તે ઓરડામાં દાખલ થવાની અણીપર હતા. એક પલ લુઈ ગભરાઇ; પણ બીજી જ પલે તેણી હિમ્મતવાન બની. તેણી જ્યાં ઉભી હતી તેની નજીક એક બારણું હતું અને તેમાંથી એક ન્હાની ઓરડીમાં જવાતું હતું. આ બારણા પર વેલ્વેટના પરદા ઢાંકેલા હતા અને તે ગાલીચા પર ઘસડાતા હતા. પેલી ન્હાની ઓરડીમાં એ પરદા દ્વારા જવાતું હતું. ત્યાં રાજદ્વારી દસ્તાવેજોની નકલો રાખવામાં આવતી હતી. આ પરદા પાછળ જવાનું કામ એક પલનુંજ હતું. ડચેસ વીજળીક વેગે અંદર ચાલી ગઇ અને તે ગુમ થતાંજ રાજા જનરલ ઑલિફન્ટ સાથે અંદર દાખલ થયો. ડચેસે પરદામાંથી ઘણી ચાલાકીથી જોયું તો રાજા જનરલ સાથે એકલો જ હતો એવી તેની ખાત્રી થઇ. તે બે આંગળીથી પરદો પકડી સહેજ પણ હાલ્યા ચાલ્યા વિના ત્યાં ઉભી રહી.

"અને હવે જનરલ!—" રાજા એક બેઠકપર બેસી જનરલ ઑલિફન્ટને બીજા આસન પર બેસવાની ઇસારત કરી બોલ્યો.

"તમે જે ઉચ્ચ પદવી પર નિયુક્ત થયા છો તે પછી તમને

તમારા પવિત્ર સોગનોની પુનઃ સ્મૃતિ કરાવવી એ તમારા અપમાન બરાબર છે—"

"નહિ. એ અપમાન નથી; પણ મને એવી સ્મૃતિ કરાવવાની જરૂર નથી—" તે વીર યોદ્ધો બોલ્યો.

"જો હું તે ગંભીર સોગનની જવાબદારી સમજ્યો ન હોત તો મેં તેવા કસમ લીધા જ ન હોત. મેં આપ નામદારને વફાદાર રહેવાના કસમ લીધા છે અને તે હું પાળીશ એ વિષે આપ નામદારે લેશ માત્ર ચિંતા રાખવાની જરૂર નથી. હું મારી સત્તા નીચે જે સંસ્થાનો મૂકાયાં છે તેમને સુખી અને આબાદ બનાવીશ. ભૂતકાલમાં મેં તેમને આપની હકુમત નીચેથી છોડાવવાના પ્રયાસ કર્યા હતા કારણ કે તે સમયે એ સંસ્થાનોની ગરિબ પ્રજા પર અસહ્ય જૂલમો ગુજરતા હતા. આપના કેટલાક વિચારો સાથે હું સંમત થતો નથી અને આપની રાજ્યનીતિના અમુક સિદ્ધાંતો મને માન્ય નથી; છતાં વર્તમાન સંયોગોમાં મેં જે કસમ લીધા છે તે પ્રમાણે જ હું વર્તીશ એવી હું આપ નામદારને ખાત્રી આપું છું—"

"હત્ તમારૂં ભલું થાય—" રાજા જરા નાખુશ થઈ બોલ્યો.

"તમે ખરેખર, અજબ માણસ છો. તમે બહુ જ સરલતાથી વાત કરો છો—તમે હજુ પણ સ્વતંત્રતા દેવીના ભક્ત છો એમ કબૂલ કરો છો ત્યારે તમે તમારૂં વચન પાળશો કે કેમ તે વિષે મને શક ઉત્પન્ન થાય છે—"

"આપ નામદારની ભૂલ થાય છે. હું સરલતાથી પ્રજાસત્તાકવાદી છું એમ સ્વીકારૂં છું તેમાં જ મારા વચનની સલામતી છે. આપ નામદારે તે વિષે લેશ માત્ર પણ ચિંતા કરવાની જરૂર નથી..."

"ઠીક-ઠીક, હું તમારા વચન પર વિશ્વાસ રાખું છું; નહિ તો હમણાં જે પદવીદાનની ક્રિયા થઇ તે મેં કરી જ ન હોત. તમે ક્યારે જવા માગો છો?" ચાર્લ્સે કહ્યું.

"પરમ દિવસે, નામદાર!—"

"શા માટે કાલે જ તમે જતા નથી? હું જાણું છું કે એક દિવસ વહેલા મોડામાં કંઇ તફાવત પડવાનો નથી—"

"કંઈ જ નહિ—" ઑલિફન્ટ સ્મિત ફરકાવી બોલ્યો. રાજા જેમ બને તેમ જલદી તેને ઇંગ્લંડની બહાર જોવા માગતો હતો એ

તે સારી રીતે જાણતો હતો. આ વીર યોદ્ધાની સુકીર્તિ, તેની પ્રજા-પ્રિયતા અને અસામાન્ય હિમ્મતથી રાજા ડરતો હતો. હા—જે વીર યોદ્ધાએ વરજીનીઆની પ્રજાને રાજાની વિરૂદ્ધ ઉશ્કેરી મૂકી હતી તે ઇંગ્લંડની પ્રજાને કદાચ ઉશ્કેરે તો ચાર્લ્સના એકચક્રી શાસનનો અંત આવી જાય તેમ હતું. આથી તેણે ઑલિફન્ટને દેહાંત દંડની સજા કરવાનો વિચાર માંડી વાળ્યો છતાં પણ તેને જલદીથી ઇંગ્લંડની બહાર મોકલી દેવા તે આતુર હતો.

"ઠીક ત્યારે. તમે પરમ દિવસે લીવરપુલ જશો અને ત્યાંથી દરિયા માર્ગે અમેરિકા જવા ઉપડી જશો. ખરૂં ?...ઠીક...હવે હું એક વાત જાણવા માગું છું. નીધરહૉલમાં એક મહિના પહેલાં જે બનાવ બન્યો હતો તે વિષે વધુ ખબર મને મળી નથી. બોલો, જનરલ ઑલિફન્ટ! પેલો ભેજાફાટેલ છોકરો હજુ તે પ્યુરીટનની છોકરીને પરણવા માગે છે કે ?—"

"હા. નામદાર! શા માટે તે એવી ઇચ્છા ન રાખે તેજ હું સમજી શકતો નથી. હું કંઈ પણ છૂપાવવા માગતો નથી. હું આવતી કાલે ન જતાં પરમ દિવસે કેમ જવા માગું છુ તેનું કારણ હું આપ નામદારને જણાવી દઇશ. આવતી કાલે લૉરેન્સ લીનાં લગ્ન સમારંભમાં ભાગ લેવાનું મેં વચન આપ્યું છે—"

"એમ? એમ? એટલા માટે તમે કાલે અહિં રોકાવા માગો છો? જે સમયે તમને મારી સેવામાં એક ઉચ્ચ પદવી આપવામાં આવી છે ત્યારે જે મને ગમતું નથી તેમાં તમે ભાગ લેવા જાઓ છો એ ઠીક નહિ કહેવાય—" રાજા પુનઃ નારાજ થઇ બોલ્યો.

"જો આપ નામદારે મને આપેલી પદવીને લીધે આપ મારા મિત્રોને મળવા જવાની યા તેમના આનંદમાં ભાગ લેવાની મને મારી મરજી વિરૂદ્ધ મના કરવા માગતા હો તો એ તમારી પદવી છોડી દેવા હું તૈયાર છું—" જનરલ સહેજ પણ સંકોચ વિના બોલ્યો.

"નહિ. નહિ. હું એમ કહેવા માગતો નથી......" તરતજ રાજા બોલ્યો અને જનરલના દમામથી તે એટલો બધો બ્હી ગયો કે તે પોતાની રાજાની પદવી પણ એક પલ ભૂલી ગયો.

"અં...ત્યારે આવતી કાલે તેમનાં લગ્ન થવાનાં છે. ઠીક—થવા દો—હું એ લગ્નની વિરૂદ્ધ થઇશ નહિ એવા મેં નીધરહૉલમાં કસમ લીધા છે, અને જનરલ! હું એ વચન પાળું છું—"

"આપ નામદારે તે પાળવું જ જોઇએ કારણ કે જે રાજા પોતાની પ્રજાને એકવચની જોવા ચાહતો હોય તેણે પોતે પોતાનું વચન તો ગમે તે ભોગે પાળવુંજ જોઇએ—"

"ઠીક; સર વિલિયમ બ્રાન્ડ અને લૉરેન્સ વચ્ચે સમાધાની થઇ કે ?–" રાજાએ પૂછ્યું.

"સર વિલિયમ બ્રાન્ડે આપ નામદારની સૂચના પ્રમાણે મેજર લી—"

"મેજર લી–નહિ–નહિ–!—" રાજા ગુસ્સાથી બોલી ઉઠ્યો.

"એ હઠીલા, મૂર્ખ અને બેસમજ જુવાને તમે જાણો છો કે પોતાની મેજરની પદવી છોડી દીધી છે—"

"હા, અને તેણે તેમ મારી સલાહથી કર્યું છે....." ઠંડે પેટે ઑલિફન્ટ બોલ્યો.

"આપ નામદાર સમજી શકશો કે, સંજોગો જોતાં તે પોતાની નોકરી કરી શકે એમ ન્હોતું. નીધરહૉલમાં બનેલા શરમભર્યા બનાવને બાદ કરતાં રૂથને પરણ્યા પછી લૉરેન્સ લી એ રેજીમેંટમાં ન રહી શકે એનું એક બીજું કારણ પણ છે—"

"અને તે કારણ ?—"

"તે કારણ હું આપ નામદારથી છુપાવવાની જરૂર જોતો નથી. સર હેક્ટર ગ્રેહામ જે એ ટૂકડીનો કર્નલ છે. તે મિસ રમ્બોલ્ડ પર મોહી પડ્યો છે અને તેની ધારણા ઘણી નીચ છે. એ વખત તેણે મિસ રમ્બોલ્ડને જોર જૂલમથી અપવિત્ર કરવાનો નીચ પ્રયાસ કર્યો હતો. એક વાર તેણે પોતે મિસ રમ્બોલ્ડનું અપમાન કરવાની શરમ ભરી કોશેષ કરી હતી અને બીજી વાર તેણે કેટલાક બદમાસો દ્વારા તેણીને ઉપાડી લાવવાનું કાવત્રું રચ્યું હતું. બન્ને વખતે લૉરેન્સ લીએ તે કુમારિકાને બચાવી હતી. આવા સંયોગોમાં તે પોતાની પત્નિ સાથે હર્ટફર્ડ શાયર રેજીમેંટમાં નોકરી કરી શકે એ તદ્દન અસમ્ભવિત છે. કર્નલ ગ્રેહામનું મિસ રમ્બોલ્ડ પ્રત્યેનું વર્તન ઘણુંજ ધિક્કારપાત્ર અને શરમ ભર્યું હતું: આ શબ્દો હું કર્નલ તરફના વૈરભાવથી બોલતો નથી. કર્નલ પર કે કોઇ પણ વ્યક્તિ પર વૈરની લાગણી રાખી તેને બીજા પાસે સજા કરાવવાનું કામ હું હીચકારૂં ગણું છું. કર્નલે મારૂં અપમાન કર્યું તે સમયેજ મેં તેને યોગ્ય સજા કરી હતી અને મારા વૈરનો ત્યાંજ અંત આવી ગયો હતો. આ વાત હું આપ નામદારને

સવિસ્તર એટલા માટે જ કહું છું કે જેથી આપના મનમાં લૉરેન્સ લીએ શા માટે પોતાનું કમીશન છોડી દીધું તે સંબંધી કંઈ અયોગ્ય શંકા રહે નહિ—"

"પણ આપણે સર વિલિયમની વાત કરતા હતા અને તમે મને કંઇ ખુલાસો આપવા જતા હતા—"

"હા. મને તે યાદ છે. હું આપ નામદારને એમ કહેવા જતો હતો કે નીધરહૉલમાંના બનાવ પછી તરત જ સર બ્રાન્ડે લૉરેન્સ લી પર એક પત્ર લખી તેમાં જણાવ્યું હતું કે "તે લૉરેન્સના રૂથ સાથના લગ્નમાં સંમતિ આપે છે તથા લૉરેન્સને પુનઃ પોતાના વારસ તરિકે કબૂલ રાખે છે અને ભવિષ્યમાં તે લૉરેન્સની આર્થીક સ્થિતિની ચિંતા રાખશે—"

"અને તેનો લૉરેન્સે શું જવાબ આપ્યો ?–તે પોતેજ પોતાના કાકા સાથે સમાધાની કરવા ગયો હશે—" રાજા બોલ્યો.

"નહિ નામદાર! એવું કંઈ બન્યું નથી. તેણે સર બ્રાન્ડને મારી સંમતિથી એક પત્ર લખ્યો. તેમાં તેણે ભૂતકાલમાં તેના કાકાએ તેના પર જે માયા બતાવી હતી તે માટે તેનો આભાર માન્યો અને પછી લાગણીભરી ભાષામાં તેણે પોતાના કાકાના ઉપકાર નીચે, જે શરમભર્યા બનાવ બન્યા હતા તે પછી, આવવાની સાફ ના પાડી—"

"કેવી મૂર્ખાઇ! સ્વતંત્ર મીજાજને નામે કેવી ગેર સમજ ?–હવે તો એ જુવાન ત્યારે ભીખારી થઇ ગયો હશે! તેણે પોતાનું કમીશન છોડી દીધું–પોતાના કાકાની મદદ લેવાની ના પાડી–અને મેં સાંભળ્યું છે કે રાઇહાઉસનો માલિક તેને એક પેની પણ આપી શકે એમ નથી—"

"હા. એ બધું ખરૂં છે. પણ હું આપ નામદારને ખાત્રી આપું છું કે લૉરેન્સ ભીખારી નથી થયો; કારણ કે જે જગ્યાએથી કાયદા પ્રમાણે દ્રવ્ય મેળવવાનો તેને હક્ક છે ત્યાંથી તેને તેના હક્કના પૈસા ન મળે તો પણ તેનો એક મિત્ર છે કે જે તેની હિમ્મત અને તેના ઉન્નત ચારિત્ર્યનો પ્રશંસક છે—"

"અને તે મિત્ર જનરલ ઑલિફન્ટ છે—" રાજા જનરલ ઑલિફન્ટની બોલવાની ઢબ પરથી ચેતી જઈ બોલ્યો.

"ઠીક–ઠીક. તેના લગ્નની કંઈક તો વાત કરો."

"હું જેટલું જાણું છું તેટલું આપને જણાવીશ. આજે સાંજે હું રાઇહાઉસમાં જવા માટે ઉપડીશ. આવતી કાલે અગીયાર વાગે હોડેસ્ડનના દેવળમાં લૉરેન્સના રૂથ સાથે લગ્ન થશે. ત્યાર પછી રાઇહાઉસમાં લગ્નના આનંદમાં એક પ્રીતિભોજન થશે. બે વાગે એ પાર્ટીમાંથી પરોણાઓ વિદાય થશે અને પછી લૉરેન્સ પોતાની નવવધુ સાથે લંડન આવવા ઉપડશે. અહિં તે મારા મૅનશનમાં રહેશે. એ સમય દરમિયાન મારા નોકર–ચાકરો તથા અશ્વો હર્ટફર્ડ ખાતે રહેશે. લગ્ન ક્રિયા થઈ ગયા પછી હું પુનઃ હર્ટફર્ડ જઈશ અને પછી લીવર્પુલ જવા ઉપડીશ. ત્યાર પછી હું અમેરિકા જવા માટે દરિયાઈ પ્રવાસ શરૂ કરીશ. હવે નામદાર! મેં આપને સઘળી હકીકત સરલ હૃદયે કહી દીધી છે અને મને વિશ્વાસ છે કે આપ આપનું વચન તોડવા તૈયાર થશો નહિ....."

"નહિ. કદિ પણ નહિ. હું તમારા કામની આડે આવવા માગતોજ નથી. જાઓ, જનરલ! તમારો સમય ઘણો કિમતી છે. સાહેબજી!"

આટલા શબ્દો કહી ચાર્લ્સ ઉભો થયો અને ઑલિફન્ટ તરફ પોતાનો હાથ લાંબો કર્યો. અને સભ્યતાને ખાતર જનરલ તે પોતાના હોઠ સુધી લઇ ગયો. પણ તે પર જેમ બધા ઉમરાવો કરતાં તેમ ચુંબન કર્યું નહિ. તે ત્યાર પછી નમીને ત્યાંથી ચાલી ગયો. તે ગયા પછી તરતજ રાજા પણ ત્યાંથી ચાલી ગયો અને બન્નેના જવા પછી લુઈ કોઇની દૃષ્ટિએ ન પડી તે માટે મલકાતી પોતાની ગુપ્ત જગ્યાએથી બહાર નીકળી અને અત્યંત સાવચેતીથી પોતાના શયનગૃહમાં ચાલી ગઈ.



# પ્રકરણ ૧૭ મું.

## કાળું કાવત્રું.

'રાઇહાઉસ' થી ત્રણ ચાર માઇલના છેટાપર ન્યુ મારકેટ રોડપર 'ક્રેવર મેનર' નામે એક સુન્દર મકાન હતું. તે અર્લ ઑફ પેમ્બ્રોકની કાકી લેડી ટ્રેશામની માલીકીનું હતું. લેડી ટ્રેશામ એક વિધવા હતી. તેને કંઈ બાલક ન હતું. તેનું વય પણ ઘણું વૃદ્ધ હતું અને તે

એટલી બધી નબળી તબિયતની હતી કે ભાગ્યેજ પોતાના મકાનની બહાર નીકળતી. તેણી પોતાના ભત્રિજા અર્લને ચાહતી ન્હોતી. અર્લનો ઝનુની અને ક્રૂર સ્વભાવ તેને ગમતો નહિ. વળી તે પોતાની પત્નિ સાથે જરા જરામાં લડતો અને ગરિબડી કાઉન્ટેસને દુઃખી કરતો. આવું નિર્દય અને લાગણીહીન વર્તન લેડી ટ્રેશામને લેશ પણ પસંદ પડતું નહિ. લેડી ટ્રેશામ કાઉન્ટેસ ઓફ પેમ્બ્રોકપર–લુઇ દે કેરલની બહેનપર ઘણી પ્રીતિ રાખતી. અને તેણી પોતાની સઘળી મીલકત પોતાના અવસાન પછી કાઉન્ટેસને વારસામાં આપી જશે એવી લોકોમાં વાત થતી હતી. તે વૃદ્ધ સ્ત્રી સ્ટુઅર્ટ રાજકુટુંબની ઉન્નતિ માટે પ્રાણ પાથરવા તૈયાર હતી. એકચક્રી રાજશાસનની તે પરમ ભક્ત હતી અને સત્તરમી સદીમાં જડ ઘાલી બેઠેલા રાજાના ઇશ્વરત્વને અંધ શ્રદ્ધાથી માનતી હતી. "રાજા કદિ ખોટું કામ કરેજ નહિ" એવી અંધ માન્યતાને આ વૃદ્ધ સ્ત્રી અંધ રીતેજ માનતી હતી. આથી રાજાના કેટલાંક અવિચારી અને ઉછૃંખલ કામો જ્યારે સ્વાતંત્ર્યપ્રિય અને નીતિપ્રિય મનુષ્યોને નિર્દય, જૂલમી અને અમાનુષી લાગતાં ત્યારે તે સર્વે કામો લેડી ટ્રેશામને યોગ્ય અને રાજનૈપુણ્યપૂર્ણ જણાતાં. રાજા જેમ કરે તેમ પ્રજાએ કરવાનું નથી પણ રાજા જેમ કહે તેમ ચાલવાનું છે એમ તે કહેતી. ટુંકામાં રાજાના દોષ તેની આંખમાં વસતાજ નહિ. રાજા એટલે ઇશ્વરી દૂત ! રાજા પાપ કરેજ નહિ ! રાજાનું વર્તન આદર્શ ! એમ તે માનતી હતી.

અમે પૂર્વે લખી ગયા છીએ કે ચાર્લ્સને અનેક વિલાસ સખીઓ હતી. આ વિલાસ સખીઓ નીચ કુટુંબની નહિ પણ ઉમરાવ કુટુંબની હતી અને તે સમયે ઇંગ્લંડની નૈતિક સ્થિતિ એટલી ભ્રષ્ટ થઇ ગઇ હતી કે ઉચ્ચ કુલના ઉમરાવો પોતાની પુત્રી યા પત્નિને રાજાની વિલાસ સખી તરિકે જોવામાં માન સમજતા. લેડી ટ્રેશામ કાઉન્ટેસ ઓફ પેમ્બ્રોકની બહેન લુઇ રાજાની વિલાસ સખી છે એ જાણુતી હતી, પણ તેથી લુઇ એક નીતિભ્રષ્ટ સ્ત્રી છે એમ કહી તે તેને ધિક્કારતી ન્હોતી; આવી માન્યતાને લીધે કાઉન્ટેસપરનો તેનો પ્રેમ લુઇના ધિક્કારપાત્ર વર્તનથી ઓછો થયો નહિ. ઉલટું તેણીએ લુઇને મળવાની ઇચ્છા કાઉન્ટેસ આગળ પ્રદર્શિત કરી હતી અને અમારા વાંચનારાઓ જાણે છે કે રાજાની વિલાસ સખીઓ સાથે મિત્રતા રાખવા માટે પણ ઇંગ્લંડના ઉમરાવો અને ઉમરાવજાદીઓ આભ અવનિ એક

કરી નાખતાં. લુઇએ જ્યારે લેડી ટ્રેશામની ઇચ્છા જાણી ત્યારે તેણીએ તે વૃદ્ધ સ્ત્રીપર 'મહાન ઉપકાર' કરવા માટે તેને ત્યાં એ ત્રણ દિવસ ગાળવાનો વિચાર કર્યો અને લેડી ટ્રેશામને ત્યાંથી પાછાં ફરતી વેળાજ 'રાઇહાઉસ' નજીક તેણીની ગાડીને અકસ્માત થયો હતો એ અમારી નવલકથાના પ્રથમ ભાગમાંના એક પ્રકરણ પરથી માલુમ પડી આવશે.

હજુ અત્રે થોડોક ખુલાસો અમારે કરવાનો છે. લુઇ કે કેરલ મોહવશ થઇ, છતી આંખે આંધળી બની લૉરેન્સને તેના લશ્કરી નિવાસમાં મળવા જવા તૈયાર થઇ ત્યારે તેણી પોતાની ગાડીમાં બેસી લેડી ટ્રેશામને ત્યાં ગઈ. ત્યાં પહોંચ્યા પછી એકાદ કલાક ફરવા જવાને બહાને તે હર્ટફર્ડ જઈ શકે એમ હતું. લુઈ લેડી ટ્રેશામને મળવા ગઈ; અને પછી એક વફાદાર દાસી સહિત તે એક અશ્વપર બેસી હર્ટફર્ડ ગઈ કે જે ફ્રેવન મેનરથી છ સાત માઇલ દૂર હતું. તેણીએ લૉરેન્સને એમ સમજાવ્યું હતું કે તે સઘળાં જોખમો માથે વ્હોરી ખુદ લંડનથી તેને મળવા આવી હતી; અને ચાલાકીથી લેડી ટ્રેશામને લગતી કંઇ વાત શુદ્ધાં કરીજ ન્હોતી. આ પરથી તે કેટલી ચતુર હતી તે જણાઇ આવશે. તેના લૉરેન્સ પ્રતિના અંધ મોહનું શું પરિણામ આવ્યું તે વાંચક સારી પેઠે જાણે છે.

હવે અમે અમારી નવલકથા પુનઃ શરૂ કરી કરીશું. રાજાના ગુપ્ત મંત્રણાગૃહમાં પરદા પાછળ છૂપી જાસુસી કરી, તેમાં વિજય મેળવ્યા પછી ડચેસ ઓફ પોર્ટ્સમથ પોતાના શયનગૃહમાં આવી; અને તરતજ એક દાસીને બોલાવી ગાડી તૈયાર કરાવવાની આજ્ઞા કરી. તે રાજમહેલમાં તદ્દન સ્વતંત્ર હતી અને તે ક્યાં જાય છે અથવા શા માટે જાય છે તે કોઇ તેને પૂછી શકે એમ ન હતું. આમ અચાનક બહાર જવા માટે રાજાની રજા લેવાની પણ જરૂર ન હતી. તેથી તેણીએ ગાડી તૈયાર કરવાનો હુકમ કરી પોતાના "વ્હાલા ચાર્લ્સ" પર એક પ્રેમપત્ર લખી તેમાં તે લેડી ટ્રેશામને ત્યાં બે ત્રણ દિવસ પરોણી જાય છે એમ જણાંવ્યું. તેણે એ પત્ર પોતાની હંમેશની મીઠી ભાષામાં જ લખ્યો અને જાણે તે પોતાની પ્રતિસ્પર્ધિની બાર્બેરા તરફના રાજાના પક્ષપાતની વાત જાણતીજ ન હોય એવો આડંબર કર્યો.

સાંજે લગભગ ચાર વાગે ડચેસ પોતાની વફાદાર ફ્રેંચ દાસી

સાથે પ્રવાસે નીકળી. તેની ગાડી સુન્દર હતી પણ તે સમયે મુસાફરી બહુ ઝડપથી કરી શકાતી નહિ. લગભગ પાંચ છ માઇલ કલાકમાં કપાતા. લંડનથી 'ક્રેવન મેનર' એકવીસ માઇલ દૂર હતું એટલે જ્યારે લુઈ દે કેરલ પોતાના ઇચ્છિત સ્થલે પહોંચી ત્યારે રાતના સાડા આઠ વાગ્યા હતા. એ મકાનનું તથા તેની વૃદ્ધ સ્વામિનિનું વર્ણન આપી અમે વાંચનારનો સમય ગુમાવીશું નહિ કારણ કે લેડી ટ્રેશામ આ નવલકથાની રંગભૂમિ પર બહુ ઓછો અને બીનજરૂરી ભાગ ભજવે છે. એટલું કહેવુંજ પૂરતું થઈ પડશે કે લુઇએ તેણીના મકાને આવવાની તસ્દી લેવાથી લેડી ટ્રેશામ પોતાને અત્યંત ભાગ્યશાળી માની, અત્યંત ખુશ થઇ અને ડચેસે તેને વાતમાં ને વાતમાં એટલી બધી વશ કરી લીધી કે લેડી ટ્રેશામ ડચેસનો મનોભાવ સમજી શકી નહિ. લુઇએ તે વૃદ્ધ સ્ત્રીને કર્નલ ગ્રેહામને તે અતિ અગત્યના કામ સર મળવા માગે છે એમ જણાવ્યું; અને તેના મ્હોંમાંથી એ શબ્દો બહાર પડતાંજ લેડી ટ્રેશામે એક પત્ર લખી તેમાં કર્નલ ગ્રેહામને આવતી કાલે સ્હવારે પોતાને ત્યાં ભોજન લેવા પધારવાનું આમંત્રણ કર્યું. લુઇની આજ્ઞા પ્રમાણે એ આમંત્રણપત્રિકા એવા શબ્દોમાં લખાઇ હતી કે વાંચનાર તરતજ વિવેક યા સભ્યતા કરતાં કંઇ ખાસ કારણ માટે તે લખાઇ છે એમ સમજી શકે. તેજ દિવસે તે પત્ર લેડી ટ્રેશા-મના એક નોકર દ્વારા કર્નલ ગ્રેહામ પર મોકલવામાં આવ્યો અને લુઇ દે કેરલ જ્યાં સુધી તે નોકર પાછો ફર્યો ત્યાં સુધી બીછાને પણ ગઇ નહિ. નોકર સર હેકટર ગ્રેહામનો જવાબ લઇને આવ્યો હતો. તે તેને હર્ટફર્ડમાં મળ્યો હતો અને પ્રાતઃકાલે આઠ વાગ્યા ક્રેવન મેનરમાં આવવાનું કર્નલ ગ્રેહામે કબૂલ કર્યું હતું.

પોતે આપેલા વચન પ્રમાણે કર્નલ ગ્રેહામ બરાબર આઠ વાગે પોતાના માનીતા નોકર હમ્ફ્રી ક્લીન્ટન સાથે ક્રેવન મેનરમાં આવી પહોંચ્યો. તે ત્યાં ડચેસ ઓફ પોર્ટસમથને જોઇ ઘણો અજબ થયો અને તરતજ ચેતી ગયો કે લેડી ટ્રેશામે નહિ પણ ડચેસે તેને ત્યાં આવવાનું આમંત્રણ કર્યું હતું. તે ડચેસ ઓફ ક્લીવલેન્ડના પક્ષનો હોવાથી લુઇને જોઈ તે જરા ગુંચવારામાં પડયો પણ તેના કામી હૃદયે તરતજ માની લીધું કે લુઇ તેના પર મોહી પડી છે અને તેથી લોકો ન જાણે તે માટે તેણે તેને લેડી ટ્રેશામદ્વારા ત્યાં બોલાવ્યો હતો. જો આમ હોય તો તે વિકારી અને મોહલુબ્ધ

સૈનિક એક ડચેસના પક્ષમાંથી નીકળી બીજીના પક્ષમાં આવવા તદ્દન તૈયાર હતો. વળી બાર્બેરા સાથે એને કોઈ પણ જાતનો પ્રેમ સંબંધ ન્હોતો. બાર્બેરાએ ફક્ત પોતાના સ્વાર્થ માટેજ એને પોતાના પક્ષમાં લીધો હતો. આથી જો લુઇ એના પ્રેમની યાચના કરે તો એ લુઇનો થવા એક પગે તૈયાર હતો.

નાસ્તો લીધા પછી ડચેસે તેને બાજુના ઓરડામાં આવવાની અરજ કરી. લેડી ટ્રેશામ નાસ્તાવાળા ઓરડામાંજ રહી. બન્ને ઓરડા વચ્ચે એક બારણું હતું અને તે બારણું લુઇએ જાણી જોઇ ખુલ્લું રાખ્યું કારણ કે તેણી પોતાની આબરૂ કલંકિત કરવા માગતી ન્હોતી. તે સારી પેઠે જાણતી હતી કે કર્નલ ગ્રેહામ એક નીચ નીતિભ્રષ્ટ માણસ છે અને જો તે તેની સાથે એકાંત ઓરડામાં થોડો પણ વખત રહે તો તે પરથી કાગનો વાઘ બનાવતાં કર્નલને આવડતું હતું. દ્વાર ખુલ્લું રાખવાથી કર્નલ ગ્રેહામે જે નીચ આશાને પોતાના હૃદયમાં જન્મ આપ્યો હતો તે ચૂર્ણ થઇ ગઈ અને તે જરા મનમાં ગુસ્સે થયો. ડચેસ તેના મનની સ્થિતિ સમજી ગઇ. તેણી પોતાનું કામ કઢાવવા માગતી હતી એટલે કર્નલ ગુસ્સે થાય એ તેને પરવડે એમ ન્હોતું. આથી તેણે પોતાના ધુતારા હાસ્યથી અને મીઠા બોલોથી કર્નલનો ગુસ્સો હવામાં ઉરાડી દીધો અને એક ખુરશીપર બેસી બીજી ખુરશી પર કર્નલને બેસવાની ઇશારત કરી તેણીએ વાત શરૂ કરી.

"સર હેક્ટર ગ્રેહામ!..." ડચેસે કહ્યું.

"કેટલાક સંજોગોને લીધે મારા જાણવામાં આવ્યું છે કે તમે લૉરેન્સ લી નામના યુવાન સાથે, પેલા બદમાસ પ્યુરીટનની છોકરી પરના તમારા પ્રેમને લીધે લડયા હતા અને તે ઉદ્ધત જુવાને તમારૂં ભયંકર અપમાન કર્યું હતું. તમે અજબ થયલા જણાઓ છો...પણ ગભરાઓ નહિ. એ વાત હું જાણું છું અને તેથી હવે હું તમારી સહાયક થવા માગું છુ—"

સર હેક્ટર ગ્રેહામ લુઇ દે કેરલની આ વાત સાંભળી ખચિતજ ઘણો અજબ થયો હતો અને તેની તરતજ ખાત્રી થઇ ગઈ કે એક પલ જે મીઠી આશા તેના મનમાં જન્મી હતી તે પાયા વિનાની હતી; છતાં હજુ પણ તે ડચેસને લૉરેન્સ અને તેની વચ્ચેની દુશ્મનાવટ સાથે શું સંબંધ હશે તે એ સહેજ પણ કલ્પી શક્યો નહિ.

"હું તમને એક બે પ્રશ્નો પૂછવા માગું છું, સર હેક્ટર!–" ડચેસ પુનઃ બોલી.

"અને તમે મને સરલતાથી જવાબ આપશો એવી આશા રાખું છું. કારણ કે જો તમારા જવાબ હું ધારૂં છું તેવાંજ હશે તો તમારી પ્રેમ અને ધિક્કારની લાગણી તૃપ્ત કરવા માટે ઘણાં ત્વરિત પગલાં તમારે લેવા પડશે–"

"બોલો, બોલો, શ્રીમતી! હું તમારા પ્રશ્નોનો ખુલ્લા દીલથી જવાબ આપીશ."

"પહેલા તો એ છે કે જો સહેજ મુસ્કેલી વેઠી તમે રૂથ રમ્બોલ્ડનું હરણ કરી શકો એવી સ્થિતિમાં હો તો તમે તે સાહસ માથે લેવા તૈયાર છો?..."

કર્નલ વિનયથી નમીને મુખ પર હાસ્ય ફરકાવતો બોલ્યો.

"જો હું સુન્દરીઓની રાણી સમક્ષ ઉભો ન હોત તો કદાચ આ પ્રશ્નનો જવાબ હકારમાં વાળી શકત—"

"ઠીક. ત્યારે. હું તમે એમ કરવા તૈયાર છો એમ માની લઉં છું–" ડચેસ બોલી.

"પણ યાદ રાખજો કે હું તમારી સાથે જે વાતચીત કરૂં છું તે પરથી ભળતીજ કલ્પના ના કરતા–મારી વાત તમને કંઇ કંઈ કલ્પના પર ખેંચી જશે–પણ યાદ રાખજો કે હું એક અતિ અગત્યના કારણને લીધેજ આ બાબતમાં વચ્ચે પડવા માગું છું—

"જેવી આપની આજ્ઞા, શ્રીમતી!–હું આપની આજ્ઞા પ્રમાણેજ વર્તીશ—"

"બીજો સવાલ હું એ પૂછવા માગું છું કે લૉરેન્સ લીએ તમારૂં જે અપમાન કર્યું છે તેનો એક બહાદુર માણસ તરિકે તમે બદલો લેવા માગો છો કે નહિ?—"

"આ પ્રશ્નનો જવાબ મારાથી એકદમ આપી શકાય એમ નથી; મારા હૃદયમાં તેને માટે ગમે તેવી લાગણી હોય તો પણ હું વિચિત્ર સ્થિતિમાં છું, અને તેથી મને ભય છે કે મારાથી તેના પર વેર લઇ શકાશે નહિ. પ્રથમ જો કે મી૦ લીએ બાદશાહી નોકરી છોડી દીધી છે પણ નામદાર મહારાજાની તેના પર કેટલી કૃપા છે તે હું કહી શકતો નથી. થોડાક સમય પહેલાં નામદાર મહારાજાએ તેના પર કૃપા દૃષ્ટિ રાખવાની મને આજ્ઞા કરી હતી, પણ એટલુંજ

પૂરતું નથી. હું નીધરહૉલના માલીક અને મી૦ લીના કાકાનો દેવાદાર છું. અને આ ઉન્હાળામાં મારા હાથમાં ઘણા પૈસા આવી ગયા છતાં મને કહેતાં દિલગીરી થાય છે કે જુગારમાં હું સર્વ ગુમાવી બેઠો છું. અમારો હિસાબ નક્કી કરવા માટે સર બ્રાન્ડે મને નીધર હૉલમાં તેને મળી જવાની આજ્ઞા કરી છે અને હું તેનું કરજ હમણાં ચૂકવી શકું એવી સ્થિતિમાં ન હોવાથી તેના ભત્રિજા સાથે વેર વધારવાનું મારાથી બની શકે એવું નથી—"

"આ બન્ને બાબતની ચિંતા કરવાની જરૂર નથી—" ડચેસે જવાબ આપ્યો.

"લૉરેન્સ લી પર હવે મહારાજાની લેશ માત્ર કૃપા નથી. મહારાજા તેમના કેટલાંક ખાનગી કારણોને લીધે લૉરેન્સ અને મિસ રમ્બોલ્ડના લગ્નની વિરૂદ્ધ છે. તેમના ખાનગી કારણો હું જાણતી નથી. પણ એટલું ખાત્રીથી કહું છું કે જે કોઇ એ લગ્નમાં વિરોધ નાખશે તે મહારાજાની કૃપા મેળવવા ભાગ્યશાળી થશે. સર વિલિયમ અને તેના ભત્રિજા વચ્ચે કટ્ટો વિરોધ છે. લૉરેન્સ સર વિલિયમનો વારસ થવા ચાહતો નથી. અને વધુમાં—જો તમને કંઇ વાંધો ન હોય તો—હું તમને આવશ્યક નાણાં ધીરીશ અને આ અઠવાડિયાના અંત પહેલાં તમે સર બ્રાન્ડના ઉપકારમાંથી મુક્ત થઇ જશો—"

"આહ! આટલી બધી કૃપાળુ લાગણી માટે હું આપનો શી રીતે આભાર માનું?..." કર્નલે આનંદમાં આવી કહ્યું કારણ કે ડચેસની મદદ તેને માટે ઇશ્વરી બક્ષિસ જેવી હતી; તેના હૃદયમાં તેણે નિશ્ચય કર્યો હતો કે જ્યારે ડચેસના પૈસા હાથમાં આવશે તેમાંથી ઘણાજ થોડા સિક્કા નિધરહૉલના માલિકની તિજોરીમાં જવા ભાગ્યશાળી થશે.

"ઉપકાર માનવાની કંઇ જરૂર નથી. હવે મને કહો કે હવે તમે લૉરેન્સને તેની ઉદ્ધતતા માટે સજા કરી રૂથ રમ્બોલ્ડના યૌવન ઉપવનના માળી થવા ચાહો છો?..."

"શ્રીમતી! રૂથ રમ્બોલ્ડના સ્વર્ગિય સૌન્દર્ય માટે કર્નલ ગ્રેહામ ગમે તેવાં જોખમ ભર્યાં સાહસો ખેડવાને તૈયાર છે—"

"ઠીક. પણ એથી તમે રૂથ મેળવી શકશો—લૉરેન્સ પર વેર લઈ શકશો એટલુંજ નહિ પણ તમારા બીજા દુશ્મન પર પણ વજ્ર પ્રહાર કરી શકશો—હું જનરલ ઑલિફન્ટ વિષે ઇસારો કરૂં છું—"

"આહ! જો એમ બને તો તો મારા બળતા હૃદયમાં અમૃત રેડાય..." કર્નલ બોલ્યો.

"સાંભળો ત્યારે–" લુઇ દે કેરલ વિજયી થવાથી મનમા આનંદિત થતી બોલી. તેણે કર્નલ ગ્રેહામ જેવા નીચ અને વિષયી પુરૂષની લાગણી પર વિજય મેળવ્યો હતો. આથી લૉરેન્સ પર તે વેર વાળવા માગતી હતી; અને કર્નલને તો તેની નીચ ધારણા પાર પડે તો સ્વર્ગ મળવાનું હતું!!

"તમે સારી પેઠે જાણો છો, કે મીસ રમ્બોલ્ડ અને મી. લી પરણે અને સુખી થાય તેની મને દરકાર નથી; અથવા તેઓની આશા ધૂળમાં મળે અને તેઓ દુઃખમાં સબડે તેનીય મને પરવા નથીઃ પણ નામદાર મહારાજા તેમનાં કેટલાંક ગુપ્ત કારણોને લીધે આ લગ્નની વિરૂદ્ધ છે. રૂથ જેવી એક હડહડતા પ્યુરીટનની છોકરી મહારાજાના વફાદાર સેવક સર બ્રાન્ડના કુટુંબના એક જુવાન સાથે પરણે એ મહારાજાને યોગ્ય ન લાગતું હોય એ સ્વાભાવિક છે. પણ તેમનાં ખાનગી કારણો શું છે તેની આપણને જરૂર નથી. એટલું ચોક્કસ છે કે મહારાજા આ લગ્નથી વિરૂદ્ધ છે અને એટલી ખાત્રીજ પૂરતી છે. આથી મહારાજાને રાજી રાખવા હું આ પગલું ભરૂં છું. પણ હું તેની કીર્તિ મેળવવા ચાહતી નથી. તેથી હું જે યુક્તિ તમને બતાવું છું તે પાર પડે અને તેની તપાસ થાય તો તમારે એકલાએજ પરાક્રમી વીરલા તરિકે બહાર આવવું અને મને એમાં કંઇપણ સંબંધ નથી એમ બતાવવું. મારૂં નામ એ બાબતમાં હું જોડાવા દેવા માગતી જ નથી-ખાત્રી રાખો કે તમને એવો બદલો મળશે કે જેથી તમે ખુશખુશ થઇ જશો......લંડન ગયા પછી હું તમને જે દ્રવ્ય આપવાની છું તેજ તમારા કામનો બદલો નથી...પણ તે સાથે મહારાજાની ચીરકાલીન્ કૃપા......"

"બોલો, બોલો, શ્રીમતી! તમે જે આજ્ઞા કરશો તે પ્રમાણે હું વર્તીશ અને તમારા દરેક હુકમનો અમલ કરીશ—" કર્નલ ભવિષ્યની ઝળકતી આશાથી મલકાઇ બોલ્યો.

"ધ્યાનપૂર્વક સાંભળો..." લુઇ દે કેરલ બોલી.

"આજે અગિયાર વાગે હોડેસડનના દેવળમાં લૉરેન્સ લી અને રૂથ રમ્બોલ્ડનાં લગ્ન પ્રોટેસ્ટંટ વિધિ પ્રમાણે થવાનાં છે. હું જાણું છું ત્યાં સુધી તે કૅથોલીક ધર્મ માને છે–તેને એજ ધર્મનું "નીધરહોલ"

માં શિક્ષણ આપવામાં આવ્યું હતુંઃ છતાં તેના લગ્ન પ્રોટેસ્ટંટ મતાનુસાર થવાનાં છે. રૂથપરના તેના અંધ પ્રેમને લીધેજ તે પોતાના ધર્મને બેવફા નીવડયો છે અને એ પાપ માટે પણ તેને યોગ્ય સજા થવીજ જોઇએ. હશે– એ વિષે મને કંઈ સ્નાનસૂતક નથી. આજે બપોરે ૧૧ વાગે લૉરેન્સનાં લગ્ન થશે અને લગ્ન ક્રિયા વેળા જનરલ ઑલિફન્ટ પણ હાજર રહેશે. લગ્ન થયા પછી વરકન્યા અને તેનાં સગાં સંબંધીઓ પુનઃ રાઇહિાઉસમાં જશે અને ત્યાં લગ્નની ખુશાલીમાં મીજબાની થશે. એ મીજબાની બે કલાકમાં પૂરી થશે. સમય બરાબર ધ્યાનમાં રાખજો ! બે વાગે બધાં વીખરાઈ જશે અને ત્યારપછી લૉરેન્સ પોતાની નવવધુને લઇ લંડન આવવા ઉપડશે; પણ તેમને તમારે તેમના ઇચ્છિત સ્થાને પહોંચવા દેવાં નહિ–બોલો, હવે મારે વધુ કંઈ કહેવાની જરૂર છે ?–"

" હું કંઈક અંશે આપની ધારણા સમજી શકયો છું—શ્રીમતી ! પણ હજુ હું બરાબર સમજ્યો નથી. રૂથ રમ્બોલ્ડનું હું હરણ કરી જાઉં તો તેથી લૉરેન્સનું હૃદય જખમી કરી મારૂં વૈર લઈ શકું અને તેમને દુઃખી જોઈ જનરલ ઑલિફન્ટ પર પણ વજ્રપ્રહાર થાય એ વાત ખરી છે; પણ લૉરેન્સ લગ્નગ્રંથિથી રૂથ સાથે જોડાય અને રૂથ તેની ધર્મપત્નિ થાય પછી પરસ્ત્રીનું જોર જબરીથી હરણ કરવું એ કાયદા પ્રમાણે ગમ્ભીર ગુન્હો કહેવાય..." કર્નલે કહ્યું.

" ગમ્ભીર ગુન્હો !......" લુઈ ધિક્કારયુક્ત સ્વરે બોલી.

" એમાં ગુન્હો શાનો ? અને છતાં ધારો કે તમારાપર તેમ કરવાથી કંઈ આફત આવી પડશે તો શું હું તમને મરવા દઈશ ? નહિ. કર્નલ ગ્રેહામ ! મારી અને મહારાજાની કૃપા તમને ગમે તેવા ગુન્હાની માફી બક્ષી શકશે. હવે મારી વાત બરાબર સાંભળી લો–તમે એક લશ્કરી ટુકડીના કમાન્ડર છો અને મારી ખાત્રી છે કે તેમાં તમારી ગમે તેવી આજ્ઞા પાળવા તૈયાર થાય એવા દસબાર સૈનિકો હશેજ—"

" આપ ખરૂં કહો છો, શ્રીમતી ! મારે માટે પ્રાણ આપનારા અને મારી આજ્ઞા સદ્ય અમલમાં મુકનારા ડઝનેક માણસો છે–"

" સોના કરતાં પીળું ! કર્નલ ગ્રેહામ ! તમારા સૈનિકો સાથે તમે તે નવ યુગલની પાછળ પડો અને લૉરેન્સના હાથમાંથી તેની વ્હાલી નવવધુ ખૂંચવી લો. તમે રૂથને તમારી વિલાસ દાસી બનાવી

શકશો અને જ્યારે તેનું સૌન્દર્ય કરમાઈ જાય ને તમને તે અપ્રિય થઇ પડે કે તરત તેને તમે તજી દઈ શકશો; તમે એમ ધારો છો કે એકવાર રૂથ તમારી વિલાસદાસી થઇ છે એ વાત જાણ્યા પછી એવી નીતિભ્રષ્ટ યુવતીને લૉરેન્સ પોતાની પત્નિ તરીકે સ્વીકારશે? બોલો, સર હેક્ટર! આવી સોનેરી તક તમને વારંવાર મળવાની નથી. શું કરવાનું છે તે મેં તમને કહ્યું છે અને તેનો બદલો પણ તમને ખબર છે! ખૂબ સાવચેતીથી કામ કરજો. હોર્ડેસ્ટનથી રાઇહાઉસ વચ્ચે તમે કંઇ તોફાન કરતા ના—કારણ તે વખતે તેમની સંખ્યા ઘણી હશે. લંડન જતી વેળાજ તમે તેમનાપર હલ્લો કરજો અને રૂથને લઈ લંડનના કોઇ એકાંત ઘરમાં તમે ચમન ઉડાવજો. જ્યાંસૂધી એ રમકડું તમને ગમે ત્યાં સૂધી રાખજો ને પછી ફેંકી દેજો—"

"એવી ઘણી જગ્યા હું જાણું છું. એક જગ્યા મેં પ્રથમ રૂથનું હરણ કરી લઇ જવા માટે તૈયાર રાખી હતી પણ તે વેળા મારી યુક્તિ વિજયી થઈ નહિ. હમણાં પણ એ જગ્યા મારા તાબામાં છે તે છતાં મારા વિશ્વાસુ નોકર સાથે એક ચીઠ્ઠી લખી મોકલવાની મને જરૂર જણાય છે—" ગ્રેહામ આનંદ પામતો બોલ્યો.

"ત્યારે લખી નાંખો. અહિં લખવાનાં સાધનો છે—ઉતાવળ કરો—વખત ઘણો ઓછો છે. ૧૦ વાગી ગયા છે અને હજુ તો તમારે ઘણું કરવાનું છે."

સર હેક્ટર ગ્રેહામે તરતજ એક ચીઠ્ઠી લખી અને તે પોતાના માનીતા અને વિશ્વાસુ નોકર હમ્ફ્રી ક્લીન્ટનને આપી, ધારેલે સ્થલે પહોંચાડી આવવાની તેને આજ્ઞા કરી. ત્યાર પછી તેણે પણ તરત રજા લીધી અને જ્યારે હમ્ફ્રી ક્લીન્ટન લંડન તરફ અશ્વપર સવાર થઇ જતો હતો ત્યારે તેનો શેઠ કર્નલ ગ્રેહામ હર્ટફર્ડ તરફ અશ્વ દોડાવી રહ્યો હતો.



# પ્રકરણ ૧૮ મું.

## લગ્ન ગ્રન્થિ.

હોડેસ્ડન જે વર્તમાન સમયે વ્યાપારી ધાંધલને લીધે શહેર જેવું થઇ ગયું છે તે અમે જે સમયની વાત કરીએ છીએ ત્યારે એક અપ્રસિદ્ધ ન્હાનું ગામડું હતું, છતાં ત્યાં ત્રણચાર જમીનદારોનાં સુન્દર ઘરો આવેલાં હતાં. બીજાં બધાં ગરિબોનાં ન્હાનાં ઝુંપડાં જેવા રહેઠાણો હતાં. આ ગામડામાંનાં સગવડભર્યાં અને સુન્દર પણ અનાવશ્યક દમામ અને બાહ્ય સૌન્દર્યથી વિમુખ એવા એક ઘરમાં લૉરેન્સે પોતાની નોકરી છોડી દીધા પછી પોતાનો મુકામ રાખ્યો હતો. આ ઘર ભાડે રાખ્યા પછી અને હર્ટફર્ડની સેના તજી દીધા પછી તે વ્હાલી રૂથને મળવા દરરોજ ‘ રાઇહાઉસ ’ માં જતો હતો એમ કહેવાની લેશ માત્ર જરૂર નથી. તે રૂથને પવિત્ર–દૈવી પ્રેમથી ચાહતો હતો અને તેને માટે ગમે તેવો ભોગ આપવાને તેનું હૃદય તૈયાર હતું. રૂથના મીઠા સહવાસમાં જો તેના કાકા સાથ તેને ફાટ ન પડી હોત તો તે સંપૂર્ણ સુખ મેળવી શકત. સર બ્રાન્ડના પત્રમાં ભૂતકાલ ભૂલી જવાની વિનંતી કરવામાં આવી હતી અને તે પરથી એક દૃષ્ટિએ લૉરેન્સ પોતાના વૃદ્ધ કાકા સાથે સમાધાની કરવા આતુર બનતો હતો; પણ બીજી દૃષ્ટિએ તેમાં તેને આત્મપ્રતિષ્ઠાની હાની જણાતી. લૉરેન્સ એક બહાદુર અને ઉદારહૃદયી પુરૂષ હતો. તેના હૃદયની ઉદારતા અને ઉન્નતતાનું માપ થઇ શકે એમ ન્હોતું; જે કાકાએ તેને બાલપણથી પુત્ર પેઠે પાળી મોટો કર્યો હતો તેની સાથે અણબનાવ થવાથી ખચિતજ તે દુઃખ પામતો હતો. પણ સર બ્રાન્ડના નીચ કાવત્રાંને લીધે તેની વ્હાલી રૂથે જે દુઃખ અને જુલ્મ સહન કર્યાં હતાં તેનું જ્યારે તેને સ્મરણ થતું ત્યારે તેના રૂવાં ઉભાં થઇ જતાં અને તેના હૃદયમાં સર બ્રાન્ડ માટે સખ્ત તિરસ્કારની લાગણી જન્મ પામતી. વળી જો લૉરેન્સ તેના કાકાનું તિરસ્કારપાત્ર વર્તન ભૂલી જઇ પુનઃ તેના વારસ તરિકે ‘ નિધરહૉલ ’ માં જઇ વસે તો લોકો તેને સ્વાર્થી કહી વગોવે એમ હતું. અપમાનિત થયા પછી—માનભંગ થયા પછી અપમાનકર્તાના આશરા હેઠળ તેના કાલાવાલા યા સંમતિથી અલ્પ સમય રહેવાનું પણ સ્વાત્માભિમાની મનુષ્યને અસહ્ય લાગે છે. કોઇક

વાર ક્રોધાવેશમાં જે મનુષ્યે પોતાનું અપમાન કર્યું હોય તે ગમે તેવો વડીલ હોય છતાં પણ તેના ઉપકાર તળે પુનઃ કદિ ન આવવું એવો નિશ્ચય કરવાની મનુષ્યોને ફરજ પડે છે. લૉરેન્સ પોતાના કાકાને તેણે તેની પ્રિયતમા પર જે જૂલમ ગુજાર્યો હતો તે માટે શું સજા કરે? પોતાની પૌત્રી જેવી કન્યાને પત્નિ બનાવવા માટે જોરજૂલમથી ઉપાડી જનાર બદમાસ કાકાને એક ભત્રિજો શી રીતે ઠેકાણે લાવી શકે? સર બ્રાન્ડ હવે ગમે તેવાં વિનંતીપત્રો અને માફીપત્રો લખે છતાં લૉરેન્સ જેવો સ્વાત્માભિમાની અને સ્વાતંત્ર્યપ્રિય યુવાન પુનઃ તેના આભાર નીચે આવવા પ્રાણાંતે પણ તૈયાર થાય ખરો? વળી જે પુરૂષે રૂથને પોતાની પત્નિ બનાવવાનું કાવત્રું રચી ઉભય પ્રેમીઓનાં હૃદયપર વજ્રપ્રહાર કરવા ધાર્યો હતો તેના ભવ્ય મહેલમાં તે રૂથ સાથે એક પલ પણ રહી શકે એ શું શક્ય છે? આથી જો કે તે પોતાના વડીલની આજ્ઞા યા વિનંતીનો અનાદર કરવા સમ્પૂર્ણ નારાજ હતો છતાં એક કર્તવ્ય તરિકે તેણે સર બ્રાન્ડની સહાય સ્વીકારવાની સ્પષ્ટ ના પાડી અને તે અમારાં વાંચનારાંઓ જાણે છે.

પરિસ્થિતિ આવી હતી; છતાં લૉરેન્સનું દૈવી હૃદય પોતાના કાકા માટે દિલગીર થતું હતું. અને જો આ સમયે તેને એ શોક ન હોત તો તેના સુખમાં બીજી કોઇ જાતની ખામી જ ન્હોતી; છતાં રૂથના સહવાસમાં—વ્હાલી રૂથની મીઠી ગોદમાં કેટલીક પલો—કેટલાક કલાકો—એવી રીતે પસાર થતા કે જ્યારે રૂથ અને લૉરેન્સ સિવાય જગતમાં ત્રીજી વ્યક્તિનું અસ્તિત્વ જ નથી એમ ઉભય માનતાં અને પરસ્પરના પ્રેમમાં ગુલતાન થઇ સઘળું ભૂલી જતાં. તે સમયે તેમને પ્રેમ ક્યા સ્વર્ગનું અમૃત છે તેનું સ્પષ્ટ ભાન થતું. ઉભયપર પ્રેમની જ સત્તા ફરી વળતી અને ચાહવું અને ચહવાવું એ જગતનું સર્વોત્તમ સુખ છે એમ ઉભયને લાગતું.

રૂથ અને લૉરેન્સનાં હૃદયો પવિત્ર પ્રેમથી ઉભરાતાં હતાં. રૂથમાં લૉરેન્સની આંખો દરરોજ—દરપલે કંઇ નવીન મોહકતા, કંઈ નવીજ સુન્દરતા જોતી. રૂથ પણ પોતાના પ્રિયતમના સહવાસમાં એટલી બધી ખીલી હતી કે તેનું સૌન્દર્ય પલે પલે બેવડાતું. રૂથ પવિત્ર બાલિકા હતી તે ટાપટીપને ધિક્કારતી અને પોતાની સાહજિક સુન્દરતાપર કૃત્રિમતાની પીંછી તે કદિ પણ લગાવતી નહિ. તેનું સૌન્દર્ય કુદરતી હતું! બ્રહ્માએજ તેનાપર ઉદારતાથી સૌન્દર્યનું

પાત્ર જરા વધુ ખાલી કર્યું હતું ! અને આટલી સુન્દરતા છતાં રૂથનું હૃદય કેવું હતું ? પવિત્ર, નિખાલસ, નિર્મલ, અકૃત્રિમઃ પ્રભુની તે પવિત્ર બાલિકા પરમ ભક્ત હતી. પોતાના પ્રેમીને દિવાનો બનાવવા અથવા પોતાના મોહપાશમાં બાંધી લેવા તે કદિ કૃત્રિમ નખરાં કરતી નહિ. પોતાની આંખો વિકારી યુવતી પેઠે નચાવતી નહિ. ઉભય પ્રેમીઓ જ્યારે પ્રેમ સાગરમાં ડૂબી જતાં, જ્યારે તેઓ એક-મેકના પ્રેમમાં તદ્દન મસ્ત બની જતાં, ત્યારે પણ ઉભય વિકારને શરણ થતાં નહિ. તેમની ભાષા વિકારી પ્રેમીઓના જેવી નહિ પણ પવિત્ર-દૈવી સ્નેહીઓ જેવી રહેતી. બન્ને જે વાત કરતાં તેમાં એક પણ એવો શબ્દ ન હતો કે જે છૂપાવવાની કોઇને પણ ઇચ્છા થાય. પોતાનો પ્રેમી-એનો વ્હાલો લૉરેન્સ એના સૌન્દર્યની મુકતકંઠે પ્રસંશા કરે, મદોન્મત્ત-પ્રેમોન્મત્ત થઈ એને અનેક મીઠાં સંબોધનોથી સંબોધે એવી ઇચ્છાથી રૂથ સહેજ પણ કૃત્રિમ પ્રેમચેષ્ટા કરતી નહિ. તેમનો પ્રેમ પવિત્ર-અકથનીય હતોઃ આથી ઉભય વચ્ચે કદિ ક્લેશ થતો જ નહિ. "પ્રેમકલહો એ પ્રેમનાં પુનર્જન્મો છે એ માન્યતાને અંધ રીતે માની ફક્ત "પ્રેમના પુનર્જન્મ" ને માટે તેઓ કદિ પ્રેમકલહની "મીઠાશ" ચાખવા લલચાતાં નહિ. એટલું કહેવાની જરૂર છે કે તેઓ એકમેકને પ્રાણ કરતાં વધુ ચાહતાં હતાંઃ ઉભયને એક બીજા વિના નજ ચાલે-નજ જીવાય-એવું થઇ ગયું હતું. જ્યાં રૂથ ત્યાં લૉરેન્સ ! જ્યાં લૉરેન્સ ત્યાં રૂથ ! રૂથનું સુખ તે લૉરેન્સનું અને અને લૉરેન્સનું તે બધું રૂથનું ! આવી સ્થિતિ હતી. તેમની પ્રેમગોષ્ટિ મીઠી અને પ્રેમની મસ્તીથી ભરેલી હતી છતાં વિકારી ન્હોતી. તેમની પ્રેમમસ્તી સુખદ પણ નિર્મલ હતી.

આવાં પ્રેમીઓ જેઓ એક બીજાનાં હૃદય સમ્પૂર્ણ ઓળખી શક્યાં હોય અને ઉભયની ખાત્રી હોય કે તેમની વચ્ચે કોઇપણ જાતનો કૃત્રિમ દમ્ભ નથી તેઓ ભવિષ્યમાં નિઃસંદેહ સુખી જીવન ગાળી શકે છે. બે વ્યક્તિઓ અચાનક મળે છે-એ પ્રથમ મીલને જ ઉભયના હૃદયતારપર એક જાતનો અકથનિય જાદુઇ ઝણકાર થાય છે. એ ઝણકારની અસર કેવી હોય છે ? વાંચનાર ! તમે પુરૂષ હો તો એ ઝણકાર તમને પવિત્ર દીવાનાપણાની ઝાંખી કરાવી શકશે-અને પ્રકૃતિ હો તો તમને જગતની પાર કોઇ દિવ્ય પ્રદેશનું જાદું જણાશે. તેજ ક્ષણે ઉભય એક બીજાનાં મિત્ર બને છે. તેમની ખાત્રી

થાય છે કે તેમને પ્રભુએ સાથે જીવન ગાળવા સ્રજ્યાં છે. ક્રમશઃ હૃદયના તાર તૂટતા જાય છે અને બન્નેનાં હૃદય ખુલ્લાં થઇ ગયાં પછી શું થાય છે ? બન્ને એકમેકપર દિવાનાં થઈ જાય છે—એકરૂપ બની જાય છે—અને એવી રીતે એકરૂપ થયાં પછી જેમનાં જીવન લગ્નગ્રંથીથી ચિરકાલને માટે જોડાય છે તેમના કરતાં વધુ સુખી મનુષ્યો આ જગત્‌માં બીજા કોણ છે ? આ સ્વર્ગીય કલ્પના સ્વપ્નમાં સમજી શકાય એવી નથી. અનુભવીઓજ એમાં પ્રભુએ કેવું અમૃત રેડેલું છે તે સમજી શકશે. લૉરેન્સ અને રૂથ એકરૂપ થઈ થયાં હતાં અને હવે તેઓ સુખદ ભાવી તરફ આશાપૂર્ણ–પ્રેમપૂર્ણ નયને જોઇ રહ્યાં હતાં કે જ્યારે તેઓ જગતમાં પતિપત્નિ તરીકે પોતાના કર્તવ્યનું પાલન કરી પૃથ્વીપર સ્વર્ગ ઉતારવાનાં હતાં! વાંચનાર વ્હાલા! આ સ્વર્ગ જોયું છે અથવા જોવું છે ?

હોડેસ્ડનમાંના એક સગવડભર્યા ઘરમાં લૉરેન્સ હમણાં રહેતો હતો. એ ઘર "રાઇહાઉસ"થી લગભગ બે માઇલના અંતરપર આવેલું હતું. દરરોજ પ્રાતઃકાલે નાસ્તો લીધા પછી અમારી નવલકથાનો બહાદુર નાયક ઘોડેસ્વાર થઇ વૃદ્ધ રમ્બોલ્ડના નિવાસસ્થાનમાં જતો અને ત્યાં પોતાની દિલબર તથા તેનાં કુટુંબીજનો સાથે બાકીનો દિવસ ગાળતો. એ મહિનામાં જનરલ ઑલિફન્ટ પણ "રાઇહાઉસ"માં વારંવાર આવતો અને ત્યાં તેને ગરમાગરમ આવકાર મળતો. પોતાની એ મુલાકાતો દરમિયાન કર્નલ રમ્બોલ્ડના મનમાં મહારાજા તથા સર થ્રાન્ડ પ્રત્યે જે તિરસ્કાર અને વૈરની લાગણી જન્મી હતી તેનો નાશ કરવાને જનરલ ઑલિફન્ટે શકય પ્રયાસ કર્યો હતો અને તેનો પ્રયત્ન તદ્દન વ્યર્થ પણ ન્હોતો ગયો.

હેન્રીએટ્ટા—કર્નલ રમ્બોલ્ડની હતભાગી બહેન હવે એકાંતવાસનો ત્યાગ કરતાં શીખી હતી. નીધર હૉલમાં પોતાના વિશ્વાસઘાતક પ્રેમીને નજરોનજર જોયાથી તે વૃદ્ધ કુમારિકાના હૃદયપર જે અસહ્ય જખમ થયો હતો તે પછી તેણી પુનઃ પોતાના ઓરડામાં એકલી જ દુઃખી વિચારોમાં પોતાનો સમય ગાળશે એમ બધાં ધારતાં હતાં; પણ એવું બન્યું નહિ. એ જખમની વેદના ભૂલવાને હેન્રીએટ્ટાએ અનહદ પ્રયાસ કર્યો. જેણે પોતાનાં જીવનમાંથી સુખ–શાંતિ લૂંટી લીધાં હતાં તેને માફ કરવા એ પોતાના હૃદયને વીનવવા લાગી. તે "નીધર હૉલ"માં ચાર્લ્સને જોયા પછી અલ્પ સમય અત્યંત દુઃખી

થઈ, પણ પછી તે તે ભૂલવા લાગી. તેના જખમી જીગરને લૉરેન્સ અને રૂથનું પ્રેમી યુગ્મ શાંતિ આપવા તનતોડ પ્રયાસ કરતું અને હેન્રીએટ્ટાના હૃદય પરના તીવ્ર વ્રણ પર રૂથનું સુખ જોઈ એક જાતનો ઠંડો મલમ લાગતો હોય એવું તેને લાગતું. લૉરેન્સ જ્યારે "રાઈહિાઉસ"માં આવતો ત્યારે તે હંમેશાં દીવાનખાનામાં આવતી અને તે સમયે તે જાણે પોતાનાં કુટુંબીજનોના સહવાસમાં રહેવાનું પસંદ કરતી હોય તેવી જણાતી. લૉરેન્સ તરફ તેને અથાગ વ્હાલ છૂટતું. રૂથ તો તેની આંખોનું તેજ હતી. આ બે યુવાન જીવડાંઓને જોઈ તેના સુખનો અવધિ થતો. તેના દુઃખમાં તેને દૈવી આશ્વાસન મળતું. તેને ખબર હતી કે તેણી તેના પ્રેમીની વિશ્વાસઘાતકતાનો ભોગ થઈ નીતિભ્રષ્ટ થઇ હતી એ વાત બધાં જાણે છે; પણ તેમને મળતાં તે શરમાતી નહિ; કારણ કે તેઓ તેણીને ધિક્કારતાં નથી પણ તેણી પર દયા રાખે છે એ વાત તે સારી પેઠે જાણતી હતી. અને ખરેખર, તે બિચારીનું જીવન ધિક્કારપાત્ર નહિ પણ દયાપાત્ર જ હતું. વળી તેણીનાં ભાઇ ભાભી, લૉરેન્સ, રૂથ તથા જનરલ ઑલિફન્ટ તેના જીવનની દુઃખદ કથા જાણતાં હતાં અને તેઓ તે માટે તેની દયા ખાતાં હતાં. જ્યારે હેન્રીએટ્ટા તેમની પાસે આવતી ત્યારે તેઓ જાણે તેના જીવનની કંઇ શરમભરી વાત જાણતાં જ ન હોય એવી રીતે વર્તતાં અને આથી તે બિચારીના ભડભડતા હૃદયમાં શાંતિ રેડાતી. લૉરેન્સ પણ તેને સુખી જોવા અત્યંત આતુર હતો. આથી તે રૂથ સાથે જ્યારે પણ બહાર ફરવા જતો ત્યારે હેન્રીએટ્ટાને સાથે આવવા આગ્રહપૂર્વક આમંત્રણ કરતો. તે યુવાન પ્રેમીઓ એકલાંજ ફરવા જાય તો વધુ આનંદ મેળવશે એવી ધારણાથી હેન્રીએટ્ટા કોઇ કોઈ વાર ના પાડતી પણ તેવી વેળાએ લૉરેન્સ અત્યાગ્રહથી હેન્રીએટ્ટાને સાથે આવવા વિનવતો અને એ વિનવણીનો અનાદર તે કરી શકતી નહિ. ધીમે ધીમે હેન્રીએટ્ટા લૉરેન્સને પોતાના અતિ નિકટના સ્નેહી તરિકે ચાહવા લાગી. અને કોઇ કોઇ વાર તો જાણે તે પોતાનો પુત્રજ હોયની એવું તેને લાગતું.

આ પ્રકરણમાં જે ખુલાસો કરવામાં આવ્યો છે તે પછી કહેવાની જરૂર નથી કે રૂથ અને લૉરેન્સનો લગ્ન દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ સઘળાના આનંદનો પાર રહ્યો નહિ. દરેક જણને જાણે દુઃખનું અસ્તિત્વજ નથી એમ લાગ્યું. 'કેવનમેનર' માં

ડચેસ ઑફ્ પોર્ટસ્મથે એ પ્રેમી યુગ્મના સુખમાં વિઘ્ન નાખવાનું જે નીચ અને શયતાની કાવત્રું રચ્યું હતું તેનું તો કોઇને ઝાંખું સ્વપ્ન પણ આવ્યું નહિ.

સર બ્રાન્ડે લૉરેન્સને બાલપણથી કૅથેલિક માન્યતા પ્રમાણે બોધ આપ્યો હતો. પણ બે ત્રણ વર્ષથી લૉરેન્સની એ મત પરથી શ્રદ્ધા ઘટવા લાગી હતી. આ વાત તેણે પોતાના કાકાને દુઃખ થશે એવી લાગણીથી તેને કહી ન્હોતી. પ્રોટેસ્ટંટ મત પર દિન પર દિન તેની શ્રદ્ધા વધતી જ ગઇ અને હવે પોતાના અંતઃકરણને જે મત સત્ય લાગે તે પ્રમાણે જ પોતાના લગ્નની ધર્મક્રિયા કરાવવાને તે સ્વતંત્ર હતો. વળી રૂથ અને તેનું કુટુંબ પ્રોટેસ્ટંટ ધર્મ પાળતું હતું. આ કારણથી તેનાં લગ્ન હોડેસ્ડનના દેવળમાં પ્રોટેસ્ટંટ વિધિ અનુસાર આજે થવાનાં હતાં.

લગ્ન સમારંભમાં નિમંત્રિત નરનારીઓની સંખ્યા ઘણી હતી નહિ. રમ્બોલ્ડ કુટુંબ ઉપરાંત લૉરેન્સ, જનરલ ઑલિફન્ટ અને બીજા ત્રણ ગૃહસ્થો તથા ત્રણ સુન્દરીઓ આ પ્રસંગે હાજર હતાં. બે સ્ત્રીઓ કન્યાની સખીઓ હતી. તે સમયના રિવાજ પ્રમાણે વરકન્યા અને તેમનાં સંબંધીઓ અશ્વોપર સ્વાર થઇ હોડેસ્ડન જવા નીકળ્યાં. કન્યા તથા તેની સખીઓએ લગ્ન સમયે પહેરવાનાં વસ્ત્રો પહેર્યાં હતાં. અને તે પર રસ્તા પરની ધૂળ ન લાગે તે માટે એક પલમાં દૂર કરી શકાય એવા ઝબ્ભા પહેર્યા હતા. અકટોબર મહિનો પૂરો થવા આવ્યો હતો છતાં ઋતુ ઘણીજ સુન્દર હતી. સૂર્યનાં તેજસ્વી કિર્ણો હૃદયમાં ઉત્સાહ પ્રેરી રહ્યાં હતાં. પાનખર ઋતુના અંતમાં આવી સુન્દર ઋતુ ઇંગ્લંડમાં કદાચજ હોય છે. એપ્રીલ મહિના જેવી આજની ઋતુ અભ્ર રહિત અને તેજસ્વી હતી. આથી સઘળાંના આનંદમાં અભિવૃદ્ધિ થઇ અને જેવાં સૂર્યકિરણો તેજસ્વી છે તેવું તેજસ્વી ભવિષ્ય લૉરેન્સ પોતાની પ્રિયતમાં સાથે ગાળે એવી બધા આશિષ આપવા લાગ્યા. હોડેસ્નના દેવળમાં ઘંટાનાદ થવા લાગ્યો. અને આજુબાજુના ખેતરોમાં તેનો પ્રતિધ્વનિ થતાં તે નાનું ગામડું ગાજી રહ્યું. બધાં ગામડિયાઓ—નર અને નારી—બાલક અને વૃદ્ધ વરઘોડો જોવા ભેગાં થયાં હતાં. તેઓ ખરેખર, ભાગ્યશાલી હતાં કારણ કે જ્યારે લૉરેન્સ રૂથને અશ્વ પરથી નીચે ઉતારવા ગયો ત્યારે જનરલ ઑલિફન્ટે ખુશાલીમાં રૂપાના સીક્કાઓ ગામડીઆઓમાં વહેંચ્યા અને તેમને ખુશી કર્યા.

રૂથનું સૌન્દર્ય આજે ગજબ કરી રહ્યું હતું. તેના સુખી આનંદી વદનપર એક જાતની ફીકાશ હતી. શરમ અને મુઝવણના મીશ્રણમાં શોકની છાયા હતી. તેણી જાણતી હતી કે જે ધર્મક્રિયા તેને જીવનપર્યંત લૉરેન્સની પત્નિ બનાવશે તેજ ધર્મક્રિયા પછી તેણીને તેનાં વ્હાલાં માબાપ કે જેમનાથી તે કદિ પણ વિખૂટી પડી ન્હોતી તેમનાથી છૂટાં પડવું પડશે ! પ્રિયતમને પડખે જવાને અધીરી થયલી મુગ્ધાઓના લગનને દિને આનંદથી ઉભરાતા હૃદયમાંનો આ શોક શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી. બાલ્યાવસ્થાથી માતાપિતા સાથે લાડ કરતી બાલિકા જ્યારે તેમને તજી જવાનો સમય આવે છે ત્યારે પતિગૃહે જવાનો હર્ષ હોવા છતાં પણ કેટલી નમ્ર, કેટલી ગરીબડી, કેટલી કરૂણ બની જાય છે ? રૂથ પણ એવીજ બની ગઇ હતી.

લૉરેન્સ પણ આજે એ હતો તે કરતાં વધુ ખુબસુરત દેખાતો હતો. તેનું વદન આનંદથી ખીલી ગયું હતું. તેને પણ રૂથને જે વિચારથી દુઃખ થતું હતું તેથી કિંચિત શોક થતો હતો. જનરલ ઑલિફન્ટને પણ અનેક ગામડીઆઓ માનથી નીહાળી રહ્યા હતા. તે કોણ હતો તે એક બે પલમાં બધાં જાણી ગયાં અને પછી તો પૂછવુંજ શું ? જેણે અલ્પ સમયમાં ઇંગલંડની પ્રજાને છક્ક કરી નાખી દરબારમાં પોતાનો લાગવગ અસામાન્ય રીતે વધારી દીધો હતો અને જે હમણાં અમેરિકન સંસ્થાનના વાઇસરૅાયની પદવીપર નિયુક્ત થયો હતો તેના દર્શન કરવાને ગામડિયાઓ તૂટાતૂટ કરવા લાગ્યા. તેનો ખુબસુરત ચહેરો–તેનો સુદૃઢ બાંધો–તેનો દમામ—તેની ભવ્ય આકૃતિ–તેનાં મૂલ્યવાન વસ્ત્ર–અને તેની ઉદારતા–એ બધાના મીલનથી સર્વ ગરીબ ગામડીઆઓના મનપર એવી અસર થઈ કે તેઓ તેને કદિ પણ ભૂલી શકે નહિ.

હવે આપણે તે પવિત્ર દેવળમાં પ્રવેશ કરીશું. લગ્નક્રિયાનું વર્ણન કરવાની અમે જરૂર જોતા નથી. તે ગામના વૃદ્ધ પાદરીએ પૂર્ણ ગંભીરતાથી લગ્નક્રિયા કરી અને રૂથ લૉરેન્સની જીવનસખી થઇ. લગ્નક્રિયા ખતમ થયા પછી રૂથને સર્વ અભિનંદન આપવા લાગ્યાં અને આનંદ, શોક, લજ્જાની મિશ્રિત લાગણી સહ રૂથે અશ્રુભીનાં સ્મિત સહ સર્વ અભિનંદનો સ્વીકાર્યાં. પુનઃ વરકન્યા દેવળ બહાર આવ્યાં. અશ્વોપર સઘળાં સવાર થયાં અને ગામડિયાઓના આનંદ દર્શક પોકારો વચ્ચે સર્વ રાઇહાઉસ તરફ પાછાં ફર્યાં. રાઇહાઉસમાં

ભોજનની સઘળી તૈયારી થઈ ચૂકી હતી. અમે તેનું સવિસ્તર વર્ણન ન આપતાં એટલુંજ કહીશું કે સર્વેએ આનંદથી ઉભરાતા હૃદયે સ્વાદિષ્ટ ભોજનને ન્યાય આપ્યો. અને હવે વિદાયગીરીનો સમય આવી પહોંચ્યો. એ વાગ્યાનો સમય! રૂથને માતા પિતાથી વિખૂટાં પડવાનો સમય!

આહ! વિરહ! વિદાય! કેવા દારૂણ શબ્દો? દરેક કોમલ હૃદય પ્રિયજનોથી વિદાય થતી વેળા ચીરાઇ જાય છે. રૂથને એ પલ-એ વિદાય–અસહ્ય થઇ પડી. કઇ કુમારિકા પ્રિય માતાપિતા તજી પતિગૃહે જતાં દુઃખી થતી નથી? એ સમય કરૂણ છે. ખરેખર, જગતમાં સમ્પૂર્ણ સુખ છે જ નહિ. આવા સુખી સમયે પણ દુઃખની કાતિલ વેદનાનો દાહ તો ખરોજ. સદ્‌ભાગ્યે રૂથ મન-માન્યા પ્રિયતમને ત્યાં જવાની હતી. તેની સ્હામે અમૃતનો પ્યાલો છલાછલ ભરાઇ ઉભરાઇ જતો હતો. એ અમૃતના પ્યાલામાં માતાપિતાના વિરહરૂપી કડવાશના બેચાર ટીપાં પડતાં હતાં. એ કડવાશ અમૃતના મીલનથી મટી જશે; છતાં રૂથના વિશાળ–સ્નેહમત્ત નયનમાંથી અશ્રુની ધારા વહેવા માંડી અને તેથી તેના મોહક ગાલો ભીંજાવા લાગ્યા. માતા–પિતા–ફોઇ–ની તેણીએ ભરાયલી છાતીએ રજા માગી. સર્વેએ તેને આશિષ આપી. પુનઃ તે પોતાની માતાને વળગી પડી! અહા! એ કરૂણ ચિત્ર ચીતરવાની તાકાત કોનામાં છે? પિતા ગમે તેટલો માયાળુ અને પ્રેમાળ હોય છતાં માતાથી વિખૂટાં પડતી વેળા બાલકને જે કાતિલ વેદના થાય છે તે શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી. વાંચનાર! એવી વિદાયના કરૂણ પ્રસંગો તો તેં ઘણાય જોયાં હશે! તારી નજર સમક્ષ એ કરૂણ ચિત્ર આ સમયે તું તાદૃશ કરી શકશે?

લૉરેન્સની નવવધુના કપાળપર જનરલ ઑલિફન્ટે એક પિતા પેઠે–એક વડીલ બન્ધુ પેઠે ચુમ્બન કર્યું અને જે વીર પુરૂષના અનેક ઉપકારમાં રૂથનો પિતા તથા પતિ આવ્યા હતા તેને યોગ્ય માન આપવા તેણે તેના હસ્તપર ચુમ્બન કર્યું. જનરલે લૉરેન્સને છાતી સરસો ચાંપ્યો અને તે વજ્રહૃદયી યોદ્ધાની આંખમાંથી તેના ગાલપર એક આંસુનું ટીપું સરી પડ્યું. આ કરૂણાજનક દેખાવનો જલદી અંત લાવવાના હેતુથી તે રૂથને લઇ તેના અશ્વ પાસે ગયો. લૉરેન્સ પણ તેમની પાછળ તરત આવી પહોંચ્યો અને અશ્વપર સવાર થયો.

રૂથની દાસી અને લૅારેન્સનો નોકર ક્યારના તૈયાર થઇ ગયાં હતાં. રૂથ, લૅારેન્સ, એક નોકર અને દાસી—ચાર જણ 'રાઇહાઉસ' માંથી અશ્વારૂઢ થઇ બહાર પડયાં. તેઓ ઉપડતી વેળા રૂમાલો ઉરાડી તેમનાં મિત્રો તથા સ્નેહીજનોએ પોતાની લાગણી પ્રદર્શિત કરી અને જ્યાં સુધી તેઓ દૃષ્ટિથી દૂર થયાં ત્યાંસુધી હવામાં રૂમાલ ઉડતાજ રહ્યા.

આ નવ યુગલ ત્યાંથી વિદાય થયા પછી લગભગ એક કલાક સુધી જનરલ ઑલિફન્ટ 'રાઇહાઉસ' માં જ રહ્યો. તેણે એ કલાક દરમિયાન કર્નલ રમ્બોલ્ડના મનપર વર્તમાન રાજ્યતંત્રમાં ક્રાંતિકારક કોઇ પણ પ્રયાસ હાનિકર્તા તેમ જ આત્મઘાતક નીવડશે એમ ઠસાવવાનો પ્રયાસ કર્યો. એ સિવાય તેણે કર્નલ રમ્બોલ્ડને બીજા કેટલાક પૈસા આપવાનો નિશ્ચય કર્યો હતો કે જેથી તે વૃદ્ધ સૈનિક સ્વતંત્ર રીતે પોતાનો ધંધો ચલાવી શકે અને જો કંઈ બીજું દેવું તેને હોય તો તે તરત ભરી દઇ ચિન્તારહિત થઇ જાય. જનરલ ઑલિફન્ટની ઉદારતાનો બીજી વાર લાભ લેવા કર્નલ રમ્બોલ્ડે સાફ ના પાડી; પણ જનરલ તેને કેમ મહાત્ કરવો તે સારી પેઠે જાણતો હતો. અત્યાગ્રહથી જનરલની ઉદારતાનો લાભ લેવાની કર્નલને ફરજ પડી.

ઑલિફન્ટે હવે જવાની રજા માગી. કર્નલની બહેન હેન્રીએટા—સર્વેએ તે વીર પુરૂષનો કૃતજ્ઞ ભાવે આભાર માન્યો. તેની સેવામાં હમણાં ફક્ત એક જ નોકર હતો. તેનો રસાલો હર્ટફર્ડ ખાતે તેની રાહ જોતો હતો અને હમણાં તે હર્ટફર્ડ જ જવાનો હતો. તે રાઇહાઉસથી અર્ધો એક માઇલ દૂર ગયો હશે એટલામાં તેને તેનો નોકર તેની સાથે બોલવા માગતો હોય એમ લાગ્યું. લૅારેન્સ અને રૂથ જનરલ જે દિશાએ જતો હતો તેથી ઉલટી જ દિશાએ ગયાં હતાં.

"શું છે? હેન્રી? તારે કંઇ કહેવું છે?—" તેણે પૂછ્યું.

"હા. નામદાર! જ્યારે સઘળાં હોડેસ્ડન ગયાં હતાં ત્યારે મને એક ચીઠ્ઠી મળી હતી કે જે આપ નામદારને બતાવવાનું હું ભૂલી ગયો હતો: જ્યારે આપ વરઘોડા સાથે હોડેસ્ડન ગયા હતા ત્યારે લી નદિના પૂલ પાસેથી મને એ ચીઠ્ઠી મળી હતી અને ઘોડાના પગ નીચે આવવાથી તે પરબીડિયું સીલ તૂટી ગયું છે. મને અક્ષરી જ્ઞાન ન હોવાથી—"

"તું તે વાંચી શક્યો નથી એમ જ ને?—" જનરલ વચ્ચે બોલી ઉઠયો.

"ઠીક છે. મને આપ, જોઉં! આપણે જો પત્તો લાગશે તો તે ચીઠ્ઠી તેના માલીકને પહોંચાડીશું—"

નોકરે જનરલને તરત એક ચીઠ્ઠી આપી. તે જમીન પર અશ્વના પગ તળે કચરાઇ જવાથી ઘણી ચોળાઇ ગઇ હતી અને સહેલાઇથી ઉકલી શકે એવી ન્હોતી. છતાં ઑલિફન્ટે તે જેમ તેમ વાંચી અને વાંચતાં જ તેની અજાયબી તથા ગુસ્સાનો પાર રહ્યો નહિ-

"અફસોસ!......ચાલ હેન્રી! મારી પાછળ આવ—તું જુવાન છે—તારી તલવારે હજુ લોહી પીધું નથી. પણ મારી ખાત્રી થાય છે, કે તું તારી સમશેરનું પાણી બતાવવા આતુર છે. ચાલ, આજે તને તેવી તક મળશે......"

તરતજ જનરલ ઑલિફન્ટે પોતાનો અશ્વ ફેરવ્યો અને ખેતરો અને મેદાનોમાંથી વીજળીક વેગે તેનો પાણીદાર અશ્વ રસ્તો કાપવા લાગ્યો. હેન્રીએ કંઈ અગત્યની ખબર મળી છે એટલું સમજી બીજો વિચાર ન કરતાં જનરલની પાછળ પોતાનો ઘોડો મારી મૂક્યો.

દૂર—દૂર—ત્વરિત વેગે તેઓના અશ્વો દોડવા લાગ્યા. ખેતરો, મેદાનો, પસાર થઈ ગયાં. કાંટાળી વાડો પણ કૂદી ગયા. જાણે પવનવેગી અશ્વો હોયની એવી રીતે જનરલ અને તેના નોકરનો અશ્વ દોડ્યો જતો હતો!

---

## પ્રકરણ ૧૯ મું.

### શિકાર પાછળ શિકારી.

જે દિને લૉરેન્સના લગ્ન થયાં તે દિવસે ઋતુ સુન્દર હતી. આકાશમાં સહસ્રરશ્મિ પૂર્ણ તેજથી પ્રકાશી રહ્યો હતો; અને કુદરતી સૌન્દર્ય જોઈ રૂથ ધીમે ધીમે માતાપિતાથી વિખૂટી પડવાનો શોક ભૂલવા લાગી. જેમ જેમ રસ્તો પસાર થવા લાગ્યો તેમ તેમ તેના વદન પરથી શોકની છાયા ઉડી જવા લાગી અને તેની જગ્યા આનંદ અને હર્ષે લીધી. વળી રૂથ લૉરેન્સને પડખે પોતાના અશ્વપર સવાર થઈ પોતાના વ્હાલાને ઘેર જતી હતી. લૉરેન્સ જેવો વ્હાલસોયો પતિ મળે, પત્નિ તેને અંદરના ઉંડાણમાંથી ચાહતી હોય, યુવાનીની વસન્ત ખીલી હોય, અને યૌવન વસન્તની મધુર વાંસળીના મીઠા સૂર કર્ણેન્દ્રિયે અથડાતાં હૃદયમાં તાલાવેલી જાગતી હોય, એવી

વેળા નવવધુને માતપિતાનો વિરહ વધુ કાતિલ લાગતો નથી. યુવાન રૂથના હૃદયમાં શોકની તીવ્ર લાગણી હતી છતાં એ ઘા રૂઝવવા માટે લોરેન્સની આંખનો એકજ પલકારો બસ હતો. મનમાન્યા પતિને ઘેર જવા કઈ યુવતી હદ બહારની આતુર નથી હોતી? અને લોરેન્સ જેવો પ્રેમી પતિ મળ્યા પછી કઇ નવવધુના હૃદયમાં શોક ટકી શકે છે? રૂથને લાગ્યું કે તેને તેના માતપિતાની પ્રેમાળ ગોદ માંથી તેના પતિએ ખૂંચવી લીધી પણ જેની ગોદમાં તે હમણાં આવી હતી તે યુવાનની હુંફાળી ગોદમાં રૂથને દિવ્ય–સ્વર્ગીય આનંદ જણાય તો તેમાં કંઇ નવીનતા છે ખરી? તેણી એક પ્રેમાલ છાંયા તજી આવી હતી પણ તે પતિની વધુ પ્રેમાલ છાંયા નીચે આવવાને જ છોડી આવી હતી. ફક્ત આજ ખ્યાલ શું માબાપના વિરહનો જખમ રૂઝવવાને શક્તિવંત નથી? વળી રૂથ માતપિતાથી વિખૂટી પડી એ વાત ખરી પણ તેણી પુનઃ તેમને મળવા જઇ શકશે, તેમનો વિયોગ ચીરકાલિન નથી. લોરેન્સ રૂથને જ્યારે ઇચ્છા થશે ત્યારે તેના માબાપ પાસે લઇ જશે. આવા વિચારથી માતાપિતાથી દૂર થતી યુવતી શાન્ત થાય છે.

રૂથની–તે નવવધુની આવી જ સ્થિતિ હતી. માતપિતાથી વિખૂટા પડતી વેળાની તેની લાગણી અતિ દુઃખદ હતી. તેનું કોમલ હૃદયજ ચીરાઇ ગયું હતું; પણ તે પોતાના વ્હાલાની બાજુમાં અશ્વ પર બેસી રસ્તો કાપવા લાગી ત્યારે તેને લાગ્યું કે તે હવે પોતાના ઘરમાં જાય છે. લોરેન્સ હવે તેનો જીવનમિત્ર થયો છે અને એ જીવનમિત્રને પોતાના ભૂતકાલના મુસાફરખાનાના વિયોગ માટે દુઃખી થઇ દુઃખી કરવો એ તેને અન્યાય કરવા બરાબર છે એમ રૂથને લાગ્યું. હજુ તેની આંખોમાં આંસુ હતાં અને તેથી તેના ગુલાબી ગાલ ભીંજાયા હતાં. એ ગુલાબી ગાલપર અશ્રુનું એક બિન્દુ ગુલાબની પાંખડીપર જાણે ઝાકળનું મોતી હોયની તેવું લાગતું અને એ સુન્દર બિન્દુ સુન્દર રૂથના સુન્દર કપોલને વધુ સુન્દર બનાવતું. અશ્રુભીની આંખોએ લૉરેન્સની સ્નેહાલ આંખો તરફ જોઈ એણે એના અધરપર દુર્જય સ્મિત ફરકાવ્યું. એ અજેય સ્મિત જોતાંજ લૉરેન્સને અસામાન્ય આનંદ થયો અને તેણે પોતાની વ્હાલી પ્રિયતમાની આંખોમાં પોતાની સ્નેહભીની આંખો પરોવી દીધી. આ આંખોનું મીલન પૃથ્વીપરના સર્વ સુખોનો સ્વાદ ચખાડે છે એમ કોણ નથી માનતું?

જે અશ્વોપર તે પ્રેમી યુગ્મ સવાર થયું હતું. તે જનરલ ઑલિફન્ટે ભેટ આપ્યા હતા. લૉરેન્સ એક નીપુણ ઘોડેસ્વાર હતો સુન્દર અશ્વપર સવારી કરતા તેને અનહદ આનંદ થતો. રૂથ પણ સવારી કરી શકતી. તે અશ્વપર વીરાંગનાની માફક સવાર થઇ હતી અને તે પર શાન્તિથી જરાપણ ગભરાયા વિના બેઠી હતી. લૉરેન્સ પોતાની બાજુમાં અશ્વારૂઢ થયલી યુવતીને જેમ જેમ જોતો ગયો તેમ તેમ રૂથ તેને વધુને વધુ સુન્દર દેખાવા લાગી. આવી સુન્દર-સ્નેહાળ સરલહૃદયા પત્નિ મેળવવા માટે તે પોતાને અતિ ભાગ્યશાળી માનવા લાગ્યો. રૂથે "રાઇહાઉસ" માંથી નીકળતી વેળાએ લગ્નનો સુન્દર પોષાક બદલી સ્વારીનો ડ્રેસ પહેર્યો હતો. એ પોષાક રૂથને તદ્દન બંધબેસ્તો હોવાથી તે એ પોષાકમાં એક વીરાંગના જેવી દીપી નીકળી અને જ્યારે તેણીની હૅટપરના સુંદર પીંછાં હાલતાં ત્યારે તેની ખુબ સુરતી ઉલટાની વધતી. લૉરેન્સે પોતાના લગનના પોષાકમાં કંઈ વધુ ફેરફાર કર્યો ન્હોતો. તેણે રસ્તાપરની ધુળ ન લાગે તે માટે પોતાના ખભાપર એક ટૂંકો કોટ બેદરકારીથી નાખ્યો હતો. તેના મસ્તકપર પણ સુંદર ફુમતાં ઉડી રહ્યાં હતાં. અને તેની કમ્મરે લટકતી સમશેર તેનું વીરત્વ પ્રદિપ્ત કરતી હતી. તે અશ્વપર એક અસામાન્ય રણપંડિત વીરલા જેવો લાગતો હતો. આવો વીર પતિ મળવા માટે રૂથ મનમાં ને મનમાં પ્રભુનો આભાર માનતી હતી અને તેના હૃદયમાં આનન્દની રેલ આવવાથી જે ગાલો માતાપિતાના વિરહના શોકને લીધે અલ્પ સમય ફીક્કા પડયા હતા તેપર મોહક રાતી સુરખી આવતી હતી.

રૂથની દાસી અને લૉરેન્સનો નોકર તેમની પાછળ પચાસેક વારને છેટે પોતાના અશ્વો રાખી માર્ગ કાપતાં હતાં. આટલું છેટું રાખવાથી પોતાનાં શેઠ શેઠાણી મન મૂકીને પ્રેમની વાતો કરી શકશે એમ બન્ને નોકરોએ ધાર્યું હતું. પ્રથમ તેમણે જરા ધીમે ધીમે અશ્વો ચલાવ્યા કારણ કે રૂથ દિલગીર થઇ હતી: પણ લૉરેન્સને જોઇ આનંદના પૂરમાં તણાતાં તે પોતાનો શોક ભૂલી ગઇ. ત્યાર પછી તેમના પ્રવાસનો વેગ ત્વરિત થયો, અશ્વો પૂર ઝડપે માર્ગ કાપવા લાગ્યા. માઇલ દર માઇલ કપાવા લાગ્યા. ચેશન્ટ—રીચર્ડ ક્રોમવેલ જેણે એક વેળા રાજાની એકચક્રી સત્તા ડોલાવી નાખી હતી તે જ્યાં એકાન્તમાં નામની આવક પર ગુજરાન કરતો રહ્યો હતો તે શહેર-

તેઓ વટાવી ગયાં! પ્રવાસીઓ આગળ ચાલ્યાં. હર્ટફર્ડશાયરની સરહદ પણ તેઓ ઓળંગી ગયાં અને મીડલસેક્સમાં દાખલ થયાં. વૉલ્થેમ ક્રૉસ પાછળ રહી ગયો—એન્ફીલ્ડ વૉશનો પૂલ પણ તેઓ પસાર કરી ગયાં. લગભગ અડધી મુસાફરી તેમણે પૂરી કરી.

જે સમયની કથા અમે લખીએ છીએ તે સમયે આ રસ્તો "પોન્ડર્સ એન્ડ" સુધી ઉજ્જડ હતો. એક પણ ઝૂંપડું રસ્તાપર જણાતું ન્હોતું. ખેતરોમાં જે જૂજજાજ ઘરો હતાં તે પણ ઘણે દૂર દૂર હતાં. આ સ્થલે આવતાં રૂથ અને લૉરેન્સે પોતાની પાછળ ઘોડેસ્વારો ધસી આવતાં હોય એવો અવાજ સાંભળ્યો. પ્રથમ તો તેમણે ધાર્યું કે તેમના દાસદાસી તેમને પકડી પાડવા જોસબંધ અશ્વ દોડાવી આવતા હશે અથવા તો તેમના અશ્વો તોફાની થઇ ત્વરિત વેગે દોડી આવતાં હશે; પણ નહિ. તેમ ન્હોતું. તેમને માથે સંકટનું વાદળ ઘેરાયલું હતું.

"આપણી પૂંઠ પકડાઈ છે—મેં તેમને જોયા—તેઓ ડ્રેગુનના સોલ્જરો છે—જુઓ! જુઓ—તેઓ આપણા તરફ ધસ્યા આવે છે—" નોકરે આંગળી તાકી લૉરેન્સને ડ્રેગુનના સોલ્જરોના અશ્વો બતાવ્યા રૂથ અને લૉરેન્સની નજર લગભગ બાર ઘોડેસ્વારો પર પડી. લૉરેન્સે તરતજ તેમના યુનિફાર્મ પરથી તેમને ઓળખી કાઢ્યા એટલુંજ નહિ પણ સૌથી આગળ કર્નલ ગ્રેહામ હતો તેને પણ તેણે ઓળખ્યો.

"આહ! બદમાસો આપણને સતાવવા માગે છે—ઠીક છે—તમે તમારે ધીમે ધીમે આવો—" આ શબ્દો તેણે દાસ તથા દાસીને સંબોધી કહ્યા. "તેઓ તમને ઇજા કરશે નહિ—રૂથ—વ્હાલી! ચાલ! ન્હાસ! મારી તલવાર કમ્મરે હોવા છતાં ન્હાસી જતાં મને શરમ આવે છે. પણ આટલા બધા સામે મારે એકલાએ તલવારબાજી કરવા જવું એ મૂર્ખાઈ છે—"

"હા, હા. વ્હાલા! ચાલો—હાસો! તમે તમારી જીંદગી જોખમમાં ના નાખતા—ચાલો—" રૂથ બોલી.

"હિમ્મત રાખ, વ્હાલી! આપણે તેમને પાછળ મૂકી દઇશું—"

આ વાતચીત લખતાં અમને એક બે મિનિટ લાગી હશે; પણ તે બોલતાં તો ફક્ત એક બે પલજ ગઈ. આજેજ લગ્ન ગ્રન્થિથી એક થયલું પ્રેમી યુગ્મ આ અણધારી આફતમાંથી બચવા માટે પોતાના અશ્વો પુરવેગથી દોડાવવા લાગ્યું. દૂર દૂર! પવન વેગે તેઓ દૂર—દૂર

જવા લાગ્યાં. તેમના પાણીદાર અશ્વો પણ જાણે આ નવદમ્પતિની આફ્ત સમજી ગયા હોય અને તેમનાપર ઝઝુમતા સંકટમાંથી તેમને બચાવવાનો કૃત નિશ્ચય કરી દોડતા હોય તેમ, વિદ્યુત વેગે દોડવા લાગ્યા. રૂથ અને લૉરેન્સે જે થોડીક વાતચીત કરી હતી એટલા સમયમાં તો ડ્રેગુનના સોલ્જરો તેમનાથી પચાસ વારને છેટે આવી પહોંચ્યા હતા. ત્યાર પછી જોવાલાયક દોડાદોડી શરૂ થઈ. હમણાં સિનેમેટોગ્રાફ્ની સ્ક્રીનપર મોટર, સાઇકલ અને અશ્વોની જેવી દોડા દોડી થાય છે તેવીજ તે ન્હાસ ભાગ હતી. લૉરેન્સ એક બહાદુર સૈનિક હતો. તેની નવવધુ પણ શૂરવીર બાલા હતી. લૉરેન્સ પોતાની સમશેરથી પોતાના શત્રુને જવાબ આપવા તૈયાર હતો. પણ હમણાં તે એકલો હતો જ્યારે તેના શત્રુઓ લગભગ એક ડઝન હતા. લૉરેન્સ અને રૂથના અશ્વો પવનવેગે દોડયા જતા હતા. ખુંખારો કરી કર્નલ ગ્રેહામ પણ પોતાના સૈનિકો સાથે તેમની પાછળ પડયો. તેણે લૉરેન્સનાં દાસદાસીની પરવા પણ કરી નહિ. તેમના પર નજર પણ ફેંકી નહિ; કારણ તેની દૃષ્ટિમાં તો એકલી રૂથજ ખૂંચી હતી.

આગળ અને આગળ! તે પ્રેમી યુગ્મ ચાલ્યું. ઑલિફન્ટે આપેલા અશ્વો એટલા ત્વરિત વેગી હતા કે ગ્રેહામ અને તેના સૈનિકોએ જીવપર આવીને ઘોડા છોડી મૂકવા છતાં પણ તેઓ તેમને પકડી શકયા નહિ. કોઈ સોલ્જર જમીનપર પડી મરી જાય, અશ્વ પણ યમપુરીમાં ચાલ્યો જાય, તેની બદમાસ ગ્રેહામને દરકાર નહોતી. તેને તો રૂથ જોઇતી હતી. રૂથને માટે ગમે તેવાં જોખમો વ્હોરવા તે તૈયાર હતો. તેણે રૂથ અને લૉરેન્સના અશ્વો જોયા હતા. તેઓ તેનાથી બહુ થોડે છેટે હતા અને તે પરથી વિકારી કર્નલ સાહેબના મનની ખાત્રી થઇ ગઇ કે હવે રૂથ તેમની થઇ ચૂકી. તે પોતાની સાથે ડઝનેક સૈનિકો લઇ આવ્યો હતો કારણ કે તેણે ધાર્યું હતું કે લૉરેન્સ અને રૂથ સાથે ઘણા માણસો લંડન જશે. તેમની પાસે શસ્ત્રો પણ હશે. આથી એટલા બધા માણસો સ્હામે લડવાની પૂર્ણ તૈયારી કરી તે રૂથ રૂપી મૃગલીને પોતાની જાળમાં સપડાવવા આવ્યો હતો. પણ જ્યારે તેણે ફક્ત બેજ નોકરને જોયાં ત્યારે તેના આનન્દનો પાર રહ્યો નહિ. હવે તો વિજય માટે તેને લેશ માત્ર શંકા રહી નહિ; કારણ કે તેના પક્ષનું જોર વિશેષ હતું.

આ બાજુ લૉરેન્સ અને રૂથના અશ્વો જીવપર આવી દોડતા

હતા. લૉરેન્સ રૂથને હિમ્મત આપતો. વ્હાલભર્યા શબ્દોથી હિમ્મત આપતો–રૂથ તે સાંભળી મલકાતી અને બહાદૂરીથી અશ્વપર પોતાનું સમતોલપણું સાચવી રાખતી. રૂથ જેમ બને તેમ જલદી લંડન પહોંચી જવાય એમ ઇચ્છતી હતી કારણ કે ડઝન બદમાસો સ્હામે લૉરેન્સ લડવા જાય તો તેનું જીવન જોખમમાં આવી પડે એવી તેને ખાત્રી હતી. અશ્વો જ્યારે પૂર વેગે દોડતા હતા ત્યારે લૉરેન્સના મગજમાં એક વિચાર આવ્યો. તે જાણતો હતો કે હર્ટફર્ડશાયરની સેનાના ઘણા સૈનિકો તેને ચાહતા હતા જો તે કર્નલ ગ્રેહામ સાથેના સૈનિકો પાસે જઇ તેમને તેમના સેનાપતિની નીચ આજ્ઞાનો અનાદર કરવાનું કહે તો તેઓ તેનું કહ્યું માનશે એવું તેને લાગ્યું. પણ બીજી પલે આ વિચાર નષ્ટ થયો કારણ કે સેનામાં એવા પણ કેટલાક બદમાસ, લંપટ, દગાબાજ અને નીચ સૈનિકો હતા કે જેઓ કર્નલ ગ્રેહામની ગમે તેવી નીચ આજ્ઞાનું પાલન કરવા હંમેશાં તૈયાર થાય. કર્નલ ગ્રેહામ દુરાચારી અને કપટકલામાં અતિ નીપુણ હતો. તેણે પોતાની સાથે આ સમયે બદમાસમાં બદમાસ સૈનિકોજ લીધા હશે એવી લૉરેન્સની ખાત્રી થઈ ગઇ. એવા બદમાસોમાં વીરોચિત શૌર્ય ન જ હોય. તેઓ હીચકારા અને દગાબાજ હોય છે. આથી તેવા નીતિ ભ્રષ્ટ મવાલીઓને વિનંતી કરવી એ પોતાની આત્મપ્રતિષ્ઠા ગૂમાવવા બરાબર છે, એમ માની તેણે એ વિચાર તજી દીધો. કર્નલ ગ્રેહામનો હેતુ રૂથને પકડવાનો હતો એ તો લૉરેન્સ સારી રીતે જાણતો હતો. એજ બદમાસે એની વ્હાલી રૂથને તેની કૌમાર દશામાં સતાવવાની–ઉપાડી જવાની બાજી રચી હતી, એ તે જાણતો હતો. તેને તેના અશ્વોપર પૂર્ણ વિશ્વાસ હતો. કર્નલ અને તેના માણસોના અશ્વો કરતાં જનરલ ઑલિફન્ટે ભેટ આપેલા અશ્વો ઘણાજ પાણીદાર હતા.

હજુ આગળ અને આગળ! શિકારીઓ શિકારની પાછળ દોડ્યા આવતા હતા! જાણે ઘોડાની સરત દોડાતી હોયની તેમ રૂથ અને લૉરેન્સના અશ્વો પાછળ બીજા અશ્વો ધસી આવતા હતા. લૉરેન્સે પાછળ નજર ફેંકી તો તેને બદમાસો જણાયા નહિ.

“આપણે તેમને પાછળ નાખી દીધા છે.......વ્હાલી! રૂથ! તું હજુ પણ આવી ઝડપે સવારી કરી શકશે?–” લૉરેન્સે સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું.

“હા, હા. વ્હાલા! તમારી સાથે હું આથી પણ ઝડપી વેગે અશ્વ હંકારી શકીશ—”

"આપણે જરાપણ ઝડપ ઓછી કરી શકીએ એમ નથી. વ્હાલી! લંડનમાં દાખલ થયા સિવાય આપણે સલામતીથી કોઇ જગ્યાએ રહી શકીએ એમ નથી કારણ કે રસ્તામાંના ગામડામાં કોઈ ગામડિયાને ત્યાં આપણે આશરો લઇએ તો આ બદમાસો ત્યાં આપણને સતાવ્યા વિના રહેશે નહિ—"

"તમે જરાપણ ન ગભરાઓ, લૉરેન્સ! હું હિમ્મત હારવાની નથી–" આટલા શબ્દો બોલી રૂથે પોતાના શબ્દોની સત્યતા પૂરવાર કરવા, લૉરેન્સ તરફ સ્નેહભરિત આંખોએ જોઇ પોતાનો ઘોડો મારી મૂક્યો.

'પોન્ડર્સ એન્ડ' પાછળ રહી ગયું–હવે તેઓ એડમન્ટની નજીક આવતા હતા કે જે તે સમયે જૂજ વસ્તીવાળું એક ન્હાનું ગામડું હતું.

ધપ ધપ ધપા ધપ! ધપા ધપ! અશ્વોના પગલાના અવાજ એટલા ઝડપથી થતા કે તે કદિ પણ ગણી ન શકાય! આગળ અને આગળ! પૂર વેગે તેઓ જતા હતા. પણ ગ્રેહામના સિપાઇઓ લૉરેન્સે ધાર્યું હતું તેટલા પાછળ ન્હોતા. તેની ભારી અજાયબી વચ્ચે જ્યારે તેણે પાછળ જોયું ત્યારે પા એક માઇલને છેટે એક ટેકરી પરથી સૈનિકો ઉતરતા જણાયા. તેઓ આટલા નજીક આવી પહોંચે એમાં નવાઇ જેવું ન્હોતું કારણ કે તેઓ જીવપર આવ્યા હતા. ત્વરિત વેગે દોડવામાં એક બે અશ્વોના પ્રાણ જાય કે એકાદ સૈનિક અશ્વપરથી તૂટી પડી મરણ શરણ થાય તેની ગ્રેહામને શી પરવા હતી? તેને તો રૂથના અમૃતપૂર્ણ અધર પર ચુમ્બન કરવાની અનિવાર્ય તૃષા લાગી હતી. એ તરસ એવી હતી કે ગ્રેહામ રૂથના અધરરસ વિના ટળવળી મરતો હતો. તે અને તેના સૈનિકો ઘોડાને એડી મારી મારીને દોડાવતા હતા; જ્યારે રૂથ અને લૉરેન્સના અશ્વો પણ અતિ વેગે માર્ગ કાપતા હતા તો પણ લૉરેન્સ કદાચ રૂથ પડી જાય એ બ્હીકથી અસામાન્ય વેગે જતો ન્હોતોઃ વળી ઘોડાપરથી જો રૂથ પડી જાય તો તેની જીંદગીનો તરતજ અન્ત આવી જાય એ નિશ્ચીત હતું. જે પ્રિયાને તે પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતો હતો તેને એવા જોખમમાં નાખવાનું લૉરેન્સ શી રીતે પસંદ કરે?

એડમન્ટ નજીક આવી પહોંચ્યું, પણ હજુ લંડનની નજીક જવાને છ સાત માઇલ કાપવાના હતા. લૉરેન્સે પોતાના શત્રુઓને પાછળ નાખી શકાશે કે કેમ તેની ગણત્રી કરવા માંડી. પણ નહિ

તેની હવે ખાત્રી થઇ ગઇ કે તે દુશ્મનના પંઝામાં સપડાઇ જશે. તેણે પુનઃ પાછળ જોયું અને તેની હિમ્મત સહજ ખૂટી.

"રૂથ! વ્હાલી! તું જરા વધુ ઝડપ કરી શકશે?–" તે રૂથ તરફ જોઇ બોલ્યો. તેની આંખો ચિંતાતુર બની હતી.

"હા વ્હાલા! જો મારો બહાદૂર અશ્વ હજુ જલદી દોડતો હોત તો......"

તેઓ એવી ઝડપે રસ્તો કાપતાં હતાં કે તેમને એમ લાગ્યું કે જાણે તેઓ પવન વેગે ધસે છે અથવા પવન જ તેમને ધસડી જાય છે. બન્ને એક બીજાનો બોલ સાંભળી શકતા ન્હોતા. હજુ પણ તેમના અશ્વો ઝડપથી દોડે એવી તેમની ઇચ્છા હતી. લૉરેન્સે દુઃખી દીલે પોતાના અશ્વને એડી મારી અને તે ઉમદા પ્રાણી જાણે પોતાના સવારની આફત સમજી ગયું હોય તેમ જીવની પરવા કર્યા વિના દોડવા લાગ્યું.

રૂથ હમણાં બહાદૂર બની હતી. તે રણમાં જતી વીરાંગના જેવી લાગતી હતી! પવનવેગે દોડતા અશ્વપર તે વીર બાલા શાંતિથી અશ્વની લગામ પકડી હિમ્મત જાળવી બેઠી હતી. લૉરેન્સે આવા ભયના વખતમાં પણ તેના તરફ એક સ્નેહભરી નજર નાખી અને આવી વ્હાલસોઇ–હિમતવાન પત્નિ મેળવવા માટે તેના હૃદયમાં વીરોચિત અભિમાન પ્રકટયું.

એડમન્ટન પણ તેઓ પહોંચી ગયાં પણ ટોટનહામ જવાના રસ્તાપર તેમને આ મોતજીવતની વેળાએ એક સંકટ નડયું. એક ભારગાડું જે એક ખેતરમાંથી ઘાસ ભરી જતું હતું તેણે રસ્તો રોકી દીધો હતો. તેને જોતાંજ લૉરેન્સ અને રૂથને પોતાના અશ્વોની લગામ ખેંચવી પડી. લૉરેન્સ પોતાની જીંદગીમાં કદિપણ આટલો ગુસ્સે થયો ન્હોતો. તેની આંખ લાલ થઈ અને તેણે ગુસ્સાથી બૂમ મારી પેલા ગાડાવાળાને બાજુ જવાનું કહ્યું. તે ગામડીયો ગાડાવાળો તો આ ખુબસુરત સૈનિકને એક યુવતી સાથે જોઈ આભોજ બની ગયો. રૂથના મુખપર ભયની લાગણી છવાયલી તે જોઇ શકયો. અને તે પોતાનું ગાડું બીજું બાજુ લઈ જવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો લૉરેન્સે પોતાની ચાબુક ગાડાના અશ્વોને મારી. એક બે મિનિટ જાય એ પણ આ વખતે પરવડે એમ ન્હોતું. બન્ને અશ્વો પ્રસ્વેદથી ભીંજાઇ ગયા હતા. પણ અફસોસ! જે થોડીક પલ અહિં ગઇ તે ભયંકર

નીવડી. પાછળથી વીજળીક વેગે દીવાના માણસોનું ટોળું દીવાના અશ્વોપર બેસીને ધસી આવતું જણાયું.

"ન્હાસ! વ્હાલી રૂથ! ન્હાસ! પ્રભુને ખાતર ન્હાસી જા—હું આ બદમાસોને પૂરો પડીશ—પણ તું ન્હાસી જા—" લૉરેન્સ બોલ્યો. તેણે પોતાનો અશ્વ પાછો ફેરવ્યો—તેની તલવાર મ્યાનમાંથી બહાર નીકળી પડી અને તે કર્નલ ગ્રેહામ સાથે લડવા તૈયાર થઈ ગયો.

"હું આ બદમાસને રોકું છું—તમે તેણીને કેદ કરો—" કર્નલે પોતાના માણસોને કહ્યું. બીજીજ પલે કર્નલ અને લૉરેન્સની તલવાર વચ્ચે ચકમક ઝરી. અને રૂથ! રૂથ શી રીતે પોતાના વ્હાલા પ્રિયતમને તજી ન્હાસી જઇ શકે? તેણીની આસપાસ બદમાસ ગ્રેહામના પાપી સૈનિકો ફરી વળ્યા.

આ બધું થોડીક પલોમાં બન્યું. હજુ કર્નલ અને લૉરેન્સની તલવારબાજી ચાલુ હતી, એટલામાં બાજુના એક ખેતરમાંથી એક ઘોડેસ્વાર ત્યાં એક બીજા સવાર સાથે ધસી આવ્યો અને તેને ઓળખતાંજ આશા અને આનંદને લીધે રૂથ બોલી ઉઠી:

"જનરલ ઑલીફન્ટ!—"

---

## પ્રકરણ ૨૦ મું.

---

### યુદ્ધ.

જનરલ ઑલિફન્ટે એક ત્વરિત દૃષ્ટિ કર્નલ તથા લૉરેન્સ તરફ ફેંકી અને તે શું થવાનું હતું તે તરત સમજી ગયો. એક બાજુએ જે ખેતરમાંથી તે અને તેનો નોકર ધસી આવ્યા હતા તેની વાડ હતી. બીજી બાજુએ ઘાસનું ગાડું હતું અને તેના ઘોડાઓ એક બાજુ વળેલા હતા—એ બેની વચ્ચેની જગ્યામાં લૉરેન્સ અને કર્નલ હાથમાં તલવાર લઇ એક બીજાના લોહીના તરસ્યા થઇ ઉભા હતા. ત્યાંથી લગભગ પાંચ છ વારને છેટે રૂથ સૈનિકોની વચમાં ઘેરાઈ ગઈ હતી. જે પલે ગવર્નર જનરલ અને તેનો યુવાન નોકર હેન્રી તે સ્થલે આવી પહોંચ્યા તેજ પલે તેમને ઓળખવાથી રૂથના હૃદયમાં આશા જન્મી અને આનંદના આવેશમાં તેણે એક બૂમ મારી. એ અવાજ સાંભળતાંજ ઑલિફન્ટની ચકચકિત સમશેર બહાર નીકળી, પોતાના શિકારની શોધ કરવા લાગી.

"છ જણા એ છોકરીને લઈ ન્હાસી જાવ–" સર હેકટર ગ્રેહામે ગર્જના કરી.

"જાઓ—જલદી કરો–" તે પુનઃ બોલ્યો અને તેની અને લૉરેન્સની તલવાર એકમેકના પ્રબલ ઘા ઝીલવા લાગી.

"ઉભા રહો–હું તમને હૂકમ કરૂં છું કે ઉભા રહો–" રૂથને ઉપાડી જવાની બે સૈનિકો કોશેષ કરતા હતા એટલામાં સૈનિકો પાસે પોતાનો અશ્વ કૂદાવી, જનરલ ઑલિફન્ટ સત્તાદર્શક સ્વરે બોલ્યો.

"એને લઇ જાવ–" સર હેકટર ગ્રેહામ લડતાં લડતાં–પોતાની તલવારનો લૉરેન્સની તલવાર સાથ ખણખણાટ કરતાં બરાડયો.

ડ્રેગુનના સિપાઇઓમાંના કેટલાકો ઘણા નીચ હતા. તેઓ ખરેખરા બદમાસ જ હતા. સૈનિક થવાને યોગ્ય હતાજ નહિ. આથી જનરલ ઑલિફન્ટની ભવ્ય મૂર્તિ જોઇને તથા તેનો સત્તાદર્શક અવાજ સાંભળીને તેમનાપર કંઇ અસર થઇ નહિ. તેમણે પોતાની કમ્મરે લટકતી તલવાર ખેંચી અને જાણે તેઓ જનરલ ઑલિફન્ટને એ તલવાર બતાવી ડરાવવા માગતા હોય તેમ તેની સામે ઉભા. તેમની ઇચ્છા જે બે સૈનિકો રૂથને ઉપાડી જવાના હતા તેમની પાસે જનરલ ઑલિફન્ટને જતો અટકાવવાની હતી.

"ગુપચૂપ શરણે થાઓ; નહિ તો તમારા માટીના શરીર હમણાંજ માટીમાં મળી જશે–" પોતાની આંખોમાંથી અગ્નિ વરસાવતો જનરલ બોલ્યો.

આ સાંભળી તેના શત્રુઓએ અટ્ટહાસ્ય કર્યું અને એક જણે તલવાર ઉગામી.

"હેન્રી ! તારી ફરજ બજાવ......અને બદમાસો ! હવે ઇશ્વરનું નામ લઇ લો......ચાલો, સાવધાન—"

આ શબ્દો હજુ હવામાં પ્રતિધ્વનિત થાય તે પહેલાં તો જનરલ ઑલિફન્ટની તલવાર ભયંકર વેગથી ફરવા લાગી. જે સિપાઇએ તેના તરફ પ્રથમ તલવાર ઉગામી હતી તે પોતાના અશ્વપરથી મૃત દશામાં ધૂળમાં ગબડી પડયો–બીજો સૈનિક તેનો જમણો હાથ જખમી થવાથી તદ્દન નકામો થઈ ગયો–ત્રીજાના હાથમાંથી તેણે અજબ યુક્તિથી તલવાર પાડી નાખી–અને એકદમ તે રૂથ પાસે ધસ્યો. પુનઃ તેની આસપાસ સૈનિકો ફરી વળ્યા અને બે સૈનિકો ઑલિફન્ટ બીજાઓ સાથે લડવામાં રોકાયો તે સમયે રૂથને લઈ ન્હાસી છૂટયા.

હવે ભયંકર લડાઇ શરૂ થઇ. ઑલિફન્ટનો એકેએક ઘા વજ્ર જેવો પડતો. ડાબા જમણી તે તલવાર ફેરવતો અને જે વચ્ચે આવતું તે કપાઈ જતું. આવી ભયંકર મારામારી સમયે પણ તેના ભવ્ય વદનપર ખોટો ઉશ્કેરાટ ન્હોતો. એક પછી એક સીપાઇઓ અશ્વપરથી નીચે પડવા લાગ્યા. જાણે તેઓ મૃત્યુદેવીને મળવાજ આજે આ સ્થળે આવ્યા હોયની તેમ! યુવાન હેન્રી પણ એક સૈનિક સાથે તલવાર ઘુમાવી રહ્યો હતો અને તે એવી ચતુરાઇથી લડયો કે અંતે તેણે પોતાના શત્રુનો જમણો હાથ જખ્મી કરી તેને મહાત્ કર્યો. તેણે જેવો પોતાના શત્રુને જખમી કર્યો કે તરતજ તેની નજર એક હીચકારા સીપાઇ પર પડી કે જે પાછળથી જનરલ ઑલિફન્ટ પર તે ન જાણે તેમ હૂમલો કરવા જતો હતો. હેન્રીની તલવાર યંત્રની માફક તેના શેઠના શત્રુની સામે લડવા તૈયાર થઇ ગઇ અને તેણે એટલા જોરથી તેની છાતીમાં તલવાર ભોંકી દીધી કે તેજ પલે તે હીચકારો સૈનિક યમશરણુ થઈ ગયો. આ ઉમદા કૃત્યથી હેન્રીએ પોતાના સ્વામીની જીંદગી બચાવી. હજુ મારામારી ચાલુ હતી, પણ એક બે મિનિટમાંજ જનરલ ઑલિફન્ટ રૂથને લઇ જનારા સૈનિકોની પાછળ પડયો કારણ કે લગભગ નવ જણુ ઘાયલ થયા હતા અથવા મરણ પામ્યા હતા. આંખના પલકારામાં લૉરેન્સ પણ તેને જઈ મળ્યો અને તેને જોતાંજ જનરલે પૂછ્યું.

"બદમાસ ગ્રેહામનું શું કર્યું ?–"

"તેને મેં ઘાયલ કર્યો છે—"

"શાહબાશ! મારા બહાદૂર મિત્ર!!–" પ્રશંસા કરતાં જનરલ બોલ્યો.

"તે હવે છટકી જઇ શકે એમ નથી......પણ રૂથને બદમાસો ઉપાડી ગયા છે—"

"આપણે તેને હમણાંજ મુક્ત કરીશું. ઉતાવળ કરો–" થોડીક પળોમાં તેમણે પેલા બે સૈનિકોને પકડી પાડયા અને તેઓએ જ્યારે જોયું કે જનરલ અને લૉરેન્સ સાથે લડયા વિના આગળ જવાય એમ નથી ત્યારે તેઓ લડવા તૈયાર થયા. એકની સ્હામે જનરલ ઑલિફન્ટ ઉભો. બીજાની સામે લૉરેન્સ તેયાર થયો. રૂથ થોડેક દૂર આ ભયંકર દેખાવ જોતી ભયથી થરથરતી ઉભી હતી. ભોગજોગે કદાચ તેનો પતિ આ મારામારીમાં મરણુ પામે તો! આ ખ્યાલ

રૂથને જીવતી મારી નાખવા સશક્ત હતો. તે પોતાના અશ્વપરથી જેમ તેમ નીચે ઉતરી અને ભયથી કમ્પતી એક બાજુએ ઉભી રહી. આ ભયંકર દૃષ્ય ન જોવાવાથી તે આંખ મીચી દઇ ઉભી રહી.

ઑલિફન્ટ અને તેના શત્રુ વચ્ચે તરતજ ઝપાઝપી શરૂ થઇ ગઇ.

"બદમાસ! તારી તલવાર મૂકી શરણે થા—હું તને જીવતદાન આપીશ—" તે વજ્ર હૃદયી યોધ્ધો બોલ્યો.

"મારે તારી દયા નથી જોઈતી. હું તારી જીંદગી લઇશ—" તે બદમાસ સૈનિક મશ્કરીયુક્ત સ્વરે બોલ્યો.

"ત્યારે મારી તલવાર તને તારા પેદા કરનાર પાસે મોકલી આપશે—"

આમ કહી જનરલ ઑલિફન્ટે નીપુણુતાથી તલવારબાજી શરૂ કરી—એક બે પલ! તલવારોનો ઝણઝણાટ! એક પ્રચંડ ઘા અને ઑલિફન્ટનો શત્રુ બેજાન!

એ અરસામાં અમારો વીર નાયક લૉરેન્સ બીજા સનિક સાથે બહાદુરીથી લડી રહ્યો હતો. તે સૈનિકને માથે ટોપ હતો તથા તેણે બખ્તર પહેરેલું હતું. આ બન્ને ચીજ લૉરેન્સ પાસે ન્હોતી; છતાં લૉરેન્સ એવી દક્ષતાથી, એવી ચાલાકીથી તલવાર ઘુમાવતો હતો કે જે જોઈ જનરલ ઑલિફન્ટે તેની મનમાં પ્રશંસા કરી. લૉરેન્સની લડાઇ જનરલની લડાઈ કરતાં વધુવાર ચાલી પણ અંતે લૉરેન્સજ વિજયી થયો. તેનો શત્રુ લૉરેન્સની સમશેરનો જખ્મ અસહ્ય થઇ પડવાથી અચેત થઇ અશ્વપરથી જમીનપર તૂટી પડયો. લૉરેન્સે જનરલ ઑલિફન્ટને ખાત્રી આપી કે એકાદ સાધારણ નજીવા જખ્મની વાત તો બાજુએ રહી પણ તેના શરીરપર એક કાપો પણ પડયો નથી. કર્નલ ગ્રેહામ તથા હમણાં જે સૈનિક જમીનદોસ્ત થયો તે બન્ને તે વીર યોદ્ધાને એક પણ ઘા કરી શક્યા ન હતા.

આ વાત રૂથની કર્ણેન્દ્રિયે અથડાઇ અને જે વીરાંગના ભયંકર સમયે હિમ્મત સાચવી પોતાના અશ્વની બાજુમાં દૃઢતાથી પોતાના વ્હાલા પ્રિયતમની યુદ્ધનીપુણતા જોતી ધડકતી છાતીએ ઉભી હતી તે હવે આ આનન્દજનક ખબરથી એકદમ મૂર્છિત થઈ ગઇ. એક ઝુંપડું બાજુમાં હતું અને તેનાં ગામડિયાં નિવાસીઓ ભયભરી લાગણીથી આ વિચિત્ર સમશેરબાજી જોતાં ઉભાં હતાં. એ ઝુંપડામાં લૉરેન્સ રૂથને લઇ ગયો. તેની આંખો ભીની થઈ ગઇ. તે એમજ સમજ્યો કે,

ભયને લીધે રૂથ તેને સદાને માટે તજી ગઇ છે. ઝુંપડામાંની એક સ્ત્રીએ લૉરેન્સની નવવધુને શુદ્ધિમાં લાવવાના શક્ય પ્રયાસ કર્યા અને અલ્પ સમયમાંજ રૂથનો શ્વાસોશ્વાસ જરા વધુ ગતિથી ચાલવા લાગ્યો. આહ ! જ્યારે રૂથે પોતાની સ્નેહાલ આંખો ઉઘાડી લૉરેન્સ તરફ નજર નાખી ત્યારે લૉરેન્સને કેવી હર્ષની લહરી આવી હશે ? લૉરેન્સને–પોતાના પ્રાણાધાર પતિને ઓળખતાંજ રૂથે પોતાના હાથ તેના ગળાની આસપાસ વીંટાળ્યા અને તેણીએ તેનું માથું પોતાની છાતી સાથ ચાંપ્યું. પછી તે પૂર્ણ શુદ્ધિમાં આવી.

" તમે અહિં વાત કરો—હું પ્રથમની જગ્યાએ જઇ આવું–" ઑલિફન્ટે કહ્યું.

"હું તમારી સાથે આવીશ, જનરલ !—"લૉરેન્સ તરતજ બોલ્યો.

" બ્હીશ ના વ્હાલી રૂથ !—" તે પોતાની જીવનસખા તરફ જોઈ ધીમે સ્વરે બોલ્યો.

" હવે કોઇ પણ દુસ્મન બાકી રહ્યો નથી. અફસોસ ! આ જગ્યાએ મૃત્યુ પામેલાઓની લાસો અને મરણને કિનારે આવેલા સૈનિકો પડ્યા છે. કેટલાક જખમી થયા છે અને કેટલાક અશક્ત થઇ ગયા છે; પણ હવે કોઇ આપણી સામે થાય એવું કોઇ નથી. "

" કેવો ભયંકર દેખાવ, વ્હાલા ?–"રૂથ ભયથી થરથરતી બબડી.

" એ વાતજ તારા મનમાંથી કાઢી નાખ. વ્હાલી ! નહિ તો તારા કોમલ હૃદયને નકામું દુઃખ થશે. તું એવી ભયભરી વાતોનું સ્મરણ કરવા ત્રસાઇ નથી. હવે જે વીરત્વ તેં આપણી ન્હાસભાગ દરમિયાન બતાવ્યું હતું તેવુંજ વીરત્વ પુનઃ ધારણ કરવાની હું તને અરજ કરૂં છું. હું જનરલ ઑલિફન્ટ સાથે જઇ પેલા બદમાસ કાવત્રાબાજ કર્નલને તથા તેના નીચ સહાયકને ન્યાયના પ્રતિનિધિને સોંપું છું. ગભરાતી ના, વ્હાલી ! હવે કોઇ પણ દુસ્મન તને હેરાન કરે એવો નથી—"

બન્ને પ્રેમીઓએ બીજી બેચાર પ્રેમભરી વાત ધીમા સ્વરે કરી. પછી લૉરેન્સે પોતાની યુવાન નવવધુ તે ઝુંપડીના માણસોને સોંપી અને પોતે જનરલ ઑલિફન્ટ સાથે બહાર નીકળ્યો. એક છોકરો જનરલ અને લૉરેન્સના અશ્વો પકડી ઉભો હતો. બન્ને વીરો પોતાના અશ્વપર સવાર થયા અને પેલા છોકરાને રૂથના અશ્વની સંભાળ લેવાની આજ્ઞા કરી આગળ ચાલ્યા.

અમેરિકન સંસ્થાનોનો ગવર્નર જનરલ અને તેનો બહાદુર મિત્ર લૅારેન્સ હવે જે જગ્યાએ પ્રથમ યુદ્ધ થયું હતું તે તરફ આવવા ઉપડ્યા. રસ્તામાં લૅારેન્સે જનરલને જણાવ્યું કે તેણે સર ગ્રેહામને જમણા હાથપર ગંભીર જખમ કર્યો હતો અને તેને જનરલ ઑલિફન્ટના નોકર હેન્રી તથા બીજા ત્રણ ચાર ખેડૂતોના કબજામાં સોંપ્યો હતો. જ્યાં ડ્રેગુનના સિપાઇઓનું રકત રેડાયું હતું ત્યાં જઇ પહોંચતાં જનરલ અને લૅારેન્સે કર્નલ ગ્રેહામને રસ્તાની એક બાજુએ ડગલો કાઢી બેઠેલો જોયો. હેન્રી તેના જખમપર પાટો બાંધતો હતો. એક સશક્ત ખેડુત હાથમાં એક કુહાડી લઈ ચોકીદાર તરિકે બાજુમાં ઉભો હતો. બધાની નજર કર્નલપર હતી કારણ કે લૅારેન્સે તેમને ઇનામની લાલચ આપી હતી. બીજા બે ત્રણ ખેડૂતો જખમી થયલા સૈનિકોને નજીકના ઘરમાં લઇ ગયા હતા અને હવે તેઓ મૃત સૈનિકોના શબ ઉપાડી જતા હતા. ગ્રેહામના બાર સૈનિકોમાંથી સાત યમશરણ પહોંચી ગયા હતા. બેને પ્રાણઘાતક ઇજા થઇ હતી. ત્રણ અશકત થઇ ગયા હતા, પણ તેમના જીવન જોખમમાં ન્હોતાં. જનરલ અને લૅારેન્સે તરતજ ઘાયલ થયલા સૈનિકોની સારવારની ગોઠવણ કરી અને જેઓ તેમાં મદદ કરવા લાગ્યા તેમના ખીસા તેમની ઉદારતાથી તર થવા લાગ્યા.

જખમી સૈનિકોની સારવાર માટેની પારમાર્થિક ગોઠવણ કર્યા પછી તેઓ જ્યાં કર્નલ ગ્રેહામ બેઠો હતો ત્યાં આવ્યા. કર્નલને બાજુના ઘરમાંના ખેડૂતોએ પોતાના ઘરમાં આવવાનું કહ્યું હતું પણ કર્નલે અભિમાનથી તેમની છાયા નીચે જવાની ના પાડી હતી. તેના બહાદુર શત્રુઓ જ્યારે તેની પાસે આવ્યા ત્યારે તેને તેના જખમથી અપાર દુઃખ થતું હતું અને તેના શરીરમાંથી ઘણું રક્ત વહી જવાથી તે ઘણો અશક્ત થઇ ગયો હતો છતાં તેણે તેમના તરફ ક્રોધ-ધિક્કાર અને ઝનુની લાગણીથી જોયું.

“ હું હમણા તમારા હાથમાં છું છતાં હું તમારી પાસે કોઇ પણ જાતની દયાની માગણી કરતો નથી. મારી સાથે તમારે જેમ કરવું હોય તે કરી લ્યો. મને તેની પરવા નથી. આ ખેડૂતોએ મને પોતાના ઘરમાં આવવા કહ્યું હતું. પણ મેં તેમની માગણી સ્વીકારી નથી. આજના બનાવ સંબંધી તમારે મારી સામે જે પગલાં લેવા હોય તે લેવાને તમે સ્વતંત્ર છો—”

"કેટલાક સંયોગ એવા હોય છે, કર્નલ ગ્રેહામ !–" જનરલ ઍાલિફન્ટ ગંભીર સ્વરે બોલ્યો.

"કે એક શત્રુની નિરાશા અને પરાજયજ તેના અન્યાયી અને નીચ કર્મની સજા માટે પૂરતાં થઇ પડે છે; પણુ આ સંયોગ તમને લાગુ પડતા નથી. તમારૂં વર્તન નીચમાં નીચ પૂરવાર થયું છે. તમે એક નવલ દમ્પતિના સુખ વૈભવને ધૂળમાં મેળવ્યાં હોત. તમે એક વીર યુવાનની નવ પરણિતા તેના હસ્તમાંથી ખૂંચવી લીધી હોત. અને જે પ્રણયસુખ ભોગવવા તેમનાં હૃદયો અધીરાં થઇ રહ્યાં હતાં તેના ઉપભોગને બદલે તેમનાં કોમલ હૃદયો ચીરાઇ ગયાં હોતઃ પ્રભુની કૃપાથી તમારાં આવાં નીચ કાવત્રાં છતાં પણુ એ નવદમ્પતિનું સુખ લૂંટાયું નથી, તેમની સ્વર્ગિય આશા નષ્ટ થઇ નથી. પણુ ઉલટી જેણે તેમને દુઃખી કરવા ધાર્યાં હતા તેજ દુઃખમાં આવી પડયો છે. પ્રભુનો ન્યાય કેટલો પવિત્ર છે તે તમે એ પરથી સમજી શકશો. પણુ તમારા લોહીના તરસ્યા હૃદયની નીચતા આટલાથી જ પૂરી થતી નથી. તમે તમારા સ્વાર્થ માટે–તમારી નીચ, વિકારી ઇચ્છા તૃપ્ત કરવા માટે તમારી સેનામાંના સાત મનુષ્યોના પ્રાણુ લેવરાવ્યા છે. આ બે પણ વધુ વખત કાઢે એમ મને લાગતું નથી. આવા નીચ ભયંકર કૃત્ય માટે તમને ન્યાયપૂર્વક સજા થવીજ જોઇએ. આથી તમને કોઇ મૅજીસ્ટ્રેટ પાસે લઇ જવાની મારી ધારણા છે કે જે સાક્ષીઓની જુબાની નોંધી લઇ તમારી સ્હામે કાયદેસર કામ ચલાવે–"

"તમારે જોઇએ તેમ કરો–" કર્નલે હજુ પણ ધિક્કાર, ઝનુન, વેર અને ક્રોધની લાગણીથી જનરલ તરફ જોઇ કહ્યું.

આ સમયે લૅારેન્સનો નોકર અને રૂથની દાસી તે જગ્યાએ આવી પહોંચ્યાં. ડ્રેગુનના સિપાઇઓ તેમના શેઠ તથા શેઠાણીની પાછળ પૂર વેગે ધસવાથી તેમનું શું થશે એવી ભયભરી લાગણીથી તેઓ ત્વરિત વેગે અશ્વો દોડાવી આવ્યાં હતાં. અહિં આવી પહોં-ચતાં રસ્તાપર લોહીના ડાઘા જોઇ તેમને કમ્પારી આવી અને તેમના મગજમાંથી કંઈ કંઇ ભયભર્યા તરંગો પસાર થઇ ગયા. સર હેકટર ગ્રેહામ સિવાય બીજા બધા સૈનિકોને ત્યાંથી લઇ જવામાં આવ્યા હતા છતાં ત્યાં ભયંકર કાપાકાપી થઇ હશે એમ બન્ને દાસદાસીની ખાત્રી થઇ ગઇ. લૅારેન્સે તરતજ રૂથની સલામતી વિષે તેમને ખાત્રી આપી અને તે કઈ જગ્યાએ હતી તે પણુ જણાવ્યું.

આથી તેઓ જે ન્હાની પર્ણકુટિમાં રૂથ હતી ત્યાં ગયાં અને તેમણે ત્યાં જઇ કંઇ કંઇ શંકા કરતી રૂથને આશ્વાસન આપ્યું કે તેનો પતિ તથા જનરલ ઑલિફન્ટ કોઈ નવી આફતમાં આવ્યા નથી. અમારે આ સ્થલે કહેવું જોઇએ કે જનરલ ઑલિફન્ટે મમતાળુ લાગણીથી પોતાના નોકર હેન્રીને કંઇ જખમ થયો છે કે કેમ તેની તપાસ કરી હતી અને તે બહાદૂર નોકર જનરલની પોતા પ્રત્યેની લાગણીથી એટલો બધો આનંદિત થયો કે તેને કોઈ જાતની ઇજા થઇ નથી એમ કહેતાં તે મલકાઇ ગયો ! જનરલ ઑલિફન્ટ જેવો એક વિશ્વવિખ્યાત યોદ્ધા હેન્રી જેવા સામાન્ય સૈનિકની-સામાન્ય નોકરની પરવા કરે એ હેન્રી માટે એક જાતનું માન હતું. ઑલિફન્ટે હેન્રીની વીરતાની પ્રશંસા કરી અને એ પ્રશંસાના શબ્દો હેન્રીને કિંમતીમાં કિમતી ઇનામ કરતાં પણ વધુ મૂલ્યવાન જણાયા.

તપાસ કરતાં તેમને જણાયું કે ટોટનહામની નજીકમાં એક સુલેહનો અમલદાર ( justice of the peace ) રહેતો હતો. તેનું નિવાસસ્થાન લગભગ દોઢેક માઇલને છેટે હતું. હમણાં સાંજના ચાર વાગ્યા હતા. આથી જનરલ ઑલિફન્ટે સર હૅક્ટર ગ્રેહામને ન્યાયના પ્રતિનિધિ સમક્ષ લઇ જવાનો નિશ્ચય કર્યો. લૉરેન્સે એક સાક્ષી તરીકે સાથે જવાની જરૂર હતી. તેથી હેન્રી-ઑલિફન્ટનો નોકર રૂથને તેના પતિને હજુ એક બે કલાક મોડું થશે એવી ખબર કહેવા ગયો. સર હેક્ટર ગ્રેહામને અશ્વપર બેસવાની આજ્ઞા થઇ. તેનો જમણો હાથ જખમી થવાથી તથા લોહી વહી જવાને લીધે આવેલી અશક્તિને લીધે તેને ઘોડાપર સવાર થતા એક જણની સહાય લેવી પડી.

ઑલિફન્ટ તેના જમણા હાથપર અશ્વારૂઢ થયો અને લૉરેન્સે પોતાનો અશ્વ તેની ડાબી બાજુએ રાખ્યો. કર્નલ વચમાં કેદી જેવો ચાલવા લાગ્યો. આ રીતે તેઓ મૅજીસ્ટ્રેટને ઘેર જવા ઉપડયા.

મૅજીસ્ટ્રેટ એક મ્હોટો જાગીરદાર હતો અને તેનું સુન્દર મકાન ખેતરોની વચ્ચે આવેલું હતું. જ્યારે તે ત્રણ સૈનિકો ત્યાં જઇ પહોંચ્યા ત્યારે તે ઘરમાંજ હતો; અને જ્યારે તેને જણાવવામાં આવ્યું કે તેણે એક ન્યાયના પ્રતિનિધિ તરીકે પોતાનું પવિત્ર કર્ત્તવ્ય બજાવવાનું છે ત્યારે તેણે કેસની હકિકત લક્ષપૂર્વક સાંભળવા માટે સર્વેને પોતાના ભોજનગૃહમાં બેસાડયા. આ સ્થલે અમે તેના બાહ્ય સ્વરૂપનું યત્કિંચિત વર્ણન કરીશું તો તે અસ્થાને નહિ ગણાય. તે હવે વૃદ્ધ

થવા આવ્યો હતો, યુવાનીનું જોમ તેનામાંથી ઉડી ગયું હતું. સ્ટુઅર્ટ રાજ્ય કુટુંબનો તે ચુસ્ત ભક્ત હતો અને એ રાજ્ય કુટુંબ માટે ગમે તેવાં જોખમ વહોરવા હમ્મેશ તત્પર રહેતો. સર હેક્ટર ગ્રેહામ રાજાના સૈન્યમાં કર્નલની ઉચ્ચ પદવી ધરાવતો હતો. આવા એક સૈનિકે આવું નીચ અને દુષ્ટ કૃત્ય કર્યું છે એ વાત સાંભળતાં પ્રથમ તેના વદનપર શોક અને મુઝવણની છાયા છવાઈ. મૅજીસ્ટ્રેટને એક ચાલાક ભત્રીજો હતો. તે ઉચ્ચ શિક્ષણ મેળવવા ભાગ્યશાળી થયલો હોવાથી આ પ્રસંગે સાક્ષીઓની જુબાની નોંધી લેવાનું કામ તે કરતો હતો. વિશ્વવિખ્યાત રણપંડિત વીરચુડામણી ઑલીવ્હન્ટ તે મૅજીસ્ટ્રેટના છાપરા નીચે આજે છે એ વાતની જ્યારે તેમને ખબર પડી ત્યારે સઘળાઓની અજાયબી અને આનંદનો પાર રહ્યો નહિ.

તે બહાદૂર યોદ્ધાએ એક ચોળાયલી ચીઠ્ઠી જે 'રાઇહાઉસ' ની નજીકમાં તેના નોકરને મળી હતી તે મૅજીસ્ટ્રેટ સમક્ષ રજુ કરી. એ ચીઠ્ઠી એક લંડનના અમુક લત્તામાંની ઘરવાળી બાઇ પર લખવામાં આવી હતી. તે ચીઠ્ઠી નીચે પ્રમાણે હતીઃ—

"આજે બપોર અથવા વધુમાં વધુ સાંજ સુધીમાં તમારે એક યુવાન કન્યાનો સત્કાર કરવાની સઘળી તૈયારી કરી રાખવી કે જેને હું તમારે ત્યાં રાખવા માગું છું. તેણી અસામાન્ય સૌન્દર્યની સ્વામિનિ છે; અને જ્યારે તમે તેને જોશો ત્યારે મ્હારી રસિકતા માટે તમે મ્હારી પ્રશંસા કર્યા વિના રહેશો નહિ. તે તેજ સ્વર્ગની પરી છે કે જેને હું થોડા દિવસ પહેલાં તમારે ત્યાં હરણ કરી લાવવાનો હતો; પણ તે સમયે તેનો પ્રેમી અચાનક આવી પડવાથી તથા મારા માણસો હિમ્મત હારી જવાથી મારી આશા પાર પડી ન હતી. આ સમયે મેં મ્હારી જાળ ઘણી ચાલાકીથી બીછાવી છે અને તેથી મ્હારી યુક્તિ નિષ્ફળ જાય એ અસમ્ભવિત છે. આજે બપોરે બે વાગ્યા પછી હોડેસ્ડનથી લંડન જતાં વરકન્યાને તમારી આંખો સ્હામે જુઓ—એ નવદમ્પતિ આનંદથી રસ્તો કાપતું હશે—તેવામાં નવવધુને મારા બહાદૂર સૈનિકો ઉપાડી જશે! એકલો તેનો પતિ અમારી સ્હામે થઇ શકશેજ નહિ. આવી મ્હારી બાજી છે. તમે સમજી શકશો કે એમાં હું પરાજિત થાઉં એમ નથી. જ્યારે તમે એ લલિત યોજનાને જોશો ત્યારે એને માટે

ગમે તેવાં સાહસ—ગમે તેવાં જોખમ કુછ વિસાદમાં નથી એવી તમારી ખાત્રી થશે. આથી આ ચીઠ્ઠી મળતાં અમારા સત્કાર માટે તૈયાર રહેજો—અમારા નિવાસ માટે ઓરડાઓ તૈયાર કરી રાખજો—અમે તમારા ઘરમાં થોડાક દિવસ રહેવાના છીએ. તમારી સેવાનો બદલો ઉદારતાથી વાળવામાં આવશે તેની ચિંતા કરશો નહિ.

હૅકટર ગ્રેહામ.

આ ચીઠ્ઠી વંચાતાંજ સર હૅકટર ગ્રેહામના હોંસકોસ ઉડી ગયા. તેણે એ ચીઠ્ઠી જે સ્ત્રીને ત્યાં એ રૂથને લઇ જવાનો હતો તેનાપર લખી હતી અને તે તેના નોકર હમ્ફ્રી કલીન્ટનની બેદરકારીથી જનરલ ઍાલિફન્ટના હાથમાં આવી હશે એવી કલ્પના આવતાં હમ્ફ્રીપરના તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. હજુ સુધી જનરલ તેની યુક્તિ પાણીમાં નાખવા કટોકટ વખતે શી રીતે આવી પહોંચ્યો તે તે જાણતો ન્હોતો પણ હવે સઘળું દિવાની જ્યોત જેવું ખુલ્લું થઇ ગયું. જનરલ એલિફન્ટ રાઇહાઉસમાંથી પોતાના રસાલાને મળવા હર્ટફર્ડ જવાને બદલે લંડન તરફના રસ્તાપર શી રીતે આવ્યો તે આ ચીઠ્ઠીપરથી પ્રકાશમાં આવી ગયું. લૉરેન્સ લીને તેણે ઉતાવળમાં થોડીક વાત કહી હતી. પણ આ ચીઠ્ઠીદ્વારા તેણે કર્નલની નીચ યુક્તિ જાણી હતી એ વાત કહેવાની રહી ગઇ હતી. લૉરેન્સે એ વાત હમણાજ મૅજીસ્ટ્રેટ સમક્ષ તે નોટ વંચાઇ ત્યારેજ જાણી.

મૅજીસ્ટ્રેટ એક સદ્‌ગૃહસ્થ હતો. સ્ટુઅર્ટ રાજ્યકુટુંબનો તે પ્રશંસક હોવાથી રાજાના સૈન્યમાંના કોઈ પણ પદવીધર સૈનિકના અયોગ્ય વર્તન તરફ સહેજસાંજ આંખ મીચામણી કરવા એ તૈયાર હતો. પણ તેથી કંઇ તેનામાં નીતિ અને પવિત્રતા માટેની લાગણી ન્હોતી એમ ન્હોતું. ન્યાય, નીતિ અને પવિત્રતા માટે તેના હૃદયમાં જ્વલંત લાગણી હતી. વળી તે એક પુત્રીનો પિતા અને એક પત્નિનો પતિ હતો. આથી કર્નલ ગ્રેહામની નીચ અને દુષ્ટ યુક્તિ જો પાર પડી હોત તો તરતનાજ પરણેલા અને અવનવા સુખની આશા રાખતાં નવલ દમ્પતિનાં સુખસ્વપ્નો કેવી રીતે હવામાં ઉડી જાત તે તે સમજી શક્યો. લૉરેન્સ તો રૂથને માટે જે વિકારી લાગણી પેલી ચીઠીમાં કર્નલે વ્યક્ત કરી હતી તે સાંભળી લાલપીળો થઈ ગયો. તેની આંખો ક્રોધાગ્નિથી ભભકી નીકળી અને તેણે લાલ આંખોએ

કર્નેલ તરફ અતિશય ધિક્કારથી જોયું જે યુવાન જુબાની નોંધ લેતો હતો તે પણ પોતાનો ધિક્કાર છુપાવી શકયો નહિ. તેણે પણ તિરસ્કાર પૂર્ણ નજરે કર્નેલ તરફ જોઈ તેના દુષ્ટ કૃત્ય તરફ પોતાનો ધિક્કાર વ્યક્ત કર્યો.

ઑલિફન્ટ અને લૅારેન્સે જે બનાવ બન્યો હતો તે અથથી ઇતિ સુધી મૅજીસ્ટ્રેટને કહી સંભળાવ્યો અને પેલા યુવાને તે અક્ષરે અક્ષર લખી લીધો. જ્યારે જુબાની લખાઇ રહી ત્યારે મૅજીસ્ટ્રેટે કર્નલ ગ્રેહામને સખ્ત અને ગમ્ભીર સ્વરે કહ્યું.

" તમારે તમારા બચાવમાં કંઈ કહેવું છે, સર હૅકટર ? મને નથી લાગતું કે તમારે કંઇ કહેવાનું હોય; કારણ કે તમારી નીચ અને દુષ્ટ લાગણી તમારા પોતાના હસ્તાક્ષર પરથીજ પૂરવાર થઇ ગઇ છે. તમારામાં જો મનુષ્યની લાગણી હોય તો તમારે તે પવિત્ર યુવતીના પતિ આગળ ઘુંટણીએ પડી તેની ક્ષમા માગવી જોઇએ કે જેનું સુખ લુંટી લેવાની અમાનુષી વૃતિને લીધે તમે આવું રાક્ષસી કૃત્ય કર્યું છે—"

" નહિ. સાહેબ ! હવે એણે મારી ક્ષમા માગવાની જરૂર નથી. સમાજના જે પવિત્ર નિયમોનો એણે અનાદર કર્યો છે તે માટે હવે સમાજજ એને શિક્ષા કરશે અથવા તો ક્ષમા આપશે—" લૅારેન્સ બોલ્યો.

" આ બનાવ દરેક રીતે ઘણોજ ગમ્ભીર છે–" તે વૃદ્ધ મૅજીસ્ટ્રેટ બોલ્યો.

" આ દુષ્ટ કૃત્યને યોગ્ય સજા થવીજ જોઈએ કે જેવી સજા કરવાની મને સત્તા નથી. આથી આ કેસ, મ્હારે ન્યાય મંદિરમાં મોકલી આપવો પડશે. હું આરોપીને કેદમાં મોકલવાનું હૂકમનામું કરી આપું છું—"

"બસ કરો, સાહેબ !–" ન્યુગેટ જેલના ભયંકર દરવાજા કર્નલ ગ્રેહામની નજર સ્હામે દેખાતાંજ એ અભિમાની સૈનિક ખીજવાઇને બોલ્યો.

"નામદાર મહારાજાની સેનાના એક કર્નલને જેલમાં મોકલી તેની અપકીર્તિ કરવાની તમે હિમ્મત કરી શકશો નહી......"

"હું મ્હારૂં કર્તવ્ય બજાવવા માગું છું, સાહેબ ! અને કાયદા પ્રમાણે તમને ' ન્યુગેટ ' કેદખાનામાં લઇ જવાનો હું હૂકમ કરૂંછું–"

મૅજીસ્ટ્રેટે આવા સંયેગોમાં સખત થવાની જરૂર છે એમ લાગતાં સત્તાદર્શક સ્વરે કહ્યું.

"મેજર લી-જનરલ ઑલિફન્ટ-"મોત જેવો ફીકકો પડી-પગથી માથા સુધી ધ્રુજતો કર્નલ વિનિત સ્વરે બોલ્યો.

" હું તમને વિનંતી કરૂં છું-નહિ.—આશા રાખું છું-નહિ. તમારી દયા માગું છું. વિચાર કરો સાહેબ! એથી મારો સર્વ નાશ થશે......પણ નહિ......" અચાનક તેનું સ્વાત્માભિમાન પુનઃ સ્ફૂરી આવ્યું અને પોતાના શત્રુઓ પાસે દયા માગવા માટે તે હવે પસ્તાવા લાગ્યો.

" હું મ્હારા અયોગ્ય શબ્દો પાછા ખેંચી લઉંછું. જનરલ ઑલીફન્ટ! જાણે એ શબ્દો બોલાયાજ નહિ હોય એમ માની લો. અને તમે પણ મી૦ લી! એમજ સમજજો-" આ વખતે તેણે લૅારેન્સને " મીસ્ટર" કહ્યો પણ અલ્પ સમય પહેલાંજ તેણે તેને "મેજર લી" કહી માન આપ્યું હતું.

" હવે સાહેબ!-" તે શાન્તિથી તથા દમામથી મૅજીસ્ટ્રેટ તરફ ફરી બોલ્યો.

" તમારૂં હૂકમનામું તૈયાર કરો. હું આશા રાખું છું કે કેદખાના સુધી મારી સાથે કૉન્સ્ટેબલ મોકલી મારી અપકીર્તિ કરાવવાનું તમે પસંદ કરશો નહિ. હું એક સૌનક અને ગૃહસ્થ તરિકે વચન આપું છું કે હું અહિંથા સીધો કેદખાનામાં જઇશ—"

આ સાંભળી શું રસ્તો લેવો તે માટે મૅજીસ્ટ્રેટે જનરલ ઑલિફન્ટ અને લૅારેન્સ તરફ જોયું. બન્ને સાથે બોલી ઉઠયા:

" ભલે એમ થાય "

" હા. ભલે એમ થાય-" જનરલ બોલ્યો.

" હું નથી ધારતો કે મહારાજાનો એક સેનાપતિ પોતાનું વચન તોડી પોતાની કીર્તિ કલંકિત કરે—"

" હું તમારૂં વચન માનું છું, સર હેકટર ગ્રેહામ!-" તે મૅજીસ્ટ્રેટ બોલ્યો.

" મ્હારો ભત્રિજો ફ્રેડ્રીક તમારી સાથે રહેશે. તમને કેદમાં લઈ જવાનું વારંટ લઇ તે સત્તાવાળાને આપવા માટે તેણે તમારી સાથે આવવાની જરૂર છે."

કર્નલ ગ્રેહામ નમ્યો. હૂકમનામું તૈયાર કરવામાં આવ્યું. જનરલ ઑલિફન્ટ અને લૉરેન્સે મૅજીસ્ટ્રેટે આ કેસપર સમ્પૂર્ણ લક્ષ આપવા માટે તેનો આભાર માન્યો અને તેની રજા લીધી પણ જતી વખતે તેઓએ કેદીપર નજર નાખવાની દરકાર સુદ્ધાં કરી નહિ.

પુનઃ ઘોડેસ્વાર થઈ તે વીર મિત્રો રૂથ જે પૂર્ણકૂટિમાં આરામ લેતી હતી ત્યાં આવી પહોંચ્યા. રસ્તામાં જનરલે લૉરેન્સને જણાવ્યું કે હવે કોઈ જાતનો ભય નથી તેથી તે પોતાના રસાલાને મળવા હર્ટફર્ડ જશે. વળી પોતાનો નોકર તથા અશ્વ આરામ લઇ શકે તે માટે એડમન્ટનના એકાદ વિશ્રાંતિભુવનમાં થોડીકવાર આરામ લેવાની પોતાની ઇચ્છા જાહેર કરી. નોકર તથા અશ્વ માટેની જનરલની ચિંતા જોઈ લૉરેન્સ ઘણોજ રાજી થયો અને એ બહાદૂર યોદ્ધાએ આજે જે અમૂલ્ય સહાય કરી તેનું લૂંટાતું સુખ બચાવ્યું હતું તે માટે અત્યંત આભારી હૃદયે તેનો આભાર માન્યો.

તેઓ તે પર્ણકૂટિમાં જઇ પહોંચ્યા. રૂથ પોતાના પતિને તથા તેના સાહસિક વીર મિત્રને જોઇ ઘણી પ્રફુલ્લ થઈ. હવે બધા એકમેકની રજા માગવા લાગ્યા. ઑલિફન્ટ અને તેનો નોકર એકાદ હૉટલ તરફ ગયા જ્યારે લૉરેન્સ અને રૂથ લંડન પ્રતિ માર્ગ કાપવા લાગ્યાં. જેઓએ રૂથને આશરો આપી તેણીની સારવાર કરી હતી તેમની સેવાનો તેમની ધારણા ઉપરાંત બદલો મળ્યો હતો એમ કહેવાની આ સ્થળે જરૂર છે.

પતિપત્નિ સહીસલામત લંડન પહોંચ્યાં અને રાત્રે સાડાઆઠ વાગે જનરલ ઑલિફન્ટના ભવ્ય બંગલામાં ગયાં કે જે બંગલો જનરલે તેમને વાપરવા આપ્યો હતો.

વાંચનાર, પુનઃ તેમને એકલાં મૂકવાની આવશ્યકતા છે. જે ભયંકર જોખમમાંથી તેઓ પસાર થઇ આવ્યાં છે, તે પછી એકમેકની આંખોમાં આંખો પરોવી સ્નેહજીવનની મીઠાશ ચાખવાને ઉભય પ્રેમીઓ અધીરાં થઇ રહ્યાં છે!

# પ્રકરણ ૨૧ મું.

## ફ્રેડ્રીક સેલ્બી.

હવે આપણે કર્નલ ગ્રેહામ પાસે પાછા જઇશું કે જેને આપણે મૅજીસ્ટ્રેટના ઘરમાં છોડી આવ્યા છીએ. વાંચનારને ખબર છે કે ન્યુગેટ કેદખાનામાં જવાની વાત આવતાં કર્નલ ગ્રેહામ કમકમી ગયો હતો; પણ કંઈ વિચાર આવતા પુનઃ તે શાન્ત થયો હતો અને જનરલ તથા લૅારેન્સની દયા યાચનારા જે શબ્દો તે બોલ્યો હતો તે પાછા ખેંચી લીધા હતા. તે સમયે તેનું અભિમાન એક વિચારથી પુનઃ જાગ્રત થયું હતું. આ વિચાર ડચેસ ઓફ પોર્ટસમથ સાથેની તેની મિત્રતાને લગતો હતો. ડચેસની ઇચ્છાથીજ તેણે રૂથનું હરણ કરવાનું જોખમ માથે વહોર્યું હતું; અને તેથી જો ડચેસ તેના શરમ ભર્યા પરાજયની વાત જાણે તો તેને કેદખાનામાં જતો ગમે તે ભોગે બચાવે એવી તેની ખાત્રી હતી. ડચેસે તેને બચાવવોજ જોઇએ—ડચેસ તેને બચાવશેજ એવી તેના મનમાં ધમક હતી. રાજાપર ડચેસની સત્તા અસામાન્ય હતી આથી જો કર્નલને ન્યુગેટ કેદખાનામાં ગમ્ભીર ગુન્હો કરવા માટે કેદ પૂરવામાં આવશે તો ત્યાંથી તરત તેને ડચેસ પોતાની સત્તાના બળે મુક્ત કરી શકશે. વળી તેણે સીધા કેદખાનામાં જવાના સોગન ખાધા તે સમયે એક બીજી જાતની આશા તેના હૃદયમાં જન્મી હતી કે જેનું પરિણામ આ પ્રકરણમાં વાંચનારની જાણમાં આવશે.

હર્ટફર્ડથી સવાર થયા પછી માર્ગમાંની અત્યંત વેગભરી મુસાફરીને લીધે કર્નલને ઘોડો તદ્દન આવી રહ્યો હતો. તેથી મૅજીસ્ટ્રેટે તેને પોતાના તબેલામાંથી એક બીજો અશ્વ આપ્યો. એક બીજો અશ્વ મૅજીસ્ટ્રેટના*ભત્રિજા માટે તૈયાર કરવામાં આવ્યો. ફ્રેડ્રીક સેલ્બીએ મૅજીસ્ટ્રેટનું હૂકમનામું પોતાના કબજામાં લીધું અને બીજું કંઇ કામ બાકી ન રહેવાથી તેઓએ ત્યાંથી પ્રયાણ કરવાની તૈયારી કરી. સર્હેકટર ગ્રેહામના શરીરમાંથી રક્ત વહી જવાથી તે અશક્ત થઇ ગયો હતો. તેથી તેને ભોજન આપવામાં આવ્યું પણ મૅજીસ્ટ્રેટે એ સિવાય કેદી તરફ બીજી કોઈ પણ જાતની દિલસોજી બતાવી નહિ કે જે કેદી એક નીચમાં નીચ દુષ્ટ પૂરવાર થયો હતો.

સર હૅક્ટર અને મૅજીસ્ટ્રેટનો ભત્રિજો પોતપોતાને માટે તૈયાર કરેલા અશ્વપર સવાર થયા; પણ તેઓ તે ભવ્ય મૅનશન છોડી રસ્તે પડે તે પહેલાં તે વયોવૃદ્ધ ન્યાયાધિશે કર્નલ ગ્રેહામને તેના એક ગૃહસ્થ તથા એક સૈનિક તરિકેના પવિત્ર વચનની સ્મૃતિ કરાવી તે વચન વફાદારીથી પાળવાની સલાહ આપી.

" સાહેબ ! આપ મારા વચનપર વિશ્વાસ મૂકી મારી સાથે કૉન્સ્ટેબલ મોકલતા નથી તે માટે હું આપનો આભાર માનું છું અને હું આપને ખાત્રી આપું છું કે હું મારૂં વચન તોડવાનો લેશમાત્ર પ્રયાસ કરીશ નહિ. "

" ઠીક છે. હવે એ વાત જવા દો. સાહેબજી, સર હેક્ટર ! હું શુદ્ધ અંતઃકરણથી ચાહું છું કે, હાલના કેસનું ગમે તે પરિણામ આવે પણ તેથી તમે તમારા વિકારોપર કાબુ રાખતાં શીખશો અને ભવિષ્યમાં આવું નિંદનીય કાર્ય કરવા તૈયાર થતાં અચકશો–" મૅજીસ્ટ્રેટ ગમ્ભીર સ્વરે બોલ્યો.

કર્નલે આ ટીકાના જવાબમાં કંઇજ કહ્યું નહિ. તેણે મૅજીસ્ટ્રેટને નમન કરી, પોતાના સાથી મૅજીસ્ટ્રેટના ભત્રિજા સાથે અશ્વ ચલાવવા માંડયો.

હમણાં સાંજના સાત વાગ્યા હતા. અકટોબર મહિનો પૂરો થવા આવ્યો હતો. આથી એ રૂતુમાં આટલે સમયે તો રાત્રી પડી જાય છે. હમણાં અંધકાર ચારે પાસ ફેલાઇ ગયો હતો. લંડન જવાનો માર્ગ ઘણોજ નિર્જન હતો. હોલો વે સુધીનો રસ્તો તો વર્તમાન સમયે પણ વિજન છે–પણ અમે જે કાલની વાત કરીએ છીએ તે સમયે તો એ રસ્તાપર ભાગ્યે એકાદ ઝુંપડું નજરે પડતું. શહેરમાં પહોંચ્યા સિવાય મનુષ્યના દર્શન ભાગ્યેજ એ રસ્તાપર થતા. આઇલીંગ્ટન પણ તે સમયે એક નજીવી વસ્તીવાળું ગામડું હતું. હોલોવે, પેન્ટન વીલે, કૅમડન ટાઉન અને ટેમ્સ નદિની ઉત્તરે આવેલાં ભવ્ય અને વિશાલ પરાંઓ જે લંડન શહેરની વિશાલતા વધારે છે તે સર્વે તે સમયે અસ્તિત્વમાં ન હતાં. ખેતરો, વૃક્ષો, ખાડા ટેકરા અને ન્હાની ન્હાની ટેકરીઓ, ઝાડીઓ અને જંગલો જ્યાં હમણાં ભવ્ય ઇમારતોની હારની હાર ઉભી છે ત્યાં નજરે પડતાં હતાં. આવી સ્થિતિ હોવાથી સર હેક્ટર ગ્રેહામ અને તેના સાથીને જે રસ્તે મુસાફરી કરવાની હતી તે રસ્તો ઉજ્જડ અને વેરાન હતો. આથી ફ્રેડીકના અશ્વના સૅડલપર

શસ્ત્રો બાંધવામાં આવ્યા હતા તેથી આશ્ચર્ય પામવાની જરૂર કર્નલને ન્હોતી છતાં સર હૅક્ટર ગ્રેહામને વિચાર આવ્યા વિના રહ્યો નહિ કે ફક્ત બહારવટીઆઓ અને લૂટારાઓના હુમલા સ્હામે બચાવ કરવાનેજ ફ્રેડ્રીક સશસ્ત્ર થઈ, કમ્મરે તલવાર લટકાવી આવ્યો ન્હોતો.!

જો સર હૅક્ટરના મગજમાં ન્હાસી જવાનો વિચાર પ્રવેશ થવા પામે અને તેમ કરી તે જો પોતાનું પવિત્ર વચન તોડે—કે જે એક નીચમાં નીચ અને ભ્રષ્ટમાં ભ્રષ્ટ બુદ્ધિનો બદમાસ પણ પોતાને એક ગૃહસ્થ કહેવરાવવા માગતો હોય તો ન તોડે—એવી ઑલીફન્ટ અને લૉરેન્સની માન્યતા હતી—તો તેની આશા સફલ થવાનો સમ્ભવ ન્હોતો. સર હેક્ટર નિઃશસ્ત્ર હતો. તેની તલવાર યુદ્ધભૂમિપરથી બાજુના ખેડૂતના ઘરમાં બીજા શસ્ત્રો સાથે લઇ જવામાં આવી હતી. આથી તેની પાસે કોઇ જાતનું હથિયાર ન્હોતું. એટલુંજ નહિ પણ તેનો જમણો હાથ ઘવાયો હતો. તેમાંથી પુષ્કળ લોહી નીકળી જવાથી તે ઘણો અશક્ત થઇ ગયો હતો. આથી કોઈ પણ જાતનું સાહસ કરી શકે એવી સ્થિતિમાં તે હમણાં ન હતો. બીજી બાજુએ મૅજીસ્ટ્રેટનો ભત્રિજો એક સુદૃઢ અને સબલ યુવાન હતો. તેનો દેખાવ તેની ચપલતા અને બુદ્ધિમતા બતાવતો હતો; અને તેની પાસે શસ્ત્રો હતા તે પરથી તે કેમ વાપરવાં તે તે સારી પેઠે જાણતો હતો એ ચોક્સ હતું. તેના વદનપર એક જાતની અડગ નિશ્ચિતતા જણાતી હતી. તે જોતાંજ તેને વિનંતી કરી, તેની દયા માગી બચી જવાનો વિચાર કર્નલ ગ્રેહામને તજી દેવો પડ્યો. વળી એવી વિનંતી નિષ્ફળ જાય એવી પણ કર્નલની ખાત્રી હતી કારણ કે જુબાની લખતી વખતે ફ્રેડ્રીક સેલ્બીએ તેની નીચતા તરફ સ્પષ્ટ ધિક્કાર વ્યક્ત કર્યો હતો તે કર્નલ જાણતો હતો.

"આ રસ્તો ઘણોજ નિર્જન છે—" તેઓ સહેજ આગળ ચાલ્યા પછી તે બોલ્યો.

"હા. અને અહિં બદમાસોનો ભય હોવાને લીધે મેં મારી સાથે હથિયારો લઇ લીધાં છે—"મૅજીસ્ટ્રેટના ભત્રિજાએ જવાબ આપ્યો.

સર હૅક્ટરને જણાયું કે આ જવાબમાં બે ભાવાર્થ રહેલા છે. અને સન્ધ્યાની ઝાંખી રોશનીમાં તેણે પોતાના સાથી તરફ દૃષ્ટિ સ્થિર કરી. તેણે પોતાના હૃદયમાં ઘોળાતા વિચાર જાણ્યા છે કે કેમ તેની ખાત્રી કરવાનો પ્રયાસ કર્યો. સર હૅક્ટર ગ્રેહામ અંધારાને લીધે તે

યુવાનના વદનપરની લાગણી બરાબર જોઈ શકયો નહિ. પણ તે તદ્દન શાન્તિથી પોતાનો અશ્વ ચલાવતો હતો અને તેના મનમાં કંઈ શંકા ઉપસ્થિત થઇ હોય એવું કર્નલને લાગ્યું નહિ.

"જે યુવાન સાથે આજે હું મુસાફરી કરૂં છું તેનું નામ હું જાણી શકીશ ?–" કર્નલે જરાવાર મૌન રહી પૂછ્યું.

"મને લોકો ફ્રેડીક સેલ્બી કહે છે."

"માસ્તર ફ્રેડીક! આજે આ નાપસંદ સંયોગોમાં મારા સાથી થઇ મને કૉન્સ્ટેબલના પહેરામાંથી બચાવવા માટે હું તમારો આભાર માનું છું—"

"હું મારા કાકાની આજ્ઞાનો અમલ કરૂંછું. હું તમારા જેવા એક ગૃહસ્થને આવી સ્થિતિમાં જોઇને ઘણો દુઃખી થયો છું–તમારૂં વર્તન ઘણુંજ શરમભર્યું પૂરવાર થયું છે–" સેલ્બીએ જવાબ આપ્યો.

"હશે. હવે થનાર થઇ ગઈ. હાથના કર્યા હૈયે વાગ્યાં. મને મારા અયોગ્ય કામનો પૂરેપૂરો બદલો મળી ગયો. મારા નોકરની બેદરકારીનું આ બધું પરિણામ! લ્યાનત છે તે બેદરકારી પર !... પણ મારો એ નોકર ગમે તેવો બેદરકાર છે છતાં તે વફાદાર છે. મારે માટે તે પ્રાણ આપવા પણ તૈયાર થાય એવો છે. અને મેં તેને જે જગ્યાએ મારી રાહ જોવાનું કહ્યું છે ત્યાં જો હું નહિ જઇશ તો તેના દુઃખ અને ગભરાટનો પાર રહેશે નહિ."

"જો એ માટે તમારૂં હૃદય અશાન્ત થતું હોય તો તમે જે કંઇ સંદેશ તમારા અનુચર પર મોકલવા માગતા હો તે જો તમે મને આપશો તો હું તેને પહોંચાડીશ. પ્રભુ તમને માફ કરે! તમારા જખમની વેદના ઘણીજ તીવ્ર હોવી જોઇએ, અને તે માટે મને તમારી દયા આવે છે–" કર્નલ તરફ અનુકમ્પા બતાવતો ફ્રેડીક સેલ્બી બોલ્યો.

"તમારૂં ઉદાર હૃદય મારા તરફ ઘણી માયાળુ લાગણી ધરાવે છે તે માટે હું તમારો ઋણી છું, માસ્તર સેલ્બી!–" કર્નલે કહ્યું.

"જો શકય હોય તો હું મારા નોકર સાથે બેચાર મિનિટ વાત કરવા માગું છું. મારી સ્થિતિ સંબંધી મારા મિત્રોને વહેલી ખબર મળે તોજ મારા લાભ માટે કંઇક પ્રયત્ન તેઓ કરી શકે—"

"હું આજેજ રાત્રે જો તમે કહો તો તમારા નોકરને મળીશ અને જે કેદખાનામાં તમને રાખવામાં આવશે ત્યાં જવાને હું તમારે નામ તેને આજ્ઞા કરીશ–" સેલ્બી બોલ્યો.

" કેદખાનાના ભયંકર નિયમો અને નિર્દય કાયદાઓ મારા નોકરને આવતી કાલ સુધી મને મળવા દેશે નહિ એ નિઃશંક છે. અને એટલી ઢીલ મારે માટે અસહ્ય આફત લઇ આવશે......" કર્નલનો અવાજ વધુ કરૂણ થવા લાગ્યો.

"હું ધારૂં છું માસ્ટર સેલ્બી! કે જેમનો મેં ગુન્હો કર્યો છે તેમની ક્ષમા યાચી હું આ કેસનો અન્ત લાવવાની ઇચ્છા જાહેર કરૂં તો તે માટે તમે મને દોષિત ગણુશો નહિ—"

" અલબત્ત, જો તમે એમ કરો તો કાયદાની નિર્દય સજામાંથી તમે બચી શકો. મારા વૃદ્ધ કાકાએ તમને તેમ કરવાની સલાહ આપી–મેજર લીને નમી પડી તમે તેની ક્ષમા યાચી લીધી હોત તો તમે આવી આફતમાંથી બચી શકત–" ફ્રેડ્રીક બોલ્યો.

" માસ્ટર ફ્રેડ્રીક! તમારા શબ્દો હવે મારા હૃદયપર તમે ધારો છો તે કરતાં વધુ અસર કરે છે. અભિમાનના આવેશમાં મેં તમારા કાકાની કિમતી સલાહ નહિ માની તેનું અસહ્ય પરિણામ હું હમણા ભોગવું છું. જો આજે હું મારા નોકરને મળવા ભાગ્યશાળી થાઉં તો તરત જ તેને હું મેજર લી પાસે મોકલી તેમની—"

" હું તમારી ખાનગી વાતમાં વચ્ચે પડવા માગતો નથી—" સેલ્બી વચ્ચે બોલ્યો. "પણ તમે આવી વાત કરો છો તેથી હું આનંદ પામું છું કારણ કે અત્યાર પહેલાં તમારો દેખાવ અભિમાની જેવો જ હતો. તમારો નોકર તમને ક્યાં મળી શકશે?"

"પેલી ચીઠ્ઠી જે ઘરવાળીને લખવામાં આવી હતી તેને ત્યાંજ"

"ત્યારે તો હું ધારૂં છું કે તે ઘર તમારા કહેવા પ્રમાણે લંડનની હદની ઉત્તરે અને સ્મીથફીલ્ડ તરફના રસ્તાથી ઘણે દૂર આવેલું છે–"

" હા. ત્યાંજ છે તે–અને માસ્ટર સેલ્બી! જો તમે કૃપા કરી મને આ રાત્રે ત્યાં લઇ જઇ મારા નોકર સાથે બેચાર મિનિટ વાત કરવા દેશો તો હું તમારો જીવનપર્યંત આભારી થઈશ."

મૅજીસ્ટ્રેટના ભત્રિજાએ તરત જવાબ આપ્યો નહિ. જ્યારે તે કર્નલની ઇચ્છા પ્રમાણે ચાલવું કે નહિ તેનો વિચાર કરતો હતો ત્યારે કર્નલ અંધકારમાંથી પણ તેનું વદન ચિંતાતુર આંખોએ જોઇ રહ્યો હતો.

"સાહેબ!–" આખરે ફ્રેડ્રીક સેલ્બી બોલ્યો.

" તમે મારી સાથે સીધા કેદખાનામાં આવવાનું એક ગૃહસ્થ અને સૈનિક તરિકે વચન આપ્યું છે, હવે જો હું તમને સીધો રસ્તો

મૂકી આડે રસ્તે લઇ જાઉં તો તમને તે વચનમાંથી મ્હેં એક રીતે મુક્ત કર્યા કહેવાય તેથી તમારે મને એક બીજું પવિત્ર વચન આપવું પડશે—"

"હું સર્વ પવિત્ર દેવોના કસમ ખાઇ તમને કહું છું કે હું ત્યાર પછી તમારી સાથે આવીશ. આહ! માસ્ટર ફ્રેડ્રીક! તમારૂં નામ હું જીવનપર્યંત કૃતજ્ઞ ભાવ સહિત સ્મર્યાં કરીશ—"

"મારો આભાર માનવાની જરૂર નથી, કર્નલ ગ્રેહામ! આફત માં આવેલા મનુષ્ય સાથે દયાથી વર્તવાની એક મનુષ્ય તરિકે પ્રત્યેક માનવની ફરજ છે. પછી ભલે તે આફત તેનાં કુકર્મથી પણ તેનાપર આવી પડી હોય. આથી તમારૂં બીજું વચન હું સ્વીકારૂં છું અને તે પ્રમાણે તમે તમારા નોકરને મળી શકશો."

કર્નલ અને સેલ્બી વચ્ચે આ વાત થતી હતી ત્યારે તેમના અશ્વોની ગતિ મંદ થઇ હતી. હવે તેમણે પૂર વેગે ઘોડા મારી મૂક્યા અને થોડિક મિનિટમાં સેંટ જોન્સ રોડ–હમણાંના સેંટ જોન્સ સ્ટ્રીટ રોડ–આગળ આવી પહોંચ્યા. ત્યાર પછી તેઓ એક સાંકડી ગલીમાં દાખલ થયા. થોડેક દૂર જતાં તેમને એક એકાંત ઘરમાં બત્તી બળતી જણાઈ.

"એજ તે ઘર. બધાં મારી ચિંતાતુર હૃદયે રાહ જોતાં હશે." કર્નલ બોલ્યો.

થોડીક પલમાં બન્ને ઘોડેસ્વારો તે ઘરના આંગણા આગળ આવી પડયા. તે ઘર બાહ્ય દેખાવ પરથી કોઈ ગૃહસ્થ કુટુંબની માલીકીનું હોય એવું લાગતું હતું; પણ જુબાનીમાંની હકિકત પરથી સેલ્બી જાણી શકયો કે આ ઘરનો બાહ્ય દેખાવ ગમે તેવો હોય પણ તે અંદરખાનેથી બદમાસોના અડ્ડા જેવું હતું.

જે પલે તેમના અશ્વો તે ઘર આગળ ઉભા રહ્યા તેજ પલે તેનું દ્વાર ઉઘાડી એક નોકર બહાર આવ્યો.

"હમ્ફ્રી!–" એકદમ કર્નલ બોલ્યો.

"તું મારી રાહ જુએ છે કે?–"

"અરે! મારા વ્હાલા શેઠ!–" તે નોકર દયાજનક સ્વરે તતપપ કરતો બોલ્યો.

"તમે મને શું સજા કરશો તે જ હું સમજી શકતો નથી. સાહેબ!—"

" હું બધું જાણું છું તેં પેલી ચીઠ્ઠી ખોઇ નાંખી છે—પણ હવે ગભરા ના—હું તને માફ કરૂં છું—" કર્નલે કહ્યું.

" આહ! સાહેબ! આ કૃપા—આ આભાર—"

" આભાર હમણાં માનવાનો નથી " ગ્રેહામ બોલ્યો.

" જો સાંભળ! વખત કિમતી છે. એક પલ પણ નકામી ગૂમાવવાની નથી. તારી બેદરકારી માટે હું તને માફ કરૂં છું. હવે મારી પાસે આવ! હું તને જે કહું તે આ ઘરના માણસોને જણાવવા માગતો નથી—"

હમ્ફ્રી કલીન્ટન પોતાના શેઠના અશ્વ પાસે ગયો. તેજ પલે તેણે બાજુમાં ઉભેલા ફ્રેડ્રીક સેલ્બીપર ચિંતાતુર નજર ફેંકી.

" મારી સૂચનાઓ બરાબર સાંભળી લે. " જરા નીચો વળી જાણે કેવીક અગત્યની વાત કરવાનો હોય તેવો આડંબર કરી કર્નલ બોલ્યો. તે જાણતો હતો કે ફ્રેડ્રીક સેલ્બી તેનો એકે એક બોલ સાંભળી શકે એમ છે તેથી તેણે તેને છેતરવા માટે જાણે લૉરેન્સ લીની માફી માગવાજ તે પોતાના નોકરને મોકલતો હોય તેવો સંદેશો હમ્ફ્રીને કહ્યો.

"હું તમારી આજ્ઞા બજાવવા હમણાંજ અહિંથી બહાર પડીશ." હમ્ફ્રી કલીન્ટન પોતાના શેઠની દયાજનક સ્થિતિથી શોક પામી બોલ્યો.

" વળી તારે મારા ખાસ મિત્ર લૉર્ડ આર્ડેનને પણ મળવા જવાનું છે. મારો સંદેશો નામદાર ઉમરાવ સાહેબને તું પોતે જઇ કહેજે. મને માફ કરજો માસ્ટર ફ્રેડ્રીક! હું મારા મિત્રને એક ગુપ્ત સંદેશો કહેવડાવવા માગું છું—"

" કંઇ ફીકર નહિ! તમે ખાનગી રીતે વાત કરો. હું તમારા ખાનગી કામમાં વચ્ચે પડવા માગતોજ નથી—"

" તમારી ઉદારતા માટે આભાર!—" કર્નલ બોલ્યો અને પછી તે પોતાનું મ્હોડું પોતાના નોકરના કાન પાસે લઇ ફક્ત તેજ સાંભળી શકે એટલા ધીમા સ્વરે બોલ્યો.

" હમણાં સૂધી મેં તને જે કહ્યું તે બધું પેલા જુવાનને છેતરવાનો ઢોંગ છે. તું મને બચાવી શકશે, હમ્ફ્રી! જો હું તને યુક્તિ બતાવું. હું અશક્ત છું અને મારી પાસે હથિયાર નથી. તેથી એ કામ તારા પર આવે છે. પેલા બદમાસપર એક વાઘની માફક કૂદી પડ—તેને અશ્વપરથી નીચે નાખી દે—પછી હું સંભાળી લઇશ—"

આ બધા શબ્દો તેણે એટલા ધીમા સ્વરે પોતાના નોકરને કહ્યા કે સેલ્બી તે સાંભળી શકયોજ નહિ. વળી તે ઉમદા સ્વભાવના બહાદુર યુવાનને તે સાંભળવાની દરકાર પણ ન્હોતી; કારણ કે કર્નલ તેની સામે આવો નીચ પ્રપંચ રમશે એવો તેને ઝાંખો ખ્યાલ પણ ન્હોતો. પોતાની નીચ અને મનુષ્યત્વહીન યુક્તિ નોકરને કહ્યા પછી કર્નલે પુનઃ મોટે સ્વરે પોતાના નોકરને લૉરેન્સ લી તથા લૉર્ડ આર્ડનને તુરતાતુરત મળવા જવાની આજ્ઞા કરવાનો ખોટો ઢોંગ કર્યો અને તેના કપટી નોકરે પણ સેલ્બીને છેતરવા તેનો તેવોજ જવાબ આપ્યો.

"હું હમણાંજ ઘોડાપર બેસી તેમને મળવા જાઉં છું, સાહેબ!—"

"હવે ચાલો, માસ્તર સેલ્બી! હું પુનઃ તમારી સાથે આવવા તૈયાર છું—" એમ કહી કર્નલે પોતાનો અશ્વ પાછો ફેરવ્યો.

ફ્રેડ્રીક સેલ્બી જેને કર્નલના દગાની જરા પણ શંકા ન્હોતી તેણે પણ પોતાનો અશ્વ ફેરવ્યો. તેજ પલે પાછળથી એક જંગલી ચિત્તા પેઠે હમ્ફ્રી સેલ્બીપર કૂદી પડયો અને તેને અશ્વપરથી નીચે નાખ્યો. બન્ને વચ્ચે મારામારી શરૂ થઈ. બન્ને એક બીજાને ફૂંદીપાક જમાડવા લાગ્યા. હમ્ફ્રી સેલ્બીને એક સાપની માફક વ્હોંટયો હતો. તેજ પલે સર હૅકટર ગ્રેહામ અશ્વ પરથી કૂદી પડયો. તેના ડાબા હાથે તેણે સેલ્બીના સૅડલપરથી એક પીસ્તોલ ખેંચી લીધી અને નિર્દય રીતે તેણે હમ્ફ્રી સાથે લડતા વીર યુવાનપર ગોળી છોડી.

પીસ્તોલનો અવાજ સાંભળી તે ઘરમાંની બાઇ તથા તેની દાસી બહાર ધસી આવી; પણ ગ્રેહામે તેમને તરતજ સમજાવી દીધી. તેના ગજવામાંના થોડાક સુવર્ણના સિક્કાએ તેમના મ્હો સીવાઇ ગયાં.

"ચાલ, હમ્ફ્રી! આજ ઘોડાપર હવે સવાર થા......" કર્નલે નોકરને આજ્ઞા કરી.

તેણે ઘરવાળી બાઇને સંબોધી કહ્યું.

"આ માણસ મરી ગયો નથી; પણ જખમી થવાથી બેભાન થયો છે. તેની તમે સારવાર કરજો.—"

કર્નલ અને તેનો નોકર તરત ઘોડેસ્વાર થયા અને તેમણે પૂર વેગે પોતાના અશ્વો દોડાવી મૂકયા. અશ્વોના પગલાંનો અવાજ સંભળાતો બંધ થતાંજ પેલી બાઇએ ફ્રેડ્રીક સેલ્બીને શુદ્ધિમાં લાવવાના ઉપાય લેવા માંડ્યા.

# પ્રકરણ ૨૨ મું.

## કેલેના મુસાફરખાનામાં.

સર હેક્ટર ગ્રેહામ અને તેનો નોકર હમ્ફ્રી કલીન્ટન મારતે ઘોડે ડોવર જઈ પહોંચ્યા અને ત્યાં જવા પછી તેમણે ફ્રાન્સ જવા માટે એક વહાણ પકડ્યું. તેઓ સહીસલામત ઈંગલંડનો કિનારો તજી કેલેમાં આવી પહોંચ્યા. ત્યાં કર્નલે એક જગ્યા રહેવા માટે ભાડે રાખી અને ત્યાં પહોંચતાં તરતજ એક કાગળ ડચેસ ઑફ પોર્ટસ્મથને લખી તેમાં તેની યુક્તિ કેવી રીતે અફલ થઇ હતી અને ડચેસની સૂચના પ્રમાણે ચાલવા જતાં તેને કેવાં ભયંકર જોખમમાં આવવું પડ્યું હતું તેનું સવિસ્તર વર્ણન કરી અન્તમાં મૅજીસ્ટ્રેટના હૂકમની હકિકત લખતાં જણાવ્યું કે તેને પોતે આપેલું પવિત્ર વચન તોડતાં ઘણોજ શોક થાય છે, તે છતાં ન્યુગેટના ભયંકર ઓરડામાં રહી ત્યાંની કંગાલ હવા ખાવા કરતાં પોતાનું વચન તોડી કાયદાની જાળમાંથી છટકી જવા માટે ઇંગલંડનો કિનારો તજી જવામાં વધુ ડહાપણ છે એમ તેને લાગે છે. વચનભંગ કરવાથી તેની જે અપકીર્તિ થઈ છે તે તો આ કેસનો નીકાલ આવતાં ભૂલાઈ જશે, પણ જો તેને કેદ પૂરવામાં આવે, તેની ન્યાયમંદિરમાં ન્યાયાધિશો સમક્ષ તપાસ ચાલે અને તેમાં તેને સજા થાય તો તેને ચીરકાલીન કલંક લાગે એમ તેણે તે પત્રમાં જણાવ્યું. વિશેષમાં તેણે ડચેસને રાજી કરવા માટે લખ્યું કે તેણીની સત્તા સર્વોપરી છે—તેણીની કટ્ટી દુશ્મન બાર્બેરા વીલીઅર્સ કરતાં પણ તેણી વિશેષ સત્તાવાન છે—તેથી ગમે તે રીતે આ આફતમાંથી તેને બચાવવો કે જે આફત તેણીની ઇચ્છા પ્રમાણે ચાલવા જતાં તેનાપર આવી પડી હતી. તેણે ડચેસની ન્યાયવૃત્તિને અરજ કરી પોતાની મુક્તતા માટે તેણીની સત્તા વાપરવાને કરૂણ વિનંતી કરી પણ અન્તમાં તેણે તેણીને ધમકીરૂપે યાદ આપી કે જો આ કેસની કાયદાસર તપાસ ચાલશે તો આ શરમભર્યાં ભર્યાં બનાવ સાથે તેણીનું માનવંતુ નામ પણ જોડાયલું છે તે લોકો જાણી શકશે. ટૂંકામાં સર હેક્ટર ગ્રેહામે એવો પત્ર લખ્યો કે જેથી તેની ધારેલી અસર થવીજ જોઈએ એવી તેની ખાત્રી થઇ ગઈ.

આ પત્ર હમ્ફ્રી કલીન્ટન દ્વારા મોકલવામાં આવે તો લંડનમાં તેને કોઇ ઓળખી જાય તો ફ્રેડ્રીક સેલ્બીપરના દગાબાજ અને ખૂની

હૂમલા માટે તેને કેદ કરે એવા ભયથી તેની સાથે મોકલ્યો નહિ. એક વિશ્વાસુ કાસદને ઉદાર બદલો આપી તેણે એ કામ સોંપ્યું અને તેને સ્પષ્ટ સૂચના કરી કે ડચેસ ઑફ પોર્ટસમથને તે પત્ર હાથોહાથ આપી તેનો જવાબ લાવવો.

કાસદે વફાદારીથી પોતાનું કામ બજાવ્યું. તે લુઇ દે કેરલને ખાનગી રીતે મળવા વિજયી થયો પણ પેલા પત્રનું પરિણામ સર ગ્રેહામે ધાર્યું હતું તેથી ઉલટુંજ આવ્યું. જે દગાબાજ જાળ પોતાની સલાહશી કર્નલે પાથરી હતી તેમાં કર્નલ એવી વિચિત્ર રીતે ફસી ગયો હતો કે જેથી જો લુઇ તેને સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રીતે સહાય કરે તો એ જૂલમી દગાબાજીમાં તેનો લેશ પણ ભાગ છે એવી કોઈને પણ ખબર પડે તો તેણીનું નામ ચીરકાલ માટે કલંકિત થશે એમ લુઇ કર્નલનો પત્ર વાંચતાં તરતજ સમજી ગઇ. બીજા હાથપર જો લુઇ હિમ્મતથી પોતે કંઇજ જાણતીજ નથી એમ કહી પોતે સહીસલામત છટકી જાય તો તેનું નામ કોઇ દઈ શકે એમ નથી એમ તેને લાગ્યું. જે નીચ અને ભયંકર કાવત્રું રચાયું હતું તે સંબંધી લુઇ સ્હામે જો કંઇ પણ પૂરાવો વેર લેવાના આવેશમાં કર્નલ ગ્રેહામ લાવવા માગે તો તે ક્રેવન મૅનરમાં તેને નાસ્તો લેવાનું મળેલું આમંત્રણ હતું. એ આમંત્રણ પત્રિકા લેડી ટ્રેશામે લખી હતી અને તેવાં આમંત્રણ અંગ્રેજી સમાજમાં વારંવાર અપાતાં હોવાથી લુઇને તે વિષે ભય પામવાની જરૂર ન્હોતી. લેડી ટ્રેશામના આમંત્રણમાં શા કારણથી કર્નલને આમંત્રણ આપવામાં આવ્યું છે તે દર્શાવવામાં આવ્યું ન્હોતું.

ઉપરોક્ત દરેક બાબતનો વિચાર લુઇએ થોડીક પલોમાં કરી નાંખ્યો. એ વિચાર દરમિયાન તેણીએ પોતાના વદનપર કોઇ પણ જાતની લાગણી જણાવા દીધી નહિ. હિમ્મતથી ડચેસે કર્નલનો સન્દેશો લાવનારને સંબોધી કહ્યું:—

" સર હૅક્ટર ગ્રેહામ કે જેણે તમને મારી પાસે મોકલ્યા છે તેની પાસે પાછા જાઓ અને તેને કહો કે તે ક્યા દાવાથી તે મારી કૃપા માગે છે તે હું જાણતી નથી. મારી કૃપાની યાચના કરવાનો તેને લેશ માત્ર હક્ક નથી. આ પત્રમાંની કેટલીક હકિકતો એવી છે કે જે વિષે હું બિલકુલ જાણતીજ નથી. તેને મારે નામે શિખામણ આપજો કે જેની સાથે તેના રાજદ્વારી લાભો સંકળાયલા હોય તેની પાસે તે મદદ માગવા જાય—"

છેલ્લી ટીકા તેણે પોતાની પ્રતિસ્પર્ધિની બાર્બેરા વીલીઅર્સ-ડચેસ ઑફ ક્લીવલૅન્ડ માટે કરી.

કર્નલ ગ્રેહામનો કાસદ પુનઃ કેલે ગયો અને ડચેસનો સંદેશો તેણે શબ્દશઃ સર હેકટરને પહોંચાડયો. કાસદને તેની મહેનતનો બદલો આપી કર્નલે રજા આપી; પણ તેના જવાબથી જે નિરાશા, ક્રોધ અને વૈરની લાગણી કર્નલના હૃદયમાં જન્મી તેથી તેને જે ભયંકર અશાન્તિ સહન કરવી પડી તે અતિ દારૂણ હતી. તેણે મનમાં ને મનમાં ડચેસ ઑફ પોર્ટ્સમથને હજારો અપશબ્દો કહ્યા-તેનાપર વૈર લેવાના કસમ પર કસમ લીધા-પણ જ્યારે તેનું મન સહેજ શાન્ત થયું ત્યારે આવી સત્તાવાન સ્ત્રી સામે વૈર લેવું એ ચાર્લ્સના રાજ અમલમાં અશક્ય નહિ તો અતિ મુસ્કેલ અને જોખમભર્યું તો છેજ એમ તેને લાગ્યા વિના રહ્યું નહિ.

હતાશ અને નિરાશ થયલા કર્નલે લૉર્ડ ઑર્ડનની સહાય યાચવાનો વિચાર કર્યો, પણ એ વિચારને તરતજ રજા આપવાની એને ફરજ પડી કારણ કે લૉર્ડ આર્ડન હવે મહારાજાપર કોઈ પણ જાતની સત્તા કે લાગવગ ધરાવતો ન્હોતો એ તે જાણતો હતો. વળી જુલિયા મરટન-અમેરિકન બળવાખોરની પત્નિને લૉર્ડ આર્ડન પરણ્યો ત્યાર પછી ચાર્લ્સની તેનાપરની કૃપા ઓછી થઈ ગઈ હતી. વળી ન્યાયના કામમાં વચ્ચે પડવું ખુદ રાજા માટે પણ ઘણું મુસ્કેલ હતું અને તે પોતાનો ખાસ સ્વાર્થ માર્યો જતો હોય તથા તેની માનીતી વિલાસસખીનાં અજેય બાણો તેને તેમ કરવાને હુકમ કરતાં હોય ત્યારેજ તે ન્યાયાધીશપર પોતાની સત્તા ચલાવવા તૈયાર થતો. આવાં કારણોથી કર્નલ ગ્રેહામ એટલો બધો મૂઝાઇ ગયો કે શું કરવું અને કયે રસ્તે જવું તેજ એને સુઝયું નહિ. જે અન્તિમ ઉપાય તેની પાસે રહ્યો હતો તે એકજ હતો અને તે પોતાનું સઘળું અભિમાન બાજુએ મૂકી લૉરેન્સ લીની ક્ષમા મેળવી તેની પાસે કેસ ખેંચી લેવરાવવાનો હતો. પણ જો મેજર લી કેસ ખેંચી લે અને કર્નલને ક્ષમા આપે તો પણ હજુ પેલા મૅજીસ્ટ્રેટનો ભત્રિજો ફ્રેડ્રીક સેલ્બી કર્નલ સ્હામે પોતાનાપર ખૂની હૂમલો કરવા તથા એક મૅજીસ્ટ્રેટનો હૂકમ તોડવાના આરોપ માટે કામ ચલાવી શકે એમ હતું આ ભયંકર આફતમાંથી બચવાનાં તે ફાંફાં મારી રહ્યો હતો.

તે પોતાની વર્તમાન સ્થિતિ પર વિચાર કરવા લાગ્યો. પોતા-

ની લશ્કરી નોકરીનું કમીશન ગૂમાવવાના ભય વિના તે બે અથવા ત્રણ અઠવાડિયાં સુધી કેદમાં રહી શકે-પણ પછી જો તેની ગેરહાજરી માટે સબલ કારણો રજુ કરવામાં ન આવે તો તેને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવે અને તેમ થાય તો તેની સ્થિતિ રસ્તે ભીખ માગતા ભીખારી કરતાં પણ વધુ ખરાબ થઇ જાય.

લાચાર થઇ તે લૉરેન્સની ક્ષમા માગી ફ્રેડ્રીક સેલ્બીને ગમે તે રીતે સમજાવી પોતાને બચાવવાની વિનંતી કરવાના નિશ્ચય પર આવ્યો. એમ કર્યા વિના કોઇ બીજો રસ્તોજ તેને માટે રહ્યો ન્હોતો. લૉરેન્સનું હૃદય કેટલું ઉદાર, ઉમદા અને ઉન્નત હતું તે તે જાણતો હતો. જો તે તે વીરયોદ્ધાને શરણે જાય તો તે તેને ક્ષમા આપ્યા વિના રહેજ નહિ એવી તેની ખાત્રી હતી. જે બહાદૂર યુવાનને તે પોતાનો કટ્ટો દુશ્મન માનતો હતો, જેના સુખપર પાણી ફેરવવાને તેણે નીચમાં નીચ યુક્તિ અમલમાં મૂકી હતી, તેનીજ ક્ષમા માગવાનો સમય આવવાથી કર્નલ ગ્રેહામના અભિમાની હૃદયપર વજ્ર પ્રહાર થયો. છતાં તે બેશરમ હતો. પોતાના સ્વાર્થ માટે તેને સ્વાભિમાનની દરકાર ન્હોતી. વળી હમણાં તેને લૉરેન્સ સિવાય બીજું કોઇ પણ બચાવી શકે એમ ન્હોતું. આથી તેણે લૉરેન્સપર વિનંતી પત્ર લખવામાં અનેક કાગળો બગાડયાં. અંતે એક અરજી ધારેલી અસર કરી શકશે એમ તેને લાગ્યું. પુનઃ તેણે એક કાસદ ઇંગ્લંડ મોકલ્યો અને તેના પાછા ફરવાની તે કાગને ડોળે રાહ જોવા લાગ્યો.

તે પત્ર લઈ કાસદ લીંકન્સ ઇન ફીલ્ડઝમાંના લૉરેન્સના ભવ્ય મહાલયમાં ગયો. લૉરેન્સે તે જે પત્ર લાવ્યો હતો તે વાંચતાંજ કર્નલને ક્ષમા આપવાનો વિચાર કર્યો. કર્નલ ગ્રેહામે લૉરેન્સની ઉદારતા માટે ખાત્રી રાખવામાં ભૂલ કરી ન્હોતી. આ વીર યુવાન પોતાની વ્હાલી પ્રિયતમા સાથે સ્વર્ગિય સુખ ભોગવતો હતો. મૂલથીજ તેનો સ્વભાવ ઉદાર હતો-તેનું હૃદય ઉન્નત હતું. રૂથના પ્રેમાલ સહવાસથી તેનો સ્વભાવ વધુ સારો થયો. કર્નલનો પત્ર વાંચતાંજ તેમાંના વિનિત શબ્દોથી લૉરેન્સને દયા આવી. કર્નલ જેવો અભિમાની મનુષ્ય આવા શબ્દો વાપરે એજ તેને માટે પૂરતી સજા છે એમ તેને લાગ્યું. આથી તેણે કર્નલને ક્ષમા આપવાનો નિશ્ચય કર્યો. તેણે આ પત્રની હકિકત રૂથને કહી અને તેની વ્હાલી રૂથે પણ દુઃખી કર્નલને ક્ષમા આપવાની સલાહ આપી.

પણ આટલાથીજ કર્નલ સંતોષ પામતો ન્હોતો. તેણે પોતાના વિનંતી પત્રમાં લૉરેન્સને કરૂણ શબ્દો વાપરી ફ્રેડ્રીક સેલ્બીને સમજાવી કર્નલ સામે તે કાયદેસર પગલાં ન ભરે તે માટે વીનવવાની અરજ કરી હતી. લૉરેન્સનું હૃદય અસામાન્ય ઉદારતાથી ભરેલું હતું. કર્નલ તેનો શત્રુ હતો. તેણે તેને દુઃખી કરવા માટે અનેક નીચ યુક્તિઓ રચી હતી. રૂથના કૌમાર્યપર કલંક લગાડવાનો નીચ પ્રપંચ પણ કર્નલ ખેલી ચૂકયો હતો; પણ એજ અભિમાની શત્રુ જ્યારે પોતાનું અભિમાન તજી દઈ એક વીર યોદ્ધાને શરણે આવે ત્યારે પોતાના વીરત્વને ખાતર—પોતાના નામની મોટાઇને ખાતર પણ તેને ક્ષમા આપવાની વીર પુરૂષની ફરજ છે. લૉરેન્સ ખરેખરો બહાદૂર વીર હતો. તેનામાં સાચા સૈનિકનું રકત દોડતું હતું. આથી કર્નલને ક્ષમા આપવા ઉપરાંત ફ્રેડ્રીક સેલ્બીને સમજાવવા માટે તે તરત ટોટનહામ ગયો. તે ફ્રેડ્રીક સેલ્બીને મળ્યો. હજુ પણ તે યુવાન કર્નલના ખૂની હૂમલાના ઘાથી પીડાતો હતો. લૉરેન્સે કર્નલ તરફથી તેને અરજ કરી; પણ સેલ્બીએ કર્નલને ક્ષમા કરવાની સ્પષ્ટ ના પાડી. તેણે લૉરેન્સને જણાવ્યું કે કર્નલપર ઉપકાર કરવા છતાં તેણે તેનો બદલો ભયંકર અપકારથી વાળ્યો હતો. વળી તેણે સેલ્બીપર ગોળી છોડી તેને જખમી કીધો હતો. સદ્ભાગ્યે તેનો પ્રાણ ગયો નહિ એ ખરી વાત છે; પણ તેનો પ્રાણ બચાવવાની કર્નલની ઇચ્છા તો ન્હોતીજ. વળી તેના કાકાને આપેલા પવિત્ર વચનનો પણ તેણે નિરાદર કર્યો હતો. આ બધા એવા ગમ્ભીર ગુનાહો છે કે જે માટે કર્નલ ગ્રેહામ સામે કાયદાસર પગલાં લેવાવાંજ જોઇએ એમ ફ્રેડ્રીક સેલ્બીએ દૃઢતા પૂર્વક જણાવ્યું અને લૉરેન્સે વધુ દબાણ કરવાનું યોગ્ય ન લાગવાથી તેની રજા લીધી.

તેણે ઘેર આવ્યા પછી એક પત્ર લખી કર્નલને જણાવ્યું કે, "તમે જે વિનીત અરજ કરી મારી ક્ષમા ચાહી છે તેથી મારા મનપર યોગ્ય અસર થઇ છે અને હું તમને તમારા અયોગ્ય વર્તન માટે ક્ષમા આપું છું; પણ ફ્રેડ્રીક સેલ્બીપર તમે કરેલા ખૂની હૂમલા માટે મેં તેમને યોગ્ય દબાણ કરી જોવા છતાં તેઓ તમને ક્ષમા કરવા ના પાડે છે જે માટે હું દિલગીર છું"

આ પત્ર તેણે કર્નલના કાસદને આપ્યો અને તે તરત કેલે ઉપડી ગયો. કર્નલ લૉરેન્સનો જવાબ વાંચી આનન્દ પામ્યો કારણકે

તેને અર્ધો વિજય તો મળી ચૂક્યો હતો. હવે તેણે ફ્રેડીક સેલ્બીને એક કરૂણાજનક વિનંતીપત્ર લખવાનો નિશ્ચય કર્યો. તેમાં તેણે તેની અનેક રીતે માફી માગી. ત્રીજીવાર કાસદને ઇંગ્લંડ મોકલવામાં આવ્યો. આ વખતે કાસદને ફ્રેડીક સેલ્બી મળ્યો નહિ. તે મુસાફરીએ નીકળ્યો હતો અને બે ત્રણ અઠવાડિયા સુધી પાછો ફરે તેમ ન્હોતું. તેના કાકાએ કર્નલના કાસદને કહ્યું કે કર્નલનો પત્ર ફ્રેડીક આવતાં તરતજ તેને આપવામાં આવશે અને તેનો જવાબ કર્નલને પહોંચાડવામાં આવશે.

આથી વર્તમાન સંયોગોમાં જ્યાં સુધી મૅજીસ્ટ્રેટના ભત્રિજાનો પ્રત્યુત્તર મળે નહિ ત્યાં સુધી કેલેમાં રહેવા વિના કર્નલનો છુટકો ન્હોતો. તેને હવે ખાત્રી થવા લાગી કે, મુસાફરીએથી આવવા પછી ફ્રેડ્રીકને પોતાનો વિનંતિપત્ર મળતાં તે જરૂર તેને ક્ષમા આપશે અને પુનઃ તે સ્વતંત્ર થઇ ઇંગ્લંડ જઈ શકશે. આવી આશામાં તે કેલેમાં સમય પસાર કરતો હતો. અત્યાતુરતાથી તે સેલ્બીના પત્રની રાહ જોતો હતો. એ અરસામાં કર્નલ પાસે પૈસા હોવાને લીધે કેલેમાં જેવાં મોજ મજાહ અને અયશઆરામનાં સાધનો મળી શકે તેનો ઉપભોગ કરી આનન્દ પ્રાપ્ત કરવા લાગ્યો. એ સ્થળ હમણા છે તેવું જ લગભગ તે સમયે પણ હતું. ઇંગ્લંડના કરજદારો, લુચ્ચાઓ, ચોરો અને ગુનેહગારોને તે સંઘરતું. પોતાના દેશમાં કાયદાનો ભય લાગવાથી તેઓ અહિં ન્હાસી આવતા. અહિંયાના અંગ્રેજોમાં કેટલાક દિવાળીયા બૅરોનેટો, સરદારો અને મૂડી વિનાના ગૃહસ્થો હતા. આ સર્વ વિલાસી જીવડાઓ એક ખાસ મુસાફરખાનામાં દરરોજ ભેગા મળતા અને મોડી રાત સુધી ત્યાં જુગાર અને શરાબબાજીમાં મચ્યા રહેતા. શરાબબાજી, જુગાર અને વિલાસમાં તેઓ એટલા બધા મચ્યા રહેતા કે કોઇ કોઇ વાર સ્હવાર પણ થઇ જતી તેનું તેમને ભાન રહેતું નહિ. દારૂના પીઠાવાળાઓ અને ચળિત લક્ષ્મી માટે યોવન અને સૌન્દર્ય વેચતી સ્ત્રીઓને આ અયશઆરામના ગુલામો પોષતા. તેઓ જ્યારે પોતાના ખીસા તર હોય ત્યારે પાણી પેઠે પૈસા વેરતા અને તેથી ત્યાંના ફ્રેંચ સતાવાળાઓ મારામારી અથવા દ્વંદ્વ યુદ્ધ થાય તો તે સ્હામે " આંખ આડા કાન " કરતા !

સર હેક્ટર ગ્રેહામની રાત ઘણું કરીને વિલાસગૃહોમાંજ પસાર થતી. દિવસે તે શિકાર અથવા દરિયાઇ સહેલ કરી મઝા મેળવતો.

બધા કરતાં સહેજ વધુ ચીચોડાવાળા એક અંગ્રેજ ગૃહસ્થે એક યાટ રાખી હતી. આ યાટમાં બધા ફરવા જતા અને આનન્દ મેળવતા. આવી રીતે સમય જવાથી સર હૅકટર ગ્રેહામને કેલેમાં વસમું લાગ્યું નહિ. એ રીતેજ મોજશોખ—અયશઆરામ અને વૈભવ વિલાસમાં, શરાબની પ્યાલી પીતાં, યુવતીઓના વિલાસમાં અને જુગારખાનામાં હારતાં—જીતતાં કેલેમાં તેણે છ અઠવાડીયા પસાર કર્યા. મૅજીસ્ટ્રેટને ત્યાં પત્ર લઈ ગયલા કાસદને પાછા ફર્યાને પણ પંદર દિવસ થઇ ગયા; છતાં હજુ ફ્રેડ્રીક સેલ્બી તરફથી કંઇ જવાબ મળ્યો ન્હોતો. કર્નલને હવે ભય લાગવા લાગ્યો; કારણ કે જો તેને હવે વધુવાર રહેવું પડે તો તેના ગજવામાંના પૈસા ખલાસ થઇ જાય—તેનું કમીશન પણ ચાલ્યું જાય અને તેનું ભવિષ્ય અંધકારમય થઈ જાય એવી સ્થિતિ હતી. એક બીજું અઠવાડિયું ધીરજ ધરવાનો તથા જો તે સમયમાં કંઇ જવાબ ન મળે તો એક બીજો વિનંતીપત્ર સેલ્બીપર લખવાનો નિશ્ચય કરી પુનઃ રાજેશ્રી મોજમઝામાં પડયા.

ડિસેમ્બર મહિનો ચાલતો હતો અને વર્ષ હવે પૂરૂં થવા આવ્યું હતું. ડિસેમ્બર માસના દસબાર દિવસ પસાર થઈ ગયા પછી એક દિવસ સ્હવારે કર્નલ ગ્રેહામ તેના કેલેમાંના લોફર મિત્રો સાથે યાટમાં બેસી દરિયામાં સહેલગાહ કરવા નીકળી પડયો. ઋતુ સુન્દર હતી. આકાશ પણ સ્વચ્છ હતું અને સૂર્ય તેજસ્વી પ્રકાશ જગતપર ફેંકી રહ્યો હતો. આ સહેલાણીઓએ પોતાના મોજીલા મનને તૃપ્ત કરવા માટે શરાબની બાટલીઓ તથા ખોરાક પણ સાથે લઈ લીધાં હતાં. દરિયાઇ સફરમાં તેમને ઘણીજ મઝા પડી અને જ્યારે યાટ પાછી ફરી ત્યારે અંધારૂં થઇ ગયું હતું; પણ હજુ જગત્ પટપર અંધકારની ગાઢ સત્તા ફરી વળી ન્હોતી. તેથી તેઓની યાટ સાથેજ એક બીજી યાટ બારામાં દાખલ થતી તેમની દૃષ્ટિએ પડી. નવી યાટ તેમની યાટ કરતાં મોટી હતી અને તેનાપર અંગ્રેજોનો વાવટો ફરફર ઉડી રહ્યો હતો. તેમણે નવીન યાટમાંના માણુસોને સલામ કરી અને સ્હામા જવાબથી તેમને ખાત્રી થઇ કે તેમાં પણ કેટલાક મોજીલા સખસો સહેલ કરવા નીકળી પડયા હતા. નવી યાટનું નામ "કિંગ ચાર્લ્સ" હતું—તે લેસી નામના ગૃહસ્થની માલીકીની હતી કે જે હમણાં કેલેમાં થોડાક દિવસ મઝા કરવાના ઈરાદાથી આવ્યો હતો. ગ્રેહામ અને તેના જુગારી મિત્રો આવા શિકારને પોતાના હાથમાંથી જવા દે તેમ ન્હોતું.

મી૦ લેસી-પેલી નવી યાટના માલીકનું ખીસું જુગારના ટેબલપર ખાલી કરવાની ઈચ્છા બધાના મનમાં નાચકૂદ કરી રહી અને તેમનામાંના એકે અમુક અમુક હોટલમાં અમુક સમયે પધારવાનું મી૦ લેસીને આમંત્રણ કર્યું. નવીન આગંતુકે આ આમંત્રણનો આભાર તથા વિવેક સાથ સ્વીકાર કર્યો અને જેઓ તેનું ગજવું ખાલી કરવા માગતા હતા તેમના આનન્દનો પાર રહ્યો નહિ.

લગભગ આઠ વાગ્યાના સુમારે કેલેનું મુસાફરખાનું કર્નલ ગ્રેહામ તથા તેના જેવા વિલાસી જુગારીઓથી ભરાઇ ગયું હતું. કર્નલ ગ્રેહામ આ તક જવા દે એ અશક્ય હતું; કારણ કે તેના પૈસા હવે ખૂટતા જતા હતા અને જો જુગારમાં તે જીતે તો તેની કેટલીક ચિંતા દૂર થઇ જાય તેમ હતું. પાસા અને પાના લઇ આ "નામચીન ગૃહસ્થો" રમવા લાગ્યા. જૂદી જૂદી જાતના શરાબની પ્યાલીઓ ખાલી થવા લાગી અને કેટલાકો બબ્બાના બહારમાં કંઇ કંઇ બકવા લાગ્યા. આ જુગારીઓ આતુરતાથી મી૦ લેસી-'કિંગ ચાર્લ્સ' ના માલીકની રાહ જોતા હતા. તેમની આતુરતાનો જલદીથી અંત આવ્યો. હોટલના બારણા ઉઘાડી એક ખલાસીના પોષાકમાં સજ્જ થયલો ગૃહસ્થ ત્યાં આવી પહોંચ્યો. તે ઉંચો હતો અને તેના માથાપર કાળા વાળના ગુચ્છા હતા. તેના વાળની લટો તેના ખભાપર લટકતી હતી. તેના મુખપરની મુછ પણ મ્હોટી હતી. થોભીઆ પણ ઘણા હતા અને દાઢી તો એવી મોટી હતી કે જેથી તેના મુખનો નીચલો ભાગ બધો ઢંકાઇ ગયો હતો. તેની ડાબી આંખપર તેણે એક કાળી પટી મારી હતી અને તે સહેજ જાડી પટીથી બાંધી લીધી હતી જેથી તેના કપાળપર કાળી રેષા દોરી હોય તેવું લાગતું. તેનો દેખાવ કોઇ પણ રીતે આકર્ષણ કરે તેવો ન્હોતો. તેણે જે પોષાક પહેર્યો હતો તે એટલો ઢીલો હતો કે તેના શરીરનું કદ કેવું હશે તે ચોકસપણે કહી શકાય નહિ. તેના શરીરની આકૃતિ ઉંચી હતી. તે ખલાસીની પેઠે ધીમે ધીમે ડગલાં ભરતો અંદર આવ્યો. તેની ચાલવાની ઢબપરથીજ બધાને લાગી ગયું કે તે મોજમઝા અને અયશઆરામમાં જીવન ગાળવાનું પસંદ કરતો હશે.

આ માણસનું નામ મી૦ લેસી હતું. તે 'કિંગ ચાર્લ્સ' નામની યાટનો માલીક હતો અને તેને આ મુસાફરખાનામાં આવવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે આવતાં વારજ બધા જુગારીઓ

તેની આસપાસ ફરી વળ્યા. આપણા કર્નલ હેકટર પણ તેમાં હતા એ વાંચનારે ભૂલી જવું નહિ. એમના વગર બધે અંધારૂં ! જ્યાં જાઓ ત્યાં–વરરાજા પહેલા ને પહેલા ! !

જુગારીઓના માનવંતા પરોણા મી૦ લેસીએ એક પછી એક બધા સાથે ખુશમિજાજથી શેકહેંડ કરી અને પોતે આ મુસાફરખાનામાં આવવાથી ઘણોજ આનંદ પામ્યો છે એમ પવિત્ર કસમ લઇ જાહેર કર્યું ! તેણે હોટલના 'વેટર' ને 'પાઇપ' લાવવાની આજ્ઞા કરી અને તે આજ્ઞા અમલમાં મૂકાયા પછી ધૂમાડાના એવા ગોટેગોટા કાઢવા માંડયા કે તેનું વાળથી ભરાયલું મ્હો લગભગ પુરૂં ઢંકાઇ ગયું !

તેણે જુગારીઓ–વિલાસીઓ કરે છે તેવી અલલટપ્પુ વાત કરવા માંડી. કસમ ખાવા માંડયા. દારૂની પ્યાલી ખાલી કરવા માંડી–વેટરોને દારૂ લાવવાના હૂકમ આપ્યા. પરીઓ–સુન્દરીઓ યુવતીઓની રસિક વાતો પણ તેણે ઓકી કાઢી. ટુંકામાં તેણે એવો દેખાવ કર્યો કે ત્યાં ભેગા થયલા કુતરાઓ તેને પોતાના જેવોજ સમજવા લાગ્યા. તેમણે એકમેકને આંખ મારી જણાવ્યું કે તેમને જેવો જોઇએ તેવો જ તેમનો આ નવો મિત્ર છે. મી૦ લેસી એટલો રમુજી, એટલો ઉદાર માલૂમ પડયો કે તેની ભરેલી પર્સમાંથી સોનાના સીક્કા બહાર પડતાંજ તેનો અપ્રિય ચહેરો કેટલાકોને 'સુંદર' દેખાવા લાગ્યો. બધામાં તે માનીતો થઇ પડયો. પીળા સિક્કા જોતાંજ દુનિયામાં લીલું પીળું દેખાય છે એ વાત ખોટી છે?

થોડીકવાર પછી પાના રમવાની સૂચના થઈ. મી૦ લેસીએ તેમાં સંમતિ આપી. જુગાર શરૂ થયો. મી૦ લેસી હારવા લાગ્યો; પણ તેણે દરેક હાર વખતે પણ એવો આનંદી ચહેરો રાખ્યો કે બધા તેનાપર ફીદા ફીદા થઈ ગયા ! પૈસાની જાણે તેને પરવાજ ન હોય તેમ તે રમવા લાગ્યો. કર્નલ ગ્રેહામ મુખ્ય જીતનારાઓમાંનો એક હતો. તેની જીત થાય અથવા હાર થાય; પણ રાજેશ્રી જુગારના ટેબલપર બેહદ દારૂ ઠાંસ્યા જતા. તે દારૂની ઝુમમાં હતો જ્યારે મી૦ લેસી પાઇપના ધુમાડા કાઢવામાં મસ્ત હતો.

મી૦ લેસીએ જુગારમાં એક મોટી રકમ ગૂમાવી; પણ આવી મોટી ખોટથી સહેજ પણ ગભરાવા યા મુઝાવાને બદલે તેણે બધાને માટે ઉત્તમ ભોજન લાવવાનો વેટરને હૂકમ કર્યો. તેના મિત્રો આથી તેને 'ઉદાર ગૃહસ્થ' કહેવા લાગ્યા. બાજુના એક ઓરડામાં ભોજન-

ની તૈયારી થઇ. મી૦ લેસી અને તેના આઠ નવ મિત્રો—કર્નલ ગ્રેહામ સુદ્ધાં—તે ઓરડામાં ગયા: અને બધાએ બરાબર પેટપૂજા કરી. મી૦ લેસીની ઉદારતા આટલાથીજ અટકી નહિ. તેણે પુનઃ શરાબ પણ મંગાવ્યો અને બધા પાછા શરાબમાં મસ્ત થઇ ગયા. તે પોતે બહુ ઓછો દારૂ પીતો હતો એ કહેવાની જરૂર છે. વધુ દારૂ નહિ પીવા માટે તેણે એક ખુલાસો કીધો કે થોડાક વખત પહેલાં તે લંડનના એક હોટલમાં બબ્બાના બહારમાં ટૈં થઇ પડવાથી તેને કેટલાક બદમાસો માથાપર મારી ગયા હતા. એ મારામારીમાં તેની ડાબી આંખ પણ તેણે ગૂમાવી હતી અને તેનું ખીસું લૂંટાઈ ગયું હતું. આ ખુલાસો જુગારીઓએ માન્ય રાખ્યો અને તેને વધુ દારૂ પીવાનો “ પ્રેમ ભર્યો આગ્રહ ” કર્યો નહિ!

આ મીજબાની મધરાત સુધી ચાલુ રહી. મી૦ લેસીએ બીજે દિને સઘળાને પોતાની યાટપર પધારવાનું આમંત્રણ કર્યું. બધાએ આ આમંત્રણનો આનંદ સહ સ્વીકાર કર્યો અને તેઓ છૂટા પડ્યા.

## પ્રકરણ ૨૩ મું.

### યાટ.

સર હૅક્ટર ગ્રેહામ જ્યારે મુસાફરખાનામાંથી ઘેર જવા નીકળ્યો ત્યારે એકદમ ટૈં થઇ ગયો હતો. તેના પગ લથડતા હતા અને આંખો નીશાથી લાલ થઇ ગઇ હતી; છતાં તે તદ્દન બેશુદ્ધ થયો ન્હોતો. આવતી કાલનું મી૦ લેસીનું આમંત્રણ તેને યાદ હતું.

સ્હવારે તે કંઇક મોડો ઉઠ્યો. તરતજ તેણે પોતે જુગારમાં જે પૈસા જીત્યો હતો તે ગણ્યા; અને એક સારી રકમ જીતવાથી તેને અપાર આનંદ થયો. ગઇ રાત્રે પીધેલા દારૂને લીધે તેનું માથું આજે કંઇક દુખતું હતું. પણ એ માથાનો દુખાવો પૈસા મળવાથી થયલા આનંદને લીધે એને અસહ્ય લાગ્યો નહિ. સ્હવારે થોડાક નાસ્તો લઇ એ સ્વચ્છ હવામાં ફરવા નીકળ્યો. રસ્તામાં તેને તેનો ગઈ રાતનો એક જુગારી મિત્ર મળ્યો. તેણે તેને મી૦ લેસીની યાટપર બપોરે આવવાની સ્મૃતિ કરાવી. તેણે કર્નલને વધુમાં જણાવ્યું કે મી૦ લેસી આજે સ્હવારે મુસાફરખાનામાં આવી શરાબ તથા ભોજનનો ઑર્ડર આપી ગયો હતો; તેથી આજની મીજબાનીમાં પણ અપાર આનંદ થશે.

"અને સર હૅકટર ગ્રેહામ!—" તે અંગ્રેજ જે કર્નલને રસ્તામાં મળ્યો હતો, જેનું નામ વીલોબી હતું-અને જેને માથે કરજનો ભાર વધી પડવાથી પોતાના લ્હેણદારોના પંજામાંથી બચવા માટે ફ્રેંચ ભૂમિમાં આવી પાસેના થોડાક પૈસાથી જુગાર રમી પોતાનું ગુજરાન ચલાવતો, તેણે પૂછ્યું.

"સર હેકટર! હજુ તમે ક્યાં સૂધી કેલેમાં રહેવા માગો છો? હજુ તમે તમારી મુસ્કેલીઓનો અંત લાવી શકયા નથી કે જેથી તમને અહિંયા 'સૂકી' રીતે દિવસ કાઢવા પડે છે?—"

"ખરૂં કહું તો જો કે તમારી મિત્રતા ઘણી આનંદજનક છે; તો પણ હવે હું અહિં કંટાળી ગયો છું અને ઇંગ્લંડ જવાને મારૂં હૃદય અત્યંત આતુર થઇ રહ્યું છે—" કર્નલે પ્રત્યુત્તર આપ્યો.

"તમે એક વખતે મને કહ્યું હતું તે પરથી મને લાગે છે કે, તમારી મુખ્ય મુસ્કેલીનો તો અંત આવી ગયો છે—" વીલોબી બોલ્યો

"હા—પણ હજુ હું તદ્દન ચિંતારહિત થયો નથી—" સર હેકટરે કહ્યું.

"અને જો એક બીજું અઠવાડિયું પસાર થવા છતાં પણ મારી મુસ્કેલીનો અંત ન આવે તો ભવિષ્યમાં મારૂં શું થશે તે હું સમજી શકતો નથી. મી૦ વીલોબી! તમે મારા મિત્ર છો તેથી હું તમને કહું છું કે ડચેસ ઑફ પોર્ટસ્મથની મહેરબાનીનો હું દાવો કરી શકું એમ છું......" આ શબ્દો એ ઝનુની અને વૈરભરી લાગણીથી બોલ્યો.

"આહ! ડચેસ ઑફ પોર્ટસ્મથ! આહ! એની સાથે! કંઇ પ્રેમસંબંધ હશે, હું ધારૂં છું—"

"નહિ. હું એવી પાયા વગરની ગપ મારી ખોટી મોટાઇ લેવા માગતો નથી." કર્નલે જવાબ આપ્યો.

"ડચેસપર મારો દાવો જૂદા પ્રકારનો છે; પણ ડચેસ હવે તે વાતનો તદ્દન ઇનકાર કરે છે—જાણે તે મને ઓળખતીજ ન હોય એવું શરમભર્યું વર્તન તે ચલાવે છે; પણ જો હું ઇંગ્લંડ જવા ભાગ્યશાલી થાઉં તો ગમે તે પ્રકારે હું મારૂં વેર લેવા વિના રહીશ નહિ—"

"તેની રાજાપરની સત્તાનો હવે ધીમે ધીમે અંત આવતો જાય છે એ વાત શું ખરી છે? અમને એવી ગપ થોડાક વખત પહેલાં સંભળાઇ હતી—"

"એ ખરી છે કે ખોટી છે તે કહેવું મુશ્કેલ છે–" ગ્રેહામ બોલ્યો.

"ચાર્લ્સનું ચારિત્ર્ય ઘણું વિચિત્ર છે–તે ઘણો દમ્ભી છે. એક વખત તેનાપર પોર્ટસ્મથ રાજ્ય કરે–તો બીજી વખત ક્લીવલેંડ તેની માનીતી થાય છે. હમણાં એ દુષ્ટ ફ્રેંચ લલનાની સત્તા ઘણી વધી પડી હતી; પણ છેલ્લા અઠવાડીયાઓમાં ડચેસ ઓફ ક્લીવલેન્ડને સત્તાધીશ બનાવવા માટે કેટલાક સબલ પ્રયત્નો કરવામાં આવ્યા હતા એ હું જાણું છું. એ પ્રયત્નો કેટલેક અંશે સફલ થયા છે. પણ લુઇ દે કેરલ એ સફલ પ્રયત્નોની સફલતા પણ હવામાં ઉરાડી દઇ પોતાની વિજયી સત્તા ચાલુ રાખવાની કંઇ યુક્તિ શોધી કાઢે એ શકય છે. તમે જાણોછો કે, ફ્રેંચ રાજ્ય દરબારની તેનાપર સંપૂર્ણ કૃપા છે. સેંટ જેમ્સમાં રહેતો ફ્રેંચ એલચી તેણીને વારંવાર મળે છે અને કલાકો સુધી કંઈ ગુપ્ત મસલત કરે છે; અને જેઓને અંગ્રેજ રાજ્યદરબારનું કંઈક જ્ઞાન છે તે બધા જાણે છે કે, ઈંગ્લંડ અને ફ્રાંસ વચ્ચેના કેટલાક અગત્યના રાજકિય કોલકરારો ડચેસ ઓફ પોર્ટસ્મથના શયનગૃહમાં જ થયા છે—"

"હા. એવી વાત મ્હારે કાને પણ આવી હતી ખરી......પણ કર્નલ! તમે ફાધર પીએરને ઓળખો છો? ડચેસ ઓફ પોર્ટસ્મથની વાત કરતાં મને એ ધર્મગુરૂ યાદ આવે છે—"

"ફાધર પીએર?...મેં એ નામજ આજે સાંભળ્યું. એ કોણ છે?–" કર્નલ બોલ્યો.

"શું તમે ફાધર પીએરને ઓળખતા નથી?..." કર્નલનો અંગ્રેજ મિત્ર બોલ્યો.

"અરે મ્હારા વ્હાલા મિત્ર! એ પૂજ્ય ધર્મગુરૂ કંઇ સાધારણ માણસ નથી. તે એક નીપુણ શરાબબાજની પેઠે દારૂની પ્યાલી પર પ્યાલી પોતાના ગળામાં ઉતારી શકે છે–અને અદ્વિતિય જુગારીની પેઠે જુગારના ટેબલપર પાસા અને પાના સાથે પોતાના નસિબની સાંકળ બાંધી શકે છે......એ પૂજ્ય અને પવિત્ર ધર્મગુરૂ સંધિવાથી પીડાતા હોવાથી કેટલાક અઠવાડિયાથી આપણા માનીતા મુસાફરખાનાને પોતાના દર્શનનો પવિત્ર લાભ આપી શકતા નથી. તે અંગ્રેજો સાથ મિત્રતા રાખવાને ઘણા આતુર રહે છે, હંમેશા મોજ મઝા અને અયશ આરામમાં પડી રહેવાનું તેમને બહુ ગમે છે..."

" એ ફાધર પીએર કોણ છે? એને ને ડચેસ ઓફ પોર્ટસ્મથને શું સંબંધ?–" ગ્રેહામે પોતાનો સાથી તે 'પૂજ્ય ધર્મગુરૂ'નો પરિચય આપતાં જે વિવેચન કરવા લાગ્યો તેથી કંટાળી બોલ્યો.

"જરા શાન્તિ રાખો, સર હેકટર! હું તમારા પ્રશ્નોનો સંતોષકારક પ્રત્યુત્તર આપીશ. ફાધર પીએર કોણ છે? તમે મને પ્રથમ એ સવાલ પૂછોછો ખરૂં? સાંભળો. એ એકવાર બ્રીટેનીના કિનારાપરના એક ગામડામાં પાદરીની પદવી ધરાવતો હતો; પણ એ જે ઘરમાં રહેતો હતો તે ઘરની સ્વામિનિપર એની આંખો વધુ ઠરવાથી નિંદાખોર લોકો એને વિષે કંઇ કંઇ બોલવા લાગ્યા અને એની પદવી ચાલી ગઈ. ત્યાર પછી તે પૅરિસ ગયો–ત્યાં તે એના મનગમતા મિત્રોના સહવાસમાં આવ્યો–પણ તે એના બીશપને ગમ્યું નહિ–અને તેણે એનો ધર્મગુરૂનો પવિત્ર ઝભ્ભો લઈ લીધો. ત્યાર પછી તે અહિં આવ્યો–હજુ પણ અહિંજ રહે છે–અને એનો એક દૂરનો સગો જે થોડાક પૈસા મોકલે છે તે પર ગુજરાન ચલાવે છે. હવે તમે સમજી શકયા હશો કે ફાધર પીએર કોણ છે. અલબત્ત, હવે તે 'ફાધર' નથી કે પૂજ્ય ધર્મગુરૂ પણ નથી. પણ તેથી શું? એક વખત એ ધર્મગુરૂ હતો–અને તેથી હજુ પણ તે પૂજ્ય ધર્મ ગુરૂજ છે–"

"વારૂ......પણ હવે મારા બીજા પ્રશ્નનો જવાબ આપો–એને ડચેસ ઓફ પોર્ટસ્મથના નામ સાથે શું સંબંધ છે?" ગ્રેહામે કહ્યું.

" હું તેનો હવે ખુલાસો કરીશ–" વીલોબી બોલ્યો.

" તમે જાણો છો કે ફાધર પીએર બ્રિટેનીનો પાદરી હતો–અને લુઈ દે કેરલ પણ એજ સ્થલની નીવાસી હતી. આથી ફાધર પીએર આપણા કરતાં લુઈના ભૂતજીવનની કથા ઘણી સારી રીતે જાણે છે. તમને ખબર છે કે ડચેસ એકવાર મઠવાસી જોગણ બની હતી"

"ફ્રેંચ રાજદરબારમાં તે ગઈ તે પહેલાં તેણી એક મઠમાં ગઇ હતી એ વાત હું જાણું છું. ત્યાર પછી તે અંગ્રેજ રાજદરબારમાં આવી. આખી દુનિયા આ વાત જાણે છે."

"ઠીક. ત્યારે ફાધર પીએર યુવાન જોગણો, સન્યાસીઓ તથા મઠમાં આવનાર દરેક નવીન વ્યક્તિના એકરાર સાંભળતો હતો. લુઇ દે કેરલ એનાજ મઠમાં હતી; અને તેથી તેણીના એકરારપરથી તેણીના ભૂતજીવનની કેટલીક કાળી ધોળી વાત ફાધર પીએર જાણે છે એ નિઃસંશય છે—"

" બનવાજોગ છે......અને ફાધર પીએર દારૂડીઓ, જુગારી અને મોજીલો હોવાથી સુવર્ણના સિક્કા માટે પોતાના પેટમાંની બધી વાત ઓકી નાખશે એમ તમે માનોછો ખરા! જો એમ થાય તો બેડો પાર!—" કર્નલ બોલ્યો.

" ફાધર પીએરના પેટમાંની ગુપ્ત વાત તમે કઢાવવાનો પ્રયત્ન કરશો, સર હેક્ટર! તો મને લાગે છે કે, તમને તે મુસ્કેલ લાગશે. એ પૂજ્ય અને પવિત્ર મહાપુરૂષ દારૂની લહેરમાં જ્યારે કંઈ કંઈ બકતા હોય ત્યારે બકી જાય છે કે, ભૂતકાલની અનેક કિમતી વાતો પર તે પ્રકાશ નાખી શકે છે. પણ કોણ જાણે કેમ, બબ્બાના બહારમાં પણ ડચેસ ઓફ પોર્ટ્સમથનું નામ આવતાં તે અર્ધ દિવાના જેવો ચૂપ થઇ જાય છે અને કંઈ બોલતો નથી—"

" એમ? પછી તે કંઇ બોલતો નથી?–" ગ્રેહામ ચિંતાતુર થઈ બોલ્યો; પણ આ પક્ષે એને એક બીજો વિચાર સૂઝયો ને તે બોલ્યો.

" પણ જો ફાધર પીએર ખરેખર લુઇ દે કેરલ વિષે કંઈ પણ વાત જાણતો હોય કે જે ગુપ્ત વાત લુઇની હાલની સત્તાશીલ સ્થિતિનો અંત લાવવા શક્તિવાન હોય અથવા તેને કોઇપણ રીતે લોકોની દૃષ્ટિએ હલકી પાડી શકે એમ હોય તો હમણાં જેવી મુફલેસી અને કંગાળ્યતમાં ફાધર પીરે દિવસ ગાળે છે તેવી રીતે એ ગાળે ખરો? જો એ કંઇ પણ જાણતો હોય તો તે સીધો ડચેસ પાસે જાય અને એને જોઇએ તેટલા પૈસા એ મેળવી શકે......"

" હું જે જાણું છું તે તમને કહું છું, સર હેક્ટર! પણ કદાચ મારી ધારણા ખોટી પણ હોય......"

" ગમે તેમ હોય! ખરૂં યા ખોટું! મી૦ વીલોબી! હું તમને તમારી શંકા કે ધારણા અને કહેવાની વિનંતી કરૂં છું. જુઓ, મારા મિત્ર! તમને જો કોઇ વફાદાર મિત્રની જરૂર હોય તો હું તમારો મિત્ર થઇશ.........હું અલ્પ સમયમાં ઈંગ્લંડ જવાનો છું અને ત્યાં ગયા પછી હું તમને ઘણો ઉપયોગી થઇ પડીશ—"

" જુઓ, સર હેક્ટર! તમે જે પૂછો છો તેનો જવાબ હું જે જાણું છું તે પરથી આપું છું. પણ મને કહેવા દો કે એ ફકત મારી શંકા છે–મારી કલ્પના જ છે. ફાધર પીએરને એના દૂરના સગા તરફથી પૈસા મળે છે એમ કહેવામાં આવે છે. પણ મને શક છે કે ડચેસ ઓફ પોર્ટસ્મથ તરફથીજ એને સહાય મળે છે—"

"આહ! એમજ હશે!......એમજ છે......પણ હજુ એ કલ્પનાજ છે—"

"હા. એ મારી કલ્પના છે. આવતી કાલે હું ફાધર પીએરને એને ઘેર મળવા જઇશ અને બની શકશે તેવી ખબર કઢાવી લાવીશ પણ... એ પૂજ્ય મહાત્મા પોતેજ ચાલ્યા જાય છે ને!—"

ગ્રેહામે વીલોબીએ આંગળી તાકી હતી તે દિશાએ જોયું તો થોડેક દૂર એક વૃદ્ધ પુરૂષ ધીમે ધીમે લંગડાતો લંગડાતો જતો તેની નજરે પડ્યો. તેનો પોષાક એક ધર્મગુરૂ જેવો ન્હોતો. પણ સાધારણ માણસ જેવો હતો. તેનું વય ૬૦ ને ૭૦ ની વચ્ચે ઝોળા ખાતું હતું. તેનું શરીર વૃદ્ધાવસ્થાને લીધે વળી ગયું હતું અને લાકડીના ટેકા વિના આગળ વધી શકતું નહિ. સહેજ નજીક જવા પછી ગ્રેહામને માલુમ પડયું કે તેના વાળ સફેદ હતા. વૃદ્ધાવસ્થાને લીધે પૂજ્યભાવ ઉત્પન્ન થાય એવો તેનો દેખાવ ન્હોતો. તે વૃદ્ધ વિકારી બદમાસ જેવો લાગતો. તેના ગાલ ફીક્કા હતા; પણ તેના નાકની લાલાશપરથી તેની શરાબસુંદરી પરની અસામાન્ય પ્રીતિ માલૂમ પડી આવતી. તેના કપડાપર કેટલાક ડીગડા હતા અને જ્યાં ત્યાં દારૂના ડાઘ હતા.

"મારી એની સાથે ઓળખાણ કરાવો-" ગ્રેહામે પોતાના સાથીને કહ્યું.

"જરા શાન્ત થાઓ. એમ અધીરતા બતાવશો તો તમારૂં કંઇ વળશે નહિ. જ્યારે એ "ઘાસલેટ" ના બહારમાં નથી હોતો ત્યારે એની પાસેથી કોઈ પણ જાતનો ભેદ કઢાવવો એ અશકય છે. વળી જો એને પ્રથમથીજ કંઈ શંકા ઉત્પન્ન થશે તો તમારા સઘળા પ્રયત્નો પાણીમાં જશે અને છેવટ સુધી તમારૂં કંઇ વળશે નહિ. આથી એ મુસાફરખાનામાં આવે ત્યાં સુધી ધીરજ રાખો–ત્યાં તમે એની સાથે દારૂ પી શકશો–જુગાર રમી શકશો અને વાતચીત કરી એના મિત્ર પણ થઈ શકશો—"

"પણ જો એ ત્યાં ન આવે તો?"

"એ આવ્યા વિના રહેજ નહિ. એનાથી ચલાતું હોય અને એ મુસાફરખાનામાં ન આવે એ અશકય છે."

"ઠીક. ત્યારે તમારી સૂચના પ્રમાણે હું ધીરજ રાખીશ." અને તે આ શબ્દો બોલ્યો ત્યારે ફાધર પીએર એક દવાવાળાની દુકાનમાં સંધિવાની દવા ખરીદવા માટે દાખલ થતો તેણે જોયો.

"ચાલો, ત્યારે હવે મી૦ લેસી પાસે જવાનો વખત થવા આવ્યો."

કર્નલ અને તેનો મિત્ર કિલ્લામાંથી બહાર નીકળી બંદરપર આવ્યા. બીજા મિત્રો માટે તેમણે આમ તેમ નજર ફેંકી પણ હજુ તેઓ આવ્યા ન્હોતા.

"કંઇ ફીકર નહિ. તેઓ આવ્યા વિના રહેવાના નથી. તેઓ આપણા નવા મિત્રના હિસાબે ને જોખમે દારૂ પીવાનું ને જુગાર રમવાનું ભૂલી જાય એ અસમ્ભવિત છે. કદાચ તેઓ સવારે મોડા ઉઠયા હશે—"

વીલોબી આ શબ્દો બોલી રહ્યો, એટલે તે અને તેનો સાથી 'કિંગ ચાર્લ્સ' નામની 'યાટ' પાસે આવી પહોંચ્યા. તેમની નજરે આ 'યાટ' પ્રથમ પડી ત્યારે તેઓ અંધારાને લીધે બરાબર જોઇ શકયા ન્હોતા. હવે તેઓ તેને લક્ષપૂર્વક જોવા લાગ્યા. તે એક સુન્દર યાટ હતી. તે પર બે પીતળની તોપ હતી. ચાર સશક્ત ખલાસીઓ દરિયામાં મુસાફરી કરવા જવાની તૈયારી કરતા સઢ યોગ્ય દિશાએ ફેરવતા હતા અને ઋતુ આગલા દિવસ જેવીજ સુન્દર હોવાથી આ દરિયાઇ સહેલગાહ ઘણીજ આનંદી થઈ પડશે એવી કર્નલ તથા વીલોબીની ખાત્રી થઇ ગઇ. તેઓ કિનારા પરથી યાટ જોતા હતા એટલામાં કેબીનમાંથી મી૦ લેસી બહાર આવ્યો અને પોતાના નિમંત્રીત પરોણાઓમાંના બેને ઉભેલા જોઇ તેમને ગરમાગરમ આવકાર આપ્યો. ગઇ કાલના જેવોજ પોષાક તેણે આજે પણ પહેર્યો હતો પણ પોતાના દાઢીના વાળ તેણે જરા ઉંચા કર્યા હતા અને તેથી તેનું નાક તથા આંખો સિવાય બીજું કંઈ દેખાતું ન્હોતું.

"ઓહ સર હેક્ટર! મી૦ વીલોબી!......" મી૦ લેસી યાટની ડેકપરથી બોલ્યો. યાટ બંદરથી સહેજ નીચાણમાં ઉભી હતી.

"અહિં આવો—આપણે બીજા બધા આવે તેટલા દારૂ પી મઝા કરીએ–લો, પેલું દોરડું પકડી આવો......"

"આપણે કહીએ છીએ કે દરેક અંગ્રેજી વહાણ ઇંગ્લંડનો ન્હાનો વિભાગ છે..." સર હેક્ટરે મી૦ લેસીની સૂચના પ્રમાણે દોરડું પકડયા પછી વીલોબી હસીને બોલ્યો.

"અને ગ્રેહામ! હવે તમે ફ્રેંચ કિનારો તજી ઇંગ્લીશ ભૂમિમાં જાઓ છો–તમે ધાર્યું હતું તે કરતાં વહેલા તમે ઇંગ્લંડ જાઓ છો, ખરૂં ?—"

"હા. ખરૂં......" સર હેક્ટર હસીને બોલ્યો.

"પણ ઇંગ્લંડની તમે કહો છો તેવી મારી મુલાકાત ફક્ત ક-લ્પિત છે એમ કહેતાં મને દિલગીરી થાય છે–" આટલું કહી તે યાટપર જઈ પહોંચ્યો.

"નહિ–એ કલ્પિત મુલાકાત નથી......ખરી છે." મી૦ લેસી બોલ્યો અને સર હેક્ટર યાટપર પહોંચતાંજ તેની આસપાસ ખલા-સીઓ ફરી વળ્યા અને બે ત્રણ જણે તેને પકડી લીધો.

"તમે શું કહેવા માગો છો? આવી મશ્કરીનો અર્થ શું?" કર્નલ કંઇક ચમકી બોલ્યો.

"જુઓ!..." લેસી બોલ્યો અને તેણે પોતાના માથાપરની હૅટ કાઢી નાખી–વાળની 'વીગ' દૂર ફેંકી દીધી–દાઢીના બનાવટી વાળ પણ કાઢી નાખ્યા–અને કર્નલે પોતાની સામે એક પરિચિત મનુષ્ય જોયો.

મી૦ લેસી ફ્રેડ્રીક સેલ્બી હતો!

"તમારા સાથીઓને કહેજો–" મી૦ લેસી ઉર્ફે ફ્રેડ્રીક અજબ થતા વીલોબી તરફ જોઈ બોલ્યો.

"તમારા સાથીઓને કહેજો કે મને તેમની મિત્રતા હવે જોઈ-તી નથી. અને કાલે રાત્રે જુગારના ટેબલપર તેમણે જે લુચ્ચાઇ વાપરી હતી તે માટે હું તેમને માફ કરૂં છું—"

"પણ આ જૂલમ અને દગો અંગ્રેજી કાયદો સહન કરી શકશે નહિ–" સર હેક્ટર ગ્રેહામ પોતાની સ્થિતિ જોઈ, અભિમાની તથા ભયભર્યો દેખાવ ધારણ કરી બોલ્યો. "આ એક ખાનગી યાટ છે-"

"નહિ સાહેબ!–" ફ્રેડ્રીક સેલ્બી બોલ્યો.

"તે મહારાજાની યાટ છે. તમે કૅપટનના કબજામાં છો—"

"શું એ બનવાજોગ છે?–" ગ્રેહામ રૂની પુણી જેવો ફીકકો પડી બોલ્યો.

"હા સાહેબ! તદ્દન બનવાજોગ છે–" સરકારી યાટનો કૅપટન કર્નલ ગ્રેહામના ખભાપર હાથ મૂકી બોલ્યોઃ "મારા ભત્રિજા ફ્રેડ્રીકે તમને સત્ય હકીકતજ કહી છે, સાહેબ!......ચાલો, ઉતાવળ કરો! મહારાજાનો જય!......ઈંગ્લંડ તરફ ચાલો ....."

આ હૂકમનો તરતજ અમલ થયો. કેલેના મુસાફરખાનાના બીજા નિમંત્રિત જુગારીઓ કિનારાપર આવી વીલોબી પાસે આવી ઉભા અને તેજ પલે જે યાટપર તેમણે દારૂ પીવાની ને ભોજન ખાવાની ઉમેદ રાખી હતી તેને બારામાંથી પસાર થતી જોઇ.

# પ્રકરણ ૨૪ મું.

## રાણીના નિવાસસ્થાનમાં.

સન્ધ્યાનો સમય હતો; અને ‘ વ્હાઇટ હૉલ ’ રાજમહેલમાંના રાણીના નિવાસસ્થાનમાં એક ખાસ મેળાવડો હતો.

ચાર્લ્સ રાજાના વિલાસી યુગમાં જ્યારે નીતિના બંધનો તદ્દન શીથીલ થઈ ગયાં હતાં અને રાજા તથા ઉમરાવો, સૈનિકો અને સાધારણ મનુષ્યો વિલાસનેજ જીવનની પ્રધાન આવશ્યક્તા માની ગમે તેમ અયશઆરામમાં પાશવ જીવન ગુજારતા હતા ત્યારે કેથેરાઇન ઑફ બ્રાગાન્ઝા—રાજા ચાર્લ્સની પરણિતા—પોતાનું ચારિત્ર્ય અકલંકિત રાખી શકી હતી તે માટે તેને માટે દરેક નીતિપ્રિય હૃદયમાં માન અને આદર જનમ્યા સિવાય રહેતાં નથી. તેણીની આસપાસ વિલાસી–અનીતિવાન સ્ત્રીપુરૂષોની મંડળી રાત્રી દિવસ ભમ્યા કરતી—રાજા, ઉમરાવો અને ઉમરાવજાદીઓને પવિત્રતાનું લેશ માત્ર ભાન ન્હોતું; ત્યારે પણ આ સંયમી રાણી પોતાના પાતિવ્રત્યનું પ્રશંસાપાત્ર રીતે રક્ષણ કરી શકી હતી. તે પોર્ટુગલમાં જન્મી હતી. અંગ્રેજ લલનાઓ ઇંગ્લંડની શીતલ ઋતુને લીધે ઉષ્ણ પ્રદેશમાં જન્મેલી સ્ત્રીઓ કરતાં કંઇક વધુ ઉમ્મરે મદનના મારથી મહાંત થાય છે. પોર્ટુગીઝ સ્ત્રીઓ અંગ્રેજ સ્ત્રીઓ કરતાં વિશેષ કામી હોય છે; છતાં કેથેરાઈન પવિત્ર રહી હતી. સૌન્દર્યમાં પણ એ ઉતરે એવી ન્હોતી. એના અવયવો ખામીરહિત હતાં એટલુંજ નહિ પણ એના વદનપર આકર્ષક લાલિત્ય ચમકતું હતું. એનું વદન ગોળ હતું અને તેપર નમણું નાક હતું. તેનાં નયનો સુન્દર, કાળાં અને વિશાલ હતાં: પણ એ વિશાલ નયનો મદનપીડિત યુવતીઓનાં હરિણ નેત્રો પેઠે પુરૂષહૃદયોને ડોલાવવા માટે નાચી ન્હોતાં રહેતાં. એ નેત્રો તેના હૃદયની કોમલતા વ્યક્ત કરતાં હતાં. વારંવાર તેણીની આંખો દયામણી બની જતી. તેનું મુખ ભરાઉ અને સુડોળ હતું પણ તેપર શોકગ્રસ્ત ખિન્નતા છવાયલી રહેતી. તે ક્વચિતજ હસતી. તેનું હાસ્ય પ્રેમમસ્ત લલનાના હૃદયહારક સ્મિત જેવું નહિ; પણ જખ્મી હૃદયને આશ્વાસન આપવાના મન્દ પ્રયાસ જેવું લાગતું. જ્યારે રાણી હસતી ત્યારે તેના સફેદ દાંત નજરે પડતા. તે જરા મ્હોટા હતા; પણ હજુ સુધી એક પણ તુટેલો ન્હોતો. તેમજ તે ન્હાના મ્હોટા પણ ન્હોતા. તેના વાળ કાળા, રેશમ જેવા નરમ પણ કંઇક ટૂંકા હતા અને તેને વધુ સુન્દર

બનાવવા તે વધુ વલખાં મારતી નહિ. તે વાળોને અનેક રીતના સુન્દર આકારમાં ગોઠવી પોતાનુ સૌન્દર્ય દીપાવવાની કોશેષ પણ કરતી નહિ. તે પોતાના વાળ સાદાજ ઓળતી, અને વાળની બે લટો છાતીપર લટકતી રાખતી જ્યારે બાકીના વાળ એની પીઠપર લટકતા રહેતા. એના શરીરની ત્વચા શ્વેતરંગી હતી અને ગુસ્સાના આવેશમાં જ્યારે એના વદનપર રક્ત ચઢી આવતું ત્યારે શ્વેત ત્વચાપર લાલાશ આવતી. તેની છાતી ભરાઉ અને સુન્દર હતી. શરીરાકૃતિ સુડોળ અને ખામીરહિત હતી. જો કે હવે એ સહેજ જાડી લાગતી. તેણીના હાથ પગ પણ આકર્ષક હતા. તેણીની ચાલ સુન્દર હતી. પણ મદમસ્ત યુવતીના જેવી આકર્ષક ન્હોતી. તે રાણી છે—એક રાજ્યના સ્વામિનિ ધર્મપત્નિ છે—તેથી પદવીના અભિમાનને લીધે તે તોરમાં રહેતી ન્હોતી. અને આથી તે એક રાણી જેવી નહિ પણ કુલીન કાન્તા જેવી લાગતી. એનું હૃદય માયાળુ—પ્રેમાળ હતું. કમનસિબે એ પવિત્ર, પ્રેમાલ રાણીને રાજાની તેના તરફની બેદરકારીને લીધે ઘણું સહન કરવું પડતું અને કોઇ કોઈ વાર તો એના સહનશીલ હૃદયની સહિષ્ણુતાનો પણ અંત આવતો.

રાણી કેથેરાઇન આટલી બધી સહનશીલ, રંક અને નમ્ર હતી; છતાં તેના જીવનમાં પણ કેટલીક પલો એવી આવતી કે, જ્યારે રાણીનું શાન્તિપ્રિય વિનમ્ર હૃદય જૂલમથી ત્રાસી બંડખોર બનતું. તેની અલ્પ સમય પહેલાંની શાન્ત ગરિબડી આંખોમાંથી અગ્નિ ખરતો—જખમી હૃદયની અશાન્તિ તેના વદનપર કંઇ કંઈ રંગ જમાવતી—અને એક પલ તેના વદનપર મહારાણીની સત્તા વિરાજતી; તે સમયે તે વિનમ્ર પત્નિ નહિ પણ સત્તાશીલ રાણી બનતી. પણ આવાં પરિવર્ત્તન બહુ લાંબા સમયે થતાં: કારણ કે તેનું હૃદય જૂલ્મી અને દયાહીન પતિના જૂલમથી કચડાઇ ગયું હતું; તેની લાગણીઓ મરી ગઈ હતી અને તેનું સત્તાભિમાન તથા રાજ્યાભિમાન મંદ પડી ગયું હતું. તેના તરફ જે જાતનું જૂલમી વર્તન ચલાવવામાં આવ્યું હતું તેથી વધુ જૂલમી અને અસહ્ય વર્તન ચલાવવામાં આવે, તેની કોમલ લાગણીઓ પર અણધાર્યો વજ્રપ્રહાર થાય, તેની પદવીથી ન સહન થાય એવું ભયંકર અપમાન થાય ત્યારેજ તે ઝનુની બનતી અને તેનું શાન્ત હૃદય ખળભળી ઉઠતું.

તેની પદવી ઉચ્ચ હતી. તેના હૃદયમાં તેની પદવી તથા કુલનું અભિમાન હતું. એ અભિમાન કચડી નાખી તેણીને તદ્દન ગુલામડી જેવી બનાવી દેવાની નીચ વૃત્તિ ચાર્લ્સના હૃદયમાં હમેશાં તરવરી રહેતી;

જો રાણીની દરેક પ્રકારની સ્વાત્માભિમાની લાગણી મરી જાય તો ચાર્લ્સને શરમભર્યા અયશઆરામનો ઉપભોગ કરવા માટે રાણી ઠપકો ન આપે તથા વચ્ચે ન આવે તે માટે તે રાણીને દરેક રીતે સતાવતો.

એકવાર તે રાણી તરફ જાણી જોઈ બેદરકારી બતાવતો—બીજી વાર તિરસ્કાર અને અપ્રિયતા વ્યક્ત કરતો—ત્રીજીવાર વળી વિચિત્ર જાતનું જૂલમી વર્તન ચલાવતો—એવી એવી અનેક જૂલમી રીતિઓથી ચાર્લ્સ રાણીનું લોહી પી જતો. રાણીનું રક્ત આમ ચૂસાતું—તે મનમાં ને મનમાં બળી જતી, દુઃખી થતી, પરિણામે તેની લાગણી મરી જતી. કોઇ પણ સ્ત્રી આવાં જૂલમો સહન કરી શકે નહિ. આ બધા જૂલમો રાણીને તેના ચરણની ખાક ચૂમતી દાસી બનાવવા માટેજ ચાર્લ્સ ગુજારતો. જો રાણી ઝનૂની અને વેરની ભૂખી બની હોત તો પોતાના પતિના દયાહીન અને જૂલમી વર્તન સ્હામે બંડ ઉઠાવી તેને અલ્પકાલમાં ઠેકાણે લાવી શકતા; પણ તેણી ઉન્નતમના અને દયાળુ હતી—સ્નેહાળ અને નમ્ર હતી. આ નમ્રતા અને સ્નેહાળતાએ જ ચાર્લ્સની ધારણા પાર પાડી. તેણીના હૃદયને એટલું બધું નમ્ર બનાવી દીધું કે ચાર્લ્સને તો તેથી મઝા પડી ગઇ. રાણી પોતાના પતિના નીચ વર્તન માટે તેને કંઇ પણ કહેતી નહિ. જે બને તે ગુપચુપ જોયા કરતી. પોતાનાપર જૂલમ ગુજરે તે પણ મૂગે મ્હોડે સહી લેતી. આથી ચાળીસ વર્ષની વયે જયારે તે આપણી નવલકથાની રંગભૂમિપર રજુ થાય છે ત્યારે તદ્દન ગરિબડી અને શાન્ત બની ગઇ હતી.

ચાર્લ્સને અસંખ્ય વિલાસસખીઓ હતી. તે નીતિ કે પવિત્રતાથી હમ્મેશાં દૂરને દૂરજ ન્હાસતો ફરતો. હમ્મેશાં યુવાન યુવતીઓના બાહુપાશમાં બદ્ધ થઈ પડી રહેવાનું તેને બહુ ગમતું. ચાર્લ્સના આવા ભ્રષ્ટ અને અનીતિવાન જીવન સ્હામે એક બોલ પણ બોલવાની તાકાત એનામાં ન્હોતી. તેણે પોતાની છાતી વજ્ર સમી બનાવી આ બધું સહન કરવાનો નિશ્ચય કર્યો હતો. તેની મોહક આંખો તેના પતિની વિલાસપ્રિયતા જોઈ શરમાતી—છુપી રીતે આંસુ સારતી—પણ તેની સ્હામે થતી નહિ. રાજા સાથે તે આટલી બધી નમ્ર થઇ ગઈ હતી એટલુંજ નહિ પણ તેની વિલાસસખીઓ સાથે પણ તે સ્નેહભાવથી વર્તતી. તેમની સાથે મીઠાશથી વાત કરતી—તેમને જોઇ સ્મિત હાસ્ય ફરકાવી આનન્દ વ્યક્ત કરતી—આ બધું ફક્ત ચાર્લ્સ એકાદ કલાક તેની સાથે ગાળે એ આશાથી કેથેરાઇન કરતી. ગરિબ બિચારી! તેને અન્યાય થતો હતો. એ અન્યાય તે ગળી ગઇ પણ તેથી તેને કંઇ લાગ્યું નહિ એમ ન્હોતું. તેને લીધેજ એ હમેશાં ઉદાસ રહેતી અને ફિક્કી

રાણી બનવા જ્યારે એ પ્રથમ આવી ત્યારે તેના વદનપર યોવન વસન્તની જે ભવ્ય અને મોહક છટા હતી તે ધીમે ધીમે લુપ્ત થઈ ગઇ !

પતિપ્રેમવંચિતા કેથેરાઈન ઓફ બ્રાગાન્ઝા—ઈંગ્લંડની રાણી બાહ્યદૃષ્ટિએ દરેક જાતના રાજવંશી ઠાઠમાઠ અને દોરદમામથી રહેતી હતી. તે રાણી હોવાથી તેની સેવા ઉઠાવનારા દાસ દાસીઓની વિપુલતા હતી; પણ એ સર્વ જાહોજલાલી અને દોરદમામ સત્તા વિનાનાં હતાં. તેણીની સેવામાં અનેક ઉમરાવજાદીઓ હાજર રહેતી; પણ તેઓમાંની કેટલીક ચાર્લ્સની ઉપપત્નિઓ હતી—કેટલીક રાજાની જાસુસો હતી. રાણીના વર્તનપર રાજાને કોઈ જાતનો શક ન્હોતો. તે તેની પવિત્રતા સારી પેઠે જાણતો હતો. પણ તે રાણી કોઈ સાચો મિત્ર મેળવી શકે તે પસંદ કરતો ન્હોતો. આથી તેણે રાણી પાછળ પોતાની જાસુસો રાખી હતી. રાણી પોતાની સેવામાંની "કુલીન કાન્તા" ઓના કલંકિત જીવનથી માહીતગાર હતી. આથી એક પણ બોલ બોલવા પહેલાં તે વિચાર કરતી. દુઃખી વખતમાં—ચાર્લ્સની ગેરહાજરીમાં ચાર્લ્સની બેદરકારી અથવા જૂલમી વર્તન માટે એક પણ બોલ અસાવધાનતાથી રાણી બોલે તો તે તરત રાજાને કાને પહોંચે એવી સ્થિતિ હતી. આથી બિચારી રાણીની સ્થિતિ ઘણી કઢંગી થઈ પડી. તે તદ્દન પરતંત્ર બની ગઇ. તેણીનું જીવન કંગાળ થઇ ગયું. બાહ્ય દૃષ્ટિએ અનેક સુન્દર વૈભવવિલાસની ચીજો તેના શયનગૃહમાં જણાતી પણ તે તેની આંખોને પ્રિય લાગતી નહિ. તેણીનું જીવન સૌન્દર્યજડિત કંગાલ્યતથી ભરેલું હતું—હીરા મોતીના અલંકારો શરીરપર હોવા છતાં હૃદયમાં ભયંકર જ્વાળા સળગતી હતી—તેની ભરાઉ છાતીપર રત્નજડિત માલા લટકતી પણ તેના અંતરમાં ભાલા ભોકાતા હતા.

અમે આ પ્રકરણના પ્રારંભમાંજ કહી ગયા છીએ કે આજે રાણીના નિવાસસ્થાનમાં ખાનગી મેળાવડો હતો. રાણી આવા મેળાવડા પ્રસંગોપાત કરતી અને તે ફક્ત ચાર્લ્સના દર્શન કરવાને કે અનેક ઉમરાવો તથા ઉમરાવજાદીઓ સાથે મિત્રતા બાંધવાને નહિ પણ પોતાની અસહ્ય સ્થિતિમાંથી કંઇક રાહત મેળવવા માટેજ તે આવા મેળાવડા કરતી. આ સમયે રાજ્યદરબારની મુખ્ય સ્ત્રીઓ કેટલાક ઉમરાવો સાથે ત્યાં હાજર થઇ હતી. બાર્બેરા વીલીઅર્સ અને લુઇ દે કેરલ પણ આ પ્રસંગે હાજર હતી. લુઇ બાદશાહી શયનગૃહમાંની એક કુલીન સ્ત્રી હોવાથી રાણીના આમંત્રણો મેળવવાનો તેને કંઇક હક્ક હતો. બાર્બેરા પુનઃ રાજાપર સત્તા મેળવવા ભાગ્યશાળી થતી જાય છે

તેથી જ રાણીએ તેને નિમંત્રણ કર્યું હતું કારણ કે તેના તરફ જો અભાવ બતાવવામાં આવે તો રાજાપરની તેની સત્તાને લીધે રાણીને સહન કરવું પડે એમ હતું. બાર્બેરા અને લુઇ એ બેમાંથી કેથેરાઇન બાર્બેરાને વધુ ધિક્કારતી. દુષ્ટા લુઇએ કદિ પણ જાણી જોઈને રાણીનું અપમાન કરવાનો કે તેણીને હલકી પાડવાનો નીચ પ્રયત્ન કર્યો ન્હોતો. ઉલટી તે રાણી પ્રત્યે સમ્પૂર્ણ માનથી વર્તતી અને તેની સખી હોવાનો ડોળ કરતી. બીજા હાથપર ડચેસ ઓફ ક્લીવલેન્ડ ઘણીજ અભિમાની અને નીચ હતી. થોડાંક વર્ષો પૂર્વે જ્યારે રાજા તેના મોહપાશમાં સપડાયો હતો ત્યારે એ બદમાસ બલા રાણીનું ખુલ્લું અપમાન કરતાં સહેજ પણ અચકી ન્હોતી. રાણીને બાર્બેરા જેવી એક ભ્રષ્ટચરિતા પોતાનું અપમાન કરે તેથી અતિ તિક્ષણ વેદના થતી. પણ બિચારી શું કરે? રાણીની પદવીનું લેશમાત્ર ભાન રાખ્યા વિના પોતાના રાજવંશી યાર સાથેની નીચ મિત્રતાને લીધે તે નીચ અને દુષ્ટ ડચેસ પવિત્રતાની મૂર્તિ કેથેરાઇનનું અપમાન કરતી અને રાણી તે અસહ્ય લાગતાં ગુપ્ત રીતે અશ્રુ સારતી. આ કારણે તે બાર્બેરાને અત્યંત ધિક્કારતી અને હમણાં તે પુનઃ સત્તાશીલ થવાની વાત સાંભળી તે બિચારી મનમાં ને મનમાં ભય પામતી હતી. લુઇ હજુ પણ રાજાની માનીતી રહે એવું રાણી ઇચ્છતી છતાં તેણીએ બાર્બેરા પ્રત્યેનો ધિક્કાર વ્યક્ત થવા દીધો નહિ. તેણે પોતાનો મનોભાવ ચાલાકીથી છુપાવી દીધો અને બાર્બેરાને જોઇ હાસ્ય કર્યું. એ હાસ્યે ડચેસ ઓફ ક્લીવલૅન્ડની ઉન્નતિનો તારો પુનઃ ચમકે છે એવો ભાસ કરાવ્યો.

રાણીના નિવાસસ્થાનમાં ચાર વિશાલ ઓરડાઓ હતા. તેમાં સુશોભિત ઉચ્ચ કારિગિરિનું કિમતી ફરનીચર વ્યવસ્થિત રીતે ગોઠવી તેમની શોભા વધારવામાં આવી હતી. આંખને ઝાંખી પાડે એવી તેજસ્વી બત્તી દરેક ઓરડામાં ઝગારા મારી રહી હતી. એક ઓરડામાં પાનાં રમવાનાં ટેબલો મૂકેલાં હતાં; અને ત્યાં કેટલાક પરોણાઓ મોજ કરતા હતા. બીજા ઓરડામાં યુવાન યુગ્મો બેઠાં હતાં તથા પ્રેમની મીઠી ગોષ્ટિ કરી રહ્યાં હતાં તથા કેટલાંક યુવાનો પોતાની માશૂકોની કમ્મરની આસપાસ હાથ નાખી ધીમે ધીમે આમતેમ ફેરા ખાતા હતા. ત્રીજા ઓરડામાં એક વિશાલ ટેબલ હતું અને તે પર ભાતભાતની ભોજન સામગ્રી મૂકેલી હતી. ચોથા ઓરડામાં ખુદ મહારાજા તથા તેના ખાસ મિત્રો માટેની સગવડ કરવામાં આવી હતી. તેમાં હમણાં રાજા એક સોફાપર ડચેસ ઓફ ક્લીવલૅન્ડ સાથે બેઠો

હતો–રાણી ડચેસ ઑફ પોર્ટ્સમથ સાથે એક બીજા સોફાપર બેઠી હતી. પાંચ છ ઉમરાવો તથા કુલીન સ્ત્રીઓ મહારાજા તથા મહારાણીની આજ્ઞાની રાહ જોતાં થોડેક દૂર ઉભાં રહી ધીમે સ્વરે માંહોમાંહે કંઇ વાત કરી રહ્યાં હતાં. રાજાનું બધું લક્ષ ડચેસ ઑફ ક્લીવ લૅન્ડ પરજ હતું. લુઈ તરફ સ્નેહભીની નજરે તેણે આજે ન જોયું. લુઇ તેનું કારણ સમજી ગઇ અને બાર્બેરા–તેની પ્રતિ સ્પર્ધિની વિજયી થતી જાય છે એવી તેની ખાત્રી થઈ ગઈ. તેણે જોયું કે એક વેળાની બ્રિટિશ દરબારની ચળકતી ચંદ્રિકા–લુઇ–આજે બીજાની નજરમાં ઝાંખી પડી છે. છતાં તેના મનમાં પોતાની પડતીને લીધે કેવા વિચાર ઘોળાતા હતા તે તેના બાહ્ય દેખાવ પરથી કોઇ કહી શકે એમ ન્હોતું. તે હમ્મેશના જેવીજ આનન્દી અને પ્રસન્ન વદને વાત કરતી રાણી સાથે બેઠી હતી. રાજાએ તેની સાથે એક બેવાર વાત કરી ત્યારે લુઇએ પોતાની હમ્મેશની મીઠી અને મોહક ભાષામાં તેનો જવાબ આપ્યો. તે એટલી બધી સાવધતાથી વર્તતી હતી–એકેએક શબ્દ એટલો વિચાર કરી બોલતી હતી, કે જેથી તેની પ્રતિ સ્પર્ધિનીના મનમાં લુઇ તેની ઈર્ષ્યા કરે છે એવી શંકા પણ આવે નહિ. લુઇએ રાણીની વધુ ખુશામદ પણ કરી નહિ. તેના હૃદય પર તેને સમ્પૂર્ણ કાબુ હતો–પોતાના બાહ્ય દેખાવ પર, શબ્દો પર તથા વર્તન પર તે ખાસ લક્ષ આપતી કે જેથી તેનો મનોભાવ કોઇ જાણી શકે નહિ; છતાં પોતાની પ્રચંડ શત્રુ ડચેસ ઑફ ક્લીવલૅન્ડને ધૂળમાં રગદોળવાનો પ્રસંગ ક્યારે આવશે એજ વિચાર તેના અંતરના ઉંડાણમાં ગડમથલ કરી રહ્યો હતો એમ આ સ્થલે કહેવાની જરૂર છે.

ચાર્લ્સ આ પ્રસંગે આનન્દમાં ન્હોતો. એનો સ્વભાવ આનન્દી અને વિલાસી હોવા છતાં આજે એના વદન પર હર્ષની છટા લાવવાનો એણે વ્યર્થ પ્રયાસ કર્યો. વિલાસ અને અયશઆરામનો તે ગુલામ બની ગયો હતો; અને તેમાંથી મુક્ત થવાનું તેને અશક્ય લાગતું હતું તથા મુક્ત થવાનું પ્રિય પણ ન્હોતું. તેના ખર્ચો હમણાં હમણાં બેહદ વધી ગયા હતા. તેના પૈસા અનેક રસ્તે ચાલ્યા જતા હતા–પાણી પેઠે તે પૈસા ગુમાવતો હતો–અને જોકે ડચેસ ઑફ ક્લીવલૅન્ડે તેને પોતાના પક્ષમાં લેવા માટે, તેની પ્રીતિ મેળવી સત્તાશીલ બનવા માટે ઓદ્ધા, માનચાંદ અને પદવી માટે ટળવળતા ઉમરાવો પાસેથી એક મોટી રકમ ચાર્લ્સને આપી હતી પણ રાજાની અસામાન્ય આવશ્યકતા તરફ જોતાં એ મોટી રકમ સમુદ્ર આગળ પાણીના થોડાંક ટીપાં જેવી હતી. ટૂંકામાં ચાર્લ્સની આર્થીક સ્થિતિ વિચિત્ર થઇ પડી

હતી. તે માથાથી પગ સુધી કરજમાં ડૂબી ગયો હતો. તેના મહેલમાં નોકરી કરતાં દાસદાસીઓના ઘણા મહિનાના પગાર ચુકવાયા ન્હોતા—રાજાના ઉમરાવ કારભારીને કેટલાક વ્યાપારીઓએ સ્પષ્ટ જણાવી દીધું હતું કે જો તેમના લ્હેણા પૈસા મહારાજા તરફથી નહિ ચૂકવવામાં આવશે તો તેમને દિવાળા ફૂંકવા પડશે—એટલુંજ નહિ પણ ચાર્લ્સ જુગારમાં પણ ખૂબ હારી ગયો હતો. જુગારનું દેવું પણ તે ચૂકવવા અશક્ત હતો. આથી જો કે તેને પોતાના મોજશોખ અને અયશઆરામ સિવાય કશાયની પરવા ન્હોતી તોપણ તે આજે ચિન્તાતુર જણાતો હતો. તે ગમ્ભીર વદને સોફાપર બેઠો હતો. તેને પડખે ડચેસ ઓફ કલીવર્લૅન્ડ હતી પણ રાજાની પ્રીતિભરી લાગણી લુઇ તરફ હતી. બાર્બેરાને તે ચાહતો ન્હોતો; પણ તેની આર્થીક મુસ્કેલીએ ચાર્લ્સને બાર્બેરાને શરણ થવાની ફરજ પાડી. બાર્બેરાએ તેને આર્થીક સ્હાય કરી—બીજા વધુ પૈસા આપવાનાં વચન આપ્યાં—પણ તેજ સમયે તેના બદલામાં પોતાની આગલી સત્તાશીલ સ્થિતિ મેળવવાની તે આશા રાખે છે એ વાત પણ રાજાને ચાલાકીથી જણાવી દીધી.

ચાર્લ્સ કલીવલેન્ડની પાસે સોફાપર બેઠો બેઠો મનમાં ને મનમાં તેની બે વિલાસસખીઓની તુલના કરવા લાગ્યો. ડચેસ ઑફ કલીવલૅન્ડ હમણાં બેતાળીશ વર્ષની હતી, જ્યારે લુઇ દે કેરલ ભાગ્યેજ છત્રીસ વર્ષની હશે આથી લુઇ પોતાની પ્રતિસ્પર્ધિની કરતાં યુવાન હતી. બાર્બેરાનું સૌન્દર્ય આંજી નાખનારૂં હતું એ વાત ખરી છે. પણ લુઇની સુન્દરતામાં કંઇ ઓરજ જાદુ ચાર્લ્સને જણાતું. લુઇમાં ચાર્લ્સને મીઠાશ અને સ્નેહાળતાનાં દર્શન થતાં અને જ્યારે તેના કોમલ હાથો તેની ગરદનની આસપાસ ફરી વળતાં ત્યારે તેને જે આનંદ થતો તેની સીમાજ ન્હોતી. લુઇ કોઈ પણ વેળા ચાર્લ્સ પર જોર જૂલમ ચલાવીને કે તેને ધમકાવીને પોતાની ધારણા પાર પાડતી નહિ. મીઠા બોલનાજનખરાં અને નયનોની મસ્તીથી તે ચાર્લ્સને પાણીપાણી કરી નાખતી અને કાતિલ નયન બાણોથી ઘાયલ થયલો પુરૂષ પોતાની પ્રિયતમાને કોઈ ચીજ આપવાની ના પાડે એ અશક્ય છે. લુઇ આ વાત જાણતી અને એ જાદુનો પોતાના લાભમાં ઉપયોગ કરતી. આવું જાદુ વિજય ન મેળવી શકે એ શું શક્ય છે, વાંચનાર?

ડચેસ ઓફ ક્લીવલૅન્ડ પ્રતિ રાજાએ એક દૃષ્ટિ ફેંકી. તેના વદન પર તે એક બે પલ સ્થિર કરી. તરતજ તેની આંખોમાં જે ભયંકરતા સમાયલી હતી તે ચાર્લ્સને જણાઈ આવી અને તે એક પલ ડર્યો. બાર્બેરાની મ્હોટી કાળી આંખોમાં વિલાસપ્રિયતા સ્પષ્ટ જણાઈ

આવતી. એની મારકણી આંખોમાં કામવાસના સાથે ભયંકરતા પણ વસતી હતી અને હમણાં ચાર્લ્સને પડખે વિજય મેળવવાની આશામાં વિજયી અભિમાન અને કામ પિપાસાથી નાચતાં તેના નયનોના ગર્ભ-માં ભયંકર જ્વાલામુખી જેવો પ્રચંડ વૈરાગ્નિ છુપાયલો હતો, એ તેનો રાજવંશી આશક જાણતો હતો. તે મનમાં ને મનમાં અનેક જાતના વિચાર કરવા લાગ્યો. જે આંખો આજે તેને વ્હાલથી, મસ્ત પ્રેમથી વધાવી રહી હતી તેજ નયનો તેને ભવિષ્યમાં કંઇ પ્રસંગ આવતાં ક્રોધાગ્નિથી બાળી નાખશે. બાર્બેરાનું સુંદર વદન, તેની ભ-રાઉ છાતી, તેના સુન્દર વાળોની લટ, તેનો ભવ્ય પોષાક, તેના નય-નોના ચાળા—એ સર્વ અત્યારે મોહક હતાં. પણ એ મોહકતા નષ્ટ થઇ તેને સ્થાને ભયંકરતાને આવતાં વાર લાગે તેમ ન્હોતું અને સ્ને-હાળતાને સ્થાને ક્રોધ અને વૈરની લાગણી પ્રદિપ્ત થતાં વાર ન્હોતી.

પોતાની ભયંકર માશુકનું નિરિક્ષણ કર્યા પછી ચાર્લ્સે નીપુણ-તાથી લુઇ દે કેરલ—તેની મીઠી પ્રિયતમા પર દૃષ્ટિ ફેંકી. તરતજ તેને વિચાર આવ્યો કે આ મોહક મૂર્તિએ કદિ પણ તેની ઇચ્છા વિરૂદ્ધ ધમકી આપીને પોતાનો કોઇ સ્વાર્થ સાધ્યો નથી. તેણે રાજાપર રા-જ્ય કરવાને માટે, સત્તાનો નહિ પણ સ્નેહાલતાનો—કૃત્રિમ પ્રેમનો ઉપયોગ કર્યો હતો. જ્યારે લુઇ ચાર્લ્સથી નારાજ થતી ત્યારે તેના તરફ વિનીત નજરે જોતી—તેની આંખોમાં પોતાની કરૂણ આંખો પરો-વતી—રડી જેવી પડતી—કોઇ કોઇવાર રીસાતી. આવા રીસામણાં મના-મણાંથી ચાર્લ્સ ગુસ્સે થતો નહિ; પણ લુઈ પરનો તેનો પ્રેમ ઉલટાનો વધતો. ચાર્લ્સને બાલીશભાવદર્શક વદન જોતાંજ લાગી આવ્યું. લુઈ કદિ તેની સાથે ક્રોધે ભરાઇ ન્હોતી—તેની સ્હામે ઉંચે સ્વરે બોલી ન્હોતી—તેના વદન પર એક દુષ્ટ ઝનુની સ્ત્રી જેવી નિર્દયતા કદિ પણ જણાઈ ન્હોતી. હમ્મેશાં લુઇ હસમુખી, આનન્દી અને સ્નેહાળ જ-ણાતી ! આવી મીઠી સખી તરફ બેદરકાર બની તેની જગ્યા બીજીને આપતાં ચાર્લ્સ દિલગીર થયો. લુઇ તરફના અભાવને લીધે નહિ, તેના કોઇ દોષને લીધે નહિ પણ ચાર્લ્સની આર્થીક મુસ્કેલીની મુઝ-વણને લીધે તે ક્લીવલૅન્ડની ગોદમાં જવા તૈયાર થયો હતો. ઈંગ્લંડનો વિધાતા—એકતંત્રી સ્વામી ચાર્લ્સ આવી રીતે એક પેની વગરનો ભિખારી બનવાથી તેની વિલાસસખીઓના દ્રવ્ય માટે વેચાતો હતો. લુઇ—તેની વ્હાલી સખીને દૂર કરી તેનાથી ઉલટા અને ભયંકર સ્વ-ભાવની બાર્બેરા સાથે પ્રેમસાંકળથી બંધાતો હતો.

આજના ખાસ મેળાવડા પ્રસંગે રાણીના નિવાસસ્થાનમાં ભેગા થયલા નિમંત્રીત નરનારીઓમાંના કેટલાક ઉમરાવો ડચેસ ઓફ

ક્લીવલૅન્ડના પક્ષના હતા અને તેઓએજ રાજાની આર્થીક મુશ્કેલીમાં સહાય કરવા માટે ડચેસને વારંવાર પૈસા આપ્યા હતા. આ પૈસા તેઓ નકામા ફેંકી દેતા ન્હોતા કે રાજાપર મહેરબાની કરવા માટે આપતા ન્હોતા; પણ તે દ્વારા ડચેસને સત્તાવાન બનાવ્યા પછી બદલામાં માન, ચાંદ, પદવી આદિ મેળવવાની આશામાં તેઓ ભોગ આપતા હતા. બાર્બેરા વીલીઅર્સે ગુપ્ત રીતે એક ટીપ મહારાજાપર ૭ સાત અઠવાડિયા પૂર્વે મોકલી હતી; અને તે ટીપ લુઇ દે કેરલે ગુપ્ત રીતે જોઈ હતી એ વાત વાંચનારની સ્મૃતિમાંથી ઉડી ગઇ નહિ હોય. આ ટીપમાં જે જે ગૃહસ્થોને માનચાંદ આદિ આપવાની ડચેસે સૂચના કરી હતી તેમને હજી સૂધી કંઇ મળ્યું ન્હોતું. ચાર્લ્સે પોતાની હમ્મેશની બેદરકાર ઢબ પ્રમાણે આ સંબંધી પણ બેદરકારી બતાવી હતી. ડચેસ ઓફ ક્લીવલૅન્ડને તેણે બે ચારવાર ઉડાવનારા જવાબ આપી સમજાવી હતી અને ડચેસ હજુ સમ્પૂર્ણ સત્તાવાન થયલી નહિં હોવાથી ચાર્લ્સ સાથે ઝાઝી પતરાજી કરી શકે એમ ન્હોતું. હમણાં તો તે રાજાને ગમે તે રીતે આનન્દિત કરી પોતાના ઝાંખા પડેલા સિતારાને ચમકાવવા માગતી હતી. પ્રસંગોપાત તેણે રાજાને ઉપરોક્ત ટીપનો અમલ કરવાની નમ્ર વિનંતી કરી હતી અને રાજાએ તેને ધિરજ આપી શાન્ત કરી હતી. ડચેસના પક્ષકારોએ તેને પૈસા આપવાનું ચાલુજ રાખ્યું હતું; પણ અન્તે તેઓ ડગ્યા. હમણાં તેમણે પચ્ચીસ હજાર પૌંડ ભેગા કરી ડચેસ ઓફ ક્લીવલૅન્ડને આપ્યા હતા અને તે સાથેજ જણાવી દીધું હતું કે તેઓ હવે પછી કંઈ પણ આપવા રાજી નથી માટે આ છેલ્લી રકમનો અસરકારક ઉપયોગકરી ધારેલી ધારણા પાર પાડી લેવી. આ રકમ ડચેસની પાસે હમણાં હતી અને તે રાજાને ભેટ કરવાનો યોગ્ય પ્રસંગ તે ખોળતી હતી. તેના પક્ષકારો તરફથી હવે વધુ સહાય તેને મળવાની નથી એવું ધારી આ છેલ્લો ગોળો આબાદ ફેંકી પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવાનો નિશ્ચય તે કરી રહી હતી.

આજે સાંજે એ મહાન રમત ડચેસ ઓફ ક્લીવલૅન્ડ રમવાની હતી; અને રાજા આર્થીક મુશ્કેલી સંબંધી વાત કરે અથવા એવીજ કંઇ ટીકા થાય તો તે રાજાને એકદમ વશ કરી લે એવી આશા રાખતી હતી. વિજય માટે તો તે ખાત્રી રાખતી હતી. ચાર્લ્સ હવે તેનોજ છે-ઈંગ્લંડની સત્તાશીલ મહારાણી તેજ છે—લુઈની ઉન્નતિના દહાડા હવે પૂરા થઈ ગયા છે—એમ તે માની બેઠી. મનમાં મલકાતાં મલકાતાં તેણે લુઇને કેટલીકવાર વધુ માન આપ્યું—કોઇકવાર અભિમાન વ્યક્ત કર્યું—અને લુઇ કરતાં તે વધુ ઉચ્ચ પદપર આવવાની હોય એવો બાહ્ય ડોળ પણ કર્યો.

લુઇ દે કેરલ શાન્ત રહી આ સઘળો નાટક જોયા કરતી હતી.

પરોણાઓ ભેગા થયાને વધુ વખત થયો નહિ એટલામાં ત્યાં એક નોકર આવ્યો અને રાજાના ઉમરાવ કારભારી પાસે જઈ તેના કાનમાં તેણે કંઈ કહ્યું. પેલા ઉમરાવે નોકરની વાત સાંભળી અશાન્ત થઇ રાજા તરફ જોયું અને પછી પેલા નોકરને ધીમે સ્વરે કંઇક સૂચના કરી. શું કરવું તે સૂઝ નહિ પડતું હોય તેમ નોકર જરા અચકયો–તે કંઇક કહેવા માગતો હતો–પણ બોલવાની હિમ્મત કરી શક્યો નહિ. ઉમરાવે તેના તરફ આજ્ઞાદર્શક નજર કરી અને તે નોકર ત્યાંથી ચાલી જતો હતો એટલામાં રાજાની નજર તેનાપર પડી. તે પોતાના કરજના વિચારને લીધે મુઝાતો હતો. તેણે પૂછ્યું:—

"આ શું ભેદ છે?—"

"કંઈ નથી નામદાર! આપ નામદારને એપર લક્ષ આપવાની જરૂર નથી......"રાજાનો ઉમરાવ કારભારી રાજાના સોફા પાસે જઇ બોલ્યો.

"મારા ખાસ ખાતાને લગતી એ વાત છે—"

"કંઈ ફીકર નહિ. મને જે હોય તે કહો. મને લાગે છે કે કંઇ નાપસંદ બનાવ બન્યો છે—"

"નહિ, મારા નામદાર, એવું કંઇજ નથી." વિનય પૂર્વક નમન કરી ઉમરાવ બોલ્યો.

"નહિ, કંઇક એવુંજ છે, મારા લૉર્ડ! બોલો, શું છે તે મને કહી દો. હું ધારૂં છું કે કોઈ અધીરો અને અવિનયી વ્યાપારી પોતાનું બીલ લઇ આવ્યો હશે. આહ! એ લોકો હવે બહુજ ધાંધલ કરી રહ્યા છે. જુઓ! મારૂં ગજવું ખાલી છે એ વાત અહિં બધા જાણે છે. હું તે છુપાવવાની કશી જરૂર જોતો નથી. મારી આર્થીક મુસ્કેલીમાંથી મને મુક્ત કરનાર વ્યક્તિને હું ઘણો મોહક બદલો આપવા માગું છું......પણ બોલો, મારા લૉર્ડ! શું છે? આ બધા પોતાના રાજકર્ત્તાની મુસ્કેલી જાણે છે-બોલો, શું છે?—"

"આપ નામદાર......"

"નામદાર નામદાર કેટલીકવાર બોલશો? જુઓ, ઉમરાવ સાહેબ, કેટલીકવાર માનભર્યાં સંબોધનો અપ્રિય લાગે છે......અહિં આવ, છોકરા!–બોલ, શું છે તે મને કહી દે–" ચાર્લ્સે નોકર તરફ જોઇ છેલ્લા શબ્દો કહ્યા.

"નામદાર! એક બાઈ કારભારી સાહેબની ઑફીસમાં આવી છે ને વિનંતી કરે છે કે......"

નોકર જરા અટકયો.

"બોલ, બોલ, આગળ બોલ. તે બાઇ શું માગે છે ?" રાજા બોલ્યો.

"તેણી નમ્રતાપૂર્વક અરજ કરે છે, સાહેબ! કે તેણી જે એક બીલ લાવી છે તે પર તુરતા તુરત ધ્યાન અપાવું જોઇએ—"

"તે બીલ કયાં છે?—"

"તે નોકર પાસે છે, નામદાર! પણ મેં તે લઇ જવાની તેને આજ્ઞા કરી છે. હું તેપર ફુરસદે ધ્યાન આપીશ—"ઉમરાવ બોલ્યો.

"પણ નોકર તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્યો નથી, મારા લૉર્ડ! કારણ કે તે બાઈ ઘણી મુસ્કેલીમાં છે અને તેણીને પૈસાની ઘણીજ જરૂર છે. મને તે બીલ આપો, જોઉં ?—"

નોકર પોતાના વેસ્ટના ગજવામાંથી એક કાગળ કાઢી રાજા પાસે ગયો. રાજાએ તેપર ઝડપી નજર ફેંકી અને પછી કંઇક વિચાર કરી બોલ્યો.

"આ તો બહુજ ખરાબ કહેવાય! આ બીલની નીચે લખ્યું છે કે આપણો દારૂવાળો ત્રણ હજાર પૌંડ ભરી નહિ શકવાથી તેને કેદખાનામાં લઈ જવામાં આવે છે જયારે આપણી પાસે તે સાત હજાર પૌંડ તો માગે છે......અફસોસ! તેની આબરૂ જાય એવો વખત છે"

"હું તે બાઇ પાસે જઇ તેને સમજાવું છું—" રાજાનો કારભારી બોલ્યો.

"નહિ. તેણીને શબ્દો જોઇતા નથી: પણ પૈસા જોઇએ છે. તમે તેને શબ્દોનું આશ્વાસન આપી શકશો તે હું જાણું છું. પણ તમે તેને પૈસા આપી શકશો નહિ. આહ! હું ઇંગ્લંડનો રાજા હોવા છતાં મારી સ્થિતિ એક પેની વગરના કંગાળ જેવી થઇ પડી છે. જા—છોકરા! જા—અને તે બાઇને કહે કે તેના પૈસા એક કલાકમાં તેને આપવામાં આવશે."

આટલું કહી રાજા રાણીના ઓરડામાંથી બહાર નીકળ્યો. તે એટલા ત્વરિત વેગથી ઓરડામાંથી નીકળી ગયો કે બધા અજબ થઈ ગયા. તે ગયા પછી થોડીક પલમાં ડચેસ ઓફ કલીવલેંડ પોતાના કોચપરથી ઉભી થઈ અને રાજાની પાછળ ગઇ. ડચેસના પક્ષકારોએ હવે તેમની આશાનો ફલિતાર્થ થશે એવી આશાથી આનંદમાં આવી એક બીજાને ઇસારા કર્યા.

વાંચનાર, કોણ જીતે છે અને કોણ હારે છે તે આપણે હવે પછી જાણીશું.

# પ્રકરણ ૨૫ મું.

## ૨૫૦૦૦ પૌંડ.

ગત પ્રકરણમાં જે સ્થિતિ વર્ણવવામાં આવી છે તેમાં કંઇપણ મીઠું મરચું ભભરાવવામાં આવ્યું છે અથવા અત્યુક્તિ કરવામાં આવી છે એમ વાંચનારે માનવાનું નથી. ચાર્લ્સની રાજ્યકારકીર્દિમાં એવા ઘણા પ્રસંગો આવ્યા હતા કે જ્યારે તે તેના લખલૂટ અસામાન્ય ખર્ચને લીધે તદ્દન ખરાબ સ્થિતિમાં આવી પડયો હતો—કેટલીકવાર રાજાના વપરાશ માટે રાજમહેલમાં જોઇતી વસ્તુઓ પૂરી પાડનારા વ્યાપારીઓ ઉધાર આપવાની સ્પષ્ટ ના પાડતા—માગનારાઓ બાદશાહી મહેલના દરવાજા આગળ ભેળા થઇ અરજ કરતા, બૂમ મારતા અને રાજાપરના લ્હેણા પૈસાના બીલના થોકડેથોકડા કારભારીપર ફેંકતા.

રાજા આર્થીક મુસ્કેલીમાં છે—તેની પાસે તેનું કરજ ચૂકવવાના પૈસા નથી—તેની ખાનગી મેળાવડા સમયે હાંસી થાય છે—માગનારાઓ રાજમહેલના બારણાપર ઉભા છે—એ જોઇ ત્યાં હાજર રહેલા ઉમરાવોમાંથી કોઇએ રાજાની મુસ્કેલીનો અંત લાવવા માટે પચીસ હજાર પૌંડ આપવાની ઉદારતા નહિ બતાવી હોય એવી શંકા આ સમયે વાંચનારના મનમાં આવે એ શક્ય છે. ઘણા ઉમરાવોની મિલકત એટલી બધી હતી કે તેમને મન પચીસ હજાર પૌંડ તો કુછ બીસાદમાં ન ગણાય; પણ રાજમહેલમાં રાજા સાથે માનમર્તબાથી વર્તવાના નિયમો એટલા કડક હતા કે જેથી આવી માગણી કરવી એ તિરસ્કારને યોગ્ય ગણાય. રાજાનું કરજ ચૂકવવાની માગણી કરવી એ રાજાનું અપમાન કર્યા બરાબર છે એવી માન્યતાને લીધે કોઇ ઉમરાવ કંઇ બોલ્યો ન્હોતો; પણ તે ભવ્ય હૉલમાં એક એવી વ્યકિત હતી કે જે આ તકનો લાભ લઇ શકે. તે ડચેસ ઑફ ક્લીવલૅન્ડ હતી; અને તેણી તરતજ ચાર્લ્સની પાછળ ગઇ હતી એ આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ.

રાજા કોરીડોરમાંથી પોતાના ખાનગી ઓરડા તરફ ઉશ્કેરાયલી સ્થિતિમાં ત્વરિત વેગે જતો હતો એટલામાં બાર્બેરા વીલીઅર્સે તેને અરધે રસ્તેજ પકડી પાડયો; અને ચાર્લ્સે પોતાની પાછળ હલકા પગલાંનો અવાજ સાંભળી પાછળ નજર ફેંકી.

"આહ! તું છે? બાર્બેરા!—" તે બોલ્યો.

"હું હમણાં એકલો રહેવા માગું છું. મારે કોઇને એક પત્ર લખવો છે—"

"માફ કરો, વ્હાલા ચાર્લ્સ!..." તે બોલી.

"પણ તમારા દુઃખમાં તમને આશ્વાસન આપવાની મારી ફરજ છે—કદાચ હું તમને સહાય કરવા શક્તિવંત થઇશ—"

"ચાલ, ઓરડામાં આવ—કોઇ નોકર આપણી વાત સાંભળી જાય એ મને પસંદ નથી..." ચાર્લ્સ બોલ્યો.

તેઓ રૉયલ કેબીનેટમાં જઇ પહોંચ્યા. ત્યાં દેદિપ્યમાન બત્તી બળતી હતી. ચાર્લ્સ એક બેઠકપર અફળાઈ બરાડ્યો.

"આહ! હું રાજા હોવા છતાં મારી સ્થિતિ આજે ભિખારી જેવી છે—"

"વ્હાલા! આ નજીવી બાબત માટે તમે દુઃખી ન થાઓ—શાંતિથી મારી સાથે વાત કરો—તમારી લ્હેણદાર બાઈ જેટલા પૈસા તમારી પાસે માગે છે તેટલા હમણા મારી પાસે છે—"

ડચેસ ઓફ ક્લીવલૅન્ડ બોલી.

"શાહબાશ! બાર્બેરા! તું તો મારી માર્ગદર્શક અપ્સરા થવા માગે છે કે શું? તારાપર પૈસાનો આટલો બધો વરસાદ કોણ વરસાવે છે?—" રાજા બોલ્યો.

"તેનું તમારે કંઈ કામ નથી. ચાર્લ્સ! હું એટલુંજ કહેવા માગું છું કે મારી પાસે ૨૫૦૦૦ પૌંડની કિમ્મતનો દસ્તાવેજ છે કે જેના પૈસા આવતી કાલે મળી શકે—"

"મને તે દસ્તાવેજ આપી દે—" આવી મોટી રકમ મેળવવા માટે અધીરો બની ચાર્લ્સ બોલ્યો.

"આટલા બધા ઉતાવળા ન થાઓ." ડચેસ બોલી.

"તમારૂં વચન તૂટે તે પહેલાં હજુ તમારી પાસે આખો કલાક છે. આપણે થોડીક મિનિટ વાત કરીએ—"

"આહ! તું કંઈ બદલાની આશા રાખે છે? હું સમજી ગયો! ઠીક, બોલ, શું સરતે તું મને એ રકમ આપવા માગે છે?—"

"પેલી નાની યાદી જે મેં તમને થોડક અઠવાડિયા પહેલાં આપી હતી અને જે પર ધ્યાન આપવાનું તમે મને વચન આપ્યું હતું—"

"ઠીક-ઠીક—આપણે તે પર તરત લક્ષ આપીશું. જો—ત્યાં છે તે!—લઈ આવ—પેલી પેટીમાંથી—" એમ કહી તેણે એક કુંચી નાખી.

બાર્બેરા વીલીઅર્સે તરતજ પેટી ઉઘાડી અને જોઇતો કાગળ કાઢી રાજા પાસે આવી. રાજા તે વાંચી બોલ્યો.

"આ તો બહુ લાંબી ટીપ છે, પેન્શન્સ, પ્રમોશન્સ, માનચાંદ! બાર્બેરા! આવા અતિ લોભી માણસોને માનચાંદ—રોટલી માછલી—આપવાથી શું લાભ?"

"નામદાર!—" ડચેસ અભિમાનથી બોલી.

"એ મારા મિત્રો છે; અને તમે રાજા છો છતાં મારે કહેવું જોઇએ કે તેમને હલકા ગણવા એ યોગ્ય નથી—"

"વારૂ–વારૂ. હું તને ગુસ્સે કરવા માગતો નથી—" રાજા ડચેસના ઝનુનની સ્વભાવના મંગલાચરણથી ડરીને બોલ્યો.

"અરે! પણ આ કોનું નામ? બાર્બેરા! લૉર્ડ આર્ડેન જે પેલા બળવાખોર મરટનની વિધવાને પરણી મુઓ અને જેને મેં મારી નોકરીમાંથી કાઢી મૂક્યો તેને માન? તેને ખિતાબ?—"

"શામાટે નહિ? લૉર્ડ આર્ડેન એક બંડખોરની વિધવાને પરણ્યો તેથી તેણે શું મહાપાપ કર્યું? તમે પોતે બળવાખોરોના સરદાર ઍાલિફન્ટને ક્ષમા આપી તેને મોટામાં મોટી પદવી અર્પણ કરી એ ખુબસુરત બળવાખોરને તમે ગવર્નર જનરલ બનાવ્યો—"

"આહ! ઍાલિફન્ટ! તને એની ખુબસુરતી ગમી ગઈ લાગે છે? બાર્બેરા!—"

"જનરલ ઍાલિફન્ટ ઘણો ખુબસુરત માણસ છે. ખરેખર!..." રાજાને ઇર્ષ્યાળુ બનાવવાના ઇરાદાથી ડચેસ બોલી.

"આ યાદીમાં લૉર્ડ આર્ડેનનું નામ રહેવુંજ જોઇશે કે?—" રાજા બોલ્યો.

"હા."

"નહિ."

"હું કહું છું હા." પગ ઠોકીને બાર્બેરા બોલી.

"બોલો, હવે? હા? કે ના? એ ઉમરાવ મારી સાથે ઘણી સારી રીતે વર્ત્યા છે; અને હું તેમનો ઉપકાર વાળવા માગું છું. જુઓ, અહિં ૨૫૦૦૦ પૌંડ છે—"

"અરે ત્હારૂં ભલું થાય! તું કેવી બાઇડી છે! તું તારોજ કક્કો ખરો કરાવવાની! વારૂ, એ નામ રહેવા દે...લૉર્ડ હારલેને અર્લ બનાવવો–હમ! એમાં કંઇ હાનિ જેવું નથી. પોન્સોબીને સ્પેનનું એલચીખાતું સોંપવું. એમ પણ થઇ શકશે. સર જોસફ ટ્રેસીને ઉમરાવપદ આપવું–ઠીક, એ ચુસ્ત કેથોલીક છે–પોપનો અંગુઠો ચૂમી આવ્યો છે–એ ઉમરાવ થશે–પણ આ શું? આ કોનું નામ? સર હેકટર ગ્રેહામ–નહિ–દસહજાર વાર નહિ–આખી દુનિયા મારી લ્હેણદાર થઇ મારા દરવાજા પર ઉભી હોય તોપણ હું આ માણસને કંઇ આપીશ નહિ. તને ખબર છે, બાર્બેરા! આ માણસે શું કર્યું છે તે? આજેજ આપણી રૉયલ ચાટમાં તેને કેદ પકડી 'ન્યુગેટ'માં પુરવામાં આવ્યો છે—

"હું તે જાણું છું અને તેથી જનરલની પદવી સાથે એડજુટંટ જનરલનો ઓધ્ધો માગવાને બદલે તેને ભયંકર કેદખાનામાંથી તમે એકદમ મુક્ત કરશો તો હું સંતોષ પામીશ—"

"નહિ. એ નહિ બની શકશે. બાર્બેરા!—" તે યાદી ટેબલપર ફેંકી દઇ ચાર્લ્સ બોલ્યો.

"બહુ સારૂં—" કહી ડચેસ બારણા તરફ ફરી.

"તું ઉતાવળમાં છે—" પચીસ હજાર પૌંડ ચાલી જશે એવી ચિંતાથી રાજા બોલ્યો.

"હું જે માગું છું તેની તમે ના પાડો છો–તમારૂં વર્તન ઘણું ઘાતકી–ધિક્કારપાત્ર છે. આહ! હું ઝનુની બની નવનું તેર કરી નાંખીશ. તમે મારી સાથે આમ વર્તશો તો હું બેભાન થઇ જઇશ–"

"પ્રભુને ખાતર શાન્ત થા." મેઘનો ગડગડાટ સાંભળી ભયંકર વર્ષાદથી ડરી ચાર્લ્સ બોલ્યો.

"ગ્રેહામે શું કર્યું છે તે કદાચ તું જાણતી નહિ હોય—"

"તેણે એક સાધારણ સ્ત્રીનું હરણ કરવાનો પ્રયત્ન કર્યો—પણ એ કામ "**તમારા રાજ્યઅમલમાં**" ગુન્હા જેવું ન ગણી શકાય—"

"કબૂલ—...પણ ગાંડી! રાજા જે કરી શકે તે પ્રજાથી ન થાય. આખો દેશ એમ તો અનીતિમાન થઇ જાય—"

"જુઓ, આખા દેશ માટે હું આ કાગળના ટુકડા જેટલી પરવા કરૂં છું—" અને એક કાગળનો ટુકડો લઇ તેના ચીરે ચીરા કરી તેણીએ જમીનપર ફેંકી દીધા.

"બસ–બસ–બાર્બેરા! તું એવો ગડગડાટ કરે છે કે બસ ન પૂછ વાત! બીજુ કાંઇ છે?—"

"ગડગડાટ! હું ગડગડાટ કરી મુકું છુ એમ તમને લાગે છે? અફસોસ! જો પેલી બદમાસ ફ્રેંચ બલાએ મારા કરતાં બમણું માગ્યું હોત તોય તમે ના ન પાડત—જ્યારે મારી નજીવી માગણી—"

"નજીવી માગણી ખરેખર! હવે શાંત થા—અને હું કહું તે સાંભળી લે. સર હેક્ટર ગ્રેહામે પોતાના કેટલાક માણસો સાથે એક યુવાન યુગલપર હુમલો કર્યો—"

"હું જાણું છું, મારે એ હકિકત જોઇતી નથી, મેં બધું સાંભળ્યું છે, ગ્રેહામે પેલા બદમાસ લી પર હુમલો કર્યો હતો કે જેને મેં એક રાત્રે પેલી ફ્રેંચ બલાના ઘરમાં જોયો હતો અને જે એક રીપબ્લીકનની પુત્રીને પરણ્યો છે—"

"હવે એ લી પર મારી કૃપા છે......" રાજા દૃઢતાથી બોલ્યો કે જેથી બાર્બેરા જરા ચમકી.

"ગ્રેહામનું કામ જુલમી અને પાપી હતું. તેનો હુમલો નીચ અને ધિક્કારપાત્ર હતો. તેણે યુવાન લીનું ખૂન કરવાની દુષ્ટ ધારણા રાખી હતી–"

" તેની મને શી પરવા છે ? સર હેક્ટર ગ્રેહામ હજુ સુધી આપ નામદારના પક્ષને વફાદારીથી વળગી રહ્યો છે, હું તેની મુક્તતા માટે અરજ કરૂ છું. ચાર્લ્સ ! હું કંઇજ સાંભળવા માગતી નથી. એ મુક્ત થવોજ જોઇએ–નહિ તો હું જોવા જેવું કરીશ—"

"જા. તારાથી થાય તે કર. હું તેને નહિ છોડું—" કહી ચાર્લ્સ ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો.

" તમે મને ખીજવો છો ? ગુસ્સે કરો છો ?—" અને આમ કહી તે દીવાની હોય તેમ પગ ઠોકવા લાગી.

" તારામાં આજે શયતાન ભરાયો લાગે છે. શાન્ત થા..." અને રાજા ડચેસ તરફ જોઇ રહ્યો કે જેનું મુખ સુન્દર હોવા છતાં ઝનુની લાગણીને લીધે અત્યારે તે લાલ થઇ ગયું હતું. આવી ભયંકર સ્ત્રી સાથે કામ લેવાનું છે તે જોઇ ચાર્લ્સ મનમાં કંઇ વિચારમાં પડયો. એટલામાં ગુસ્સાભર્યા અવાજે બાર્બેરા બોલીઃ

" તમે કબૂલ કરો છે કે નહિ !—"

"વારૂ વારૂ. જો તારી મરજી એમજ છે તો એમ........." પોતાની બાજુમાં ઉભેલી ઝનુની સ્ત્રીના પંઝામાંથી જેમ બને તેમ જલદી છૂટવાની ઇચ્છાથી ચાર્લ્સ બોલ્યો.

" ચાલ, ડાહી થા હવે. તારી બધી માગણીઓ મેં સ્વીકારી છે—અને આવતી કાલે આ ટીપમાં દર્શાવ્યા પ્રમાણે હું અમલ કરીશ, લાવ, હવે મને પૈસા આપ—"

"હજુ એક વાત બાકી છે—" પોતાની દરેક ઇચ્છા પાર પાડવામાં વિજયવંત બનવાથી પુનઃ શાન્ત થઇ ડચેસ બોલી અને અજબ જેવી રીતે તેના વદનપર ક્રોધ અને ઝનુનની જે ભયંકર લાગણી છવાઇ ગઇ હતી અને જેથી ચાર્લ્સ ડરતો હતો તેનો લોપ થઇ પુનઃ મોહકતા અને સુન્દરતા ભભકી નીકળી.

"કેમ હજુ શું બાકી રહ્યું છે ?—" જરા મુઝવણ ભરી લાગણીથી ચાર્લ્સ બોલ્યો,

"હજુ એક ચીજ બાકી છે; અને તે સૌથી વધુ અગત્યની છે—" બાર્બેરા બોલી.

" તમે શું એમ ધારો છો કે રાજમહેલમાં પેલી ફ્રેંચ બલાનું અસ્તિત્વ હું વધુવાર જોઇ શકીશ ? નહિ—જે જગ્યા મારી છે અને

જે તેણે મારા હાથમાંથી ખૂંચવી લીધી છે તે મને મળવી જોઇએ. હા. ચાર્લ્સ! હું સાચું કહું છું. તે અહિં આ રાજ મહેલમાંના ભવ્ય ભુવનમાં વસે અને તે હું જોઇ રહું એ તદ્દન અશક્ય છે. જાઓ, અને એ બલાને જગ્યા ખાલી કરી મને તે આપવાનો હુકમ કરો—"

"બાર્બેરા ! તું ગાંડી છે!—" રાજા નિરાશ થઈ બાર્બેરા તરફ દૃષ્ટિ તાકી બોલ્યો.

"હું એક પલમાં ગુસ્સાથી ગાંડી બની જઇશ એ ફ્રેંચ બલા હવે અહિં નહિજ જોઇએ—" ડચેસ નિશ્ચીત સ્વરે, પોતાને પૂર્ણ મળેલા વિજયથી પ્રોત્સાહિત થઇ રાજાને આબાદ પોતાના પંઝામાં સપડાયલો ધારી ગમ્ભીર સ્વરે બોલી.

"નહિ, નહિ." રાજાએ કહ્યું.

"તારે તારી હાલની સ્થિતિમાં સંતોષ માનવો જોઇએ. જો, બાર્બેરા! ડાહી થા-જરા વિચાર કર. તારે માટે મેં બર્કલી હાઉસ ખરીદેલું છે-અને હું તને વચન આપું છું કે જ્યારે મારી તીજોરી જરા તર થશે ત્યારે-"

"એ બે કંઇ નહિ. એ બલા જવીજ જોઇએ-" ડચેસ વચ્ચે બોલી.

"નહિ. એ નહિ જાય." ડચેસના જેવાજ નિશ્ચીત સ્વરે રાજા બોલ્યો.

"ત્યારે આપણે જોઇ લઇશું-" ભયસૂચક સ્વરે ડચેસ બોલી અને જેવી તે દ્વાર તરફ વળી કે તેણીની કાળી આંખોમાંથી અગ્નિ ખરવા માંડયો.

"તું શું કરવા માગે છે? તું શું કરી શકીશ?—" ડચેસને જતી અટકાવતો ચાર્લ્સ બોલ્યો.

"હું શું કરવા માગું છું? અને હું શું કરી શકીશ તે તમે જાણવા માગો છો? અરે! હું એ બલાને જઇને કહીશ કે હવે હું વિજયી થઈ છું અને આ મહેલની વર્તમાન મહારાણી હું છું. હું શું કરીશ? હું એ રાંડની આંખો ફોડી નાખીશ—હું તેણીનું બધાની નજર સમક્ષ અપમાન કરીશ-હું તેણીના કિમતી રેશમી વસ્ત્રો ચીરી નાખીશ—અને તેણીના રત્નજડિત અલંકારો તોડીને ફેંકી દઇશ; અને હું તેણીને એક નીચ, દગાબાજ દુશ્ચરિતા તરીકે આ મહેલમાંથી હાંકી કાઢીશ—"

"બાર્બેરા! તારી એમ કરવાની મજાલ નથી. હું તને શાન્ત થવાની આજ્ઞા કરૂં છું—"

"શાન્ત?—" તેણી ધિક્કારપાત્ર સ્વરે બોલીઃ ત્યાર પછી ભયંકર સ્વરે બકી.

"હું મારૂં ધાર્યુંજ કરીશ—હા—હું તેમ કર્યા વિના જંપવાની નથી—અને અટકાવો ના—હું દીવાની છું.-તમે મને ગાંડી બનાવો છો—હું એનાપર વેર લઇશ—"

"હું તને શાન્ત થવાની વિનંતી કરૂં છું......" તદ્દન વિનીત સ્વરે રાજા બોલ્યો,

"નહિ. કદિપણુ નહિ. જ્યાં સુધી એ બલા આ મહેલમાં છે ત્યાં સુધી હું કદિપણુ શાંત થવાની નથી...જુઓ! આ પચીસ હજાર પૌંડની જામીનગીરી છે—" તેણે તે કિમતી કાગળ હાથમાં લઇ ફાડી નાખવાનો ડોળ કરતાં કહ્યું.

"બોલો, હા કે ના. તમારી ના અને હું આ કિમતી જામીનગીરી પેલા કાગળના ચીથરાની માફક ચીરીને ફેંકી દઇશ—"

"દીવાની ના બન—" રખેને ડચેસ તે કાગળ ફાડી નાખશે તો પચીસ હજાર પૌંડનો લુંમખો પોતાના હાથમાંથી ચાલી જશે એવી બીકથી રાજા બોલ્યો. તેણે વર્તમાન સ્થિતિમાં એનાથી અરધી રકમ માટે પોતાનું અંતઃકરણ પણુ વેચ્યું હોત તો પછી ડચેસ ઓફ પોર્ટસ્મથ શું હિસાબમાં?

"તમે મારી માગણી કબુલ કરો છો? બધાની હાજરીમાં મહેલ છોડી જવાની તમે તે ફ્રેંચ બલાને નોટીસ આપશો? ફક્ત એક જ બોલ બોલો—હા અથવા ના." અને તેણીએ જાણે તે તે કાગળ ફાડી નાખવા જ તત્પર થઈ ગઇ હોય તેવો દેખાવ કર્યો.

"બાર્બેરા!—"

"બસ મારે વધુ વાત નથી જોઇતી. હા કે ના? બોલો, જલદી બોલો, હા કે ના?—"

"હા—" રાજા સહેજ ભાગેલા સ્વરે બોલ્યો અને બીજી પલે પચીસ હજાર પૌંડની લેખિત જામીનગીરી તેના હાથમાં જઇ પડી.

"આવો વ્હાલા!—" વિજયી થવાથી લગભગ શાન્ત થઈ ડચેસ નખરાં કરતી બોલી,

"આવો, વ્હાલા ચાર્લ્સ!—" તેણીએ તેના હાથો ચાર્લ્સના ગળામાં નાખ્યા.

"બાર્બેરા! હું ઘણું ખોટું પગલું ભરૂં છું."

"ચાર્લ્સ! તમે મને વચન આપ્યું છે અને હવે તે તોડવાની તમે હિમ્મત કરશો એમ હું માનતી નથી. તમારે જે કરવાનું છે તે હિમ્મતથી અને ઉતાવળથી કરવું જ જોઇએ, તમે એક રાજા અને મનુષ્ય છો? જો હો તો આનાકાની ના કરો—"

રાજા ડચેસની સાથે ભારે દીલથી હતાશ થઇ પોતાના ખાનગી ઓરડામાંથી બહાર નીકળ્યો. તેણે ડચેસના વદન પર તેના તરફથી દયા મેળવવાની આશાએ જોયું. પણુ ડચેસના વદનપર નિશ્ચિતતા

છવાયલી હતી. ચાર્લ્સની આશા–ડચેસનો નિશ્ચય તોડાવવાની આશા પાણીમાં ગઇ. આ સમયે બાર્બેરા પોતાની કાળી ગુસ્સાભરી આંખો, લાલ ઓષ્ઠ, અભિમાની હાસ્ય, હાસ્ય સમયે જણાતી સુન્દર દંત પંક્તિ, ભરાઉ છાતી અને ગાલપરની રાતી સુરખીથી એટલી બધી સુન્દર જણાઇ કે રાજાના મનમાં જે મોહ બાર્બેરા માટે વરસો પહેલાં હતો તે પુનઃ એકાએક જાગ્રત થયો. તેના તરફનો ધિક્કાર કામવાસનાને લીધે નરમ થઇ ગયો અને શોકની છેલ્લી લાગણી પણ બાર્બેરાના હમણાંના અસામાન્ય સૌન્દર્યને જોઇ મરી ગઇ.

"બાર્બેરા !—" ડચેસને પોતાની બાથમાં લઈ રાજા બોલ્યો.

"બાર્બેરા ! જો સ્ત્રીના રૂપમાં તું શયતાન હોત તો તારે માટે મારી જાહોજલાલીની પાયમાલી કરાવવા તું શક્તિવાન થઇ હોત—"

તે તેણી સાથે પુનઃ રાણીના ઓરડામાં ગયો, અને જેવા તેઓ ત્યાં દાખલ થયા કે સર્વની આંખો તેમના પર ફરી વળી. કેથેરાઇન ઓફ બ્રાગાન્ઝા અને લુઇ દે કેરલ ઉભયના હૃદયમાં ભયની લાગણી જન્મી; કારણકે તેમની ખાત્રી થઇ ગઇ કે ડચેસ ઓફ કલીવલૅન્ડને સમપૂર્ણ વિજય મળ્યો છે.

રાજા ડચેસ સાથે સીધો લુઈ તથા રાણી જ્યાં બેઠી હતી ત્યાં ગયો અને લુઈ તરફ જોઇ ઠંડા પણ ધ્રુજતા સ્વરે બોલ્યો.

"મારી વ્હાલી પત્નિની સખી તરિકેની તમારી નોકરીની હવે જરૂર નથી અને તેથી તમારી સગવડે બાદશાહી મહેલમાંની તમારી જગ્યા ખાલી કરી જવાની કૃપા કરશો—"

લુઇ દે કેરલ મોત જેવી ફીક્કી પડી ગઇ, અને એક પલ જાણે તેણી બેભાન થઇ જશે એવું લાગ્યું. પણ એ અશાંતિ એકજ પલ ટકી બીજીજ પલે તેણીએ પોતાના હૃદયપર કાબુ મેળવ્યો અને રાજાપર ઠપકા ભરી આંખો તાકી તે ધીમા સ્વરે બોલી.

"આપ નામદારની ઇચ્છા એજ મારો કાયદો !"

આટલું કહી પોતાની પ્રતિસ્પર્ધીની પર એક પણ નજર ફેંક્યા વિના રાણી તથા રાજાને માનથી નમન કરી લુઇ તે ઓરડામાંથી ફીક્કા મ્હોડે પણ સ્થિર પગલે ચાલી ગઇ.

